સાંગાણીના

# લેખો અને ભાષણો.

हरिः ॐ तत्सत्

નારાયણ ગ્રંથમાળા          પુષ્પ ૧૫ મું.

# સાંગાણીના લેખો અને ભાષણો.

લેખક:

ધર્મવીર શ્રીયુત નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

મુંબાઇ.

પ્રકાશક:

દ્વારકાદાસ વિઠ્ઠલદાસ મહેતા,

ચાઇના બીલ્ડીંગ; ભીંડી બજાર મુંબઇ.

આવૃત્તિ પહેલી.          પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૪          સને ૧૯૨૮

ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યાં.

ઠે૦ પાંચકુવા, ચાર રસ્તા—અમદાવાદ

મૂલ્ય રૂ. ૧-૦-૦.



ગોવર્ધનધારી શ્રીનાથજી પ્રભુ.

# અર્પણ.

ભગવદ્ ધર્મ પરાયણ કૃષ્ણગઢનરેશ શ્રીમાન્ મહારાજા

શ્રી યજ્ઞનારાયણસિંહજી બહાદુર-કૃષ્ણગઢ.

ક્ષત્રિય નરેશને પ્રજાપાલન અને રક્ષણ અર્થે પ્રભુએ પોતાના અંશમાંથી ઉત્પન્ન કરેલ છે, માટેજ હિંદુઓ ક્ષત્રિય રાજાઓને દેવતુલ્ય માની સન્માને છે; પરંતુ અત્યારે દુર્ભાગ્યવશાત્ ઘણાખરા નરેશો કાળનું કારણ બની પાશ્ચાત્ય સંસ્કૃતિમાં મુગ્ધ થઇ પોતાનું ધર્મ કર્મ ચૂકી વિનાશના માર્ગે ઘસડાયા છે, એવા દુર્ઘટ સમયે પણ કેટલા ગૌરવની વાત છે કે આપ શ્રીમાન્ જેવા ધર્મજ્ઞ નૃપતિ પૃથ્વીને શોભાવી રહ્યા છો. આપ શ્રીમાન્ પોતાના મહાનુભાવ પૂર્વજોનું અનુકરણ કરી ભગવદ્ ધર્મ પરાયણ જીવન ગાળવા સાથે પ્રજાનું ઉત્તમ રીતે યોગક્ષેમ વહન કરી અન્ય નૃપતિઓને ઉજ્વળ આદર્શ પૂરો પાડી રહ્યા છો. આપશ્રી પ્રભુ પ્રત્યે અનન્ય શ્રદ્ધા, પૂજ્યપાદ આચાર્યો પ્રત્યે અદ્‌ભુત પૂજ્યભાવ અને ધર્મનિષ્ઠ સજ્જનો પ્રત્યે આદરબુદ્ધિ ધરાવવા સાથે સુશીલતા અને પ્રજાવત્સલતાદિ અનુપમ ગુણોથી અલંકૃત છો, એ માટે આપશ્રી અનેકાનેક ધન્યવાદને પાત્ર છો. આવી આપની ક્ષત્રિય નરેશોચિત યોગ્યતાથી આકર્ષાઇ આ ગ્રંથ આપશ્રીને સપ્રેમ સમર્પણ કરૂં છું.

પ્રભુ કૃપાકાંક્ષી.

નારણજી પુરુષોત્તમ સાંગાણી.

# નિવેદન.

પૂર્વકાળમાં સાહિત્ય આજની માફક ઉભરાઈ પડતું નહોતું તેમ વક્તા પણ ક્વચિતજ વ્યાખ્યાનો કરતા છતાં તે વખતે લોકોમાં ધર્મ સદાચાર જ્ઞાન શૌર્ય નિડરતા સાહસ પ્રતિભા અને સ્વજાતિ તથા સ્વદેશ પ્રેમ અનુપમ હતો; પરંતુ અત્યારે સાહિત્ય પુષ્કળ રચાય છે અને ભાષણો સર્વત્ર ગળા ફાડી ફાડીને થાય છે તોપણ ઉક્ત ગુણોમાં વૃદ્ધિ થવાને બદલે ઊણપ દૃષ્ટિગોચર થાય છે તેનું કારણ શું? કારણ માત્ર એ છે કે આજકાલના ઘણાખરા લેખકો તથા વક્તાઓ હૃદયમાં કાંઈ હોય છે અને વાણી કે કલમ દ્વારા કાંઈ દર્શાવે છે, બહુધા તેઓ ઉદર નિમિત્ત કાર્ય કરનારા હોય છે તેમ કેટલાક તો જ્ઞાન અનુભવરહિત અર્ધદગ્ધ લેભાગુ હોય છે તેથી તેઓના વક્તવ્યની અસર જનસમાજ ઉપર બીલકુલ થતી નથી. મારા હૃદયમાં દીર્ઘ કાળથી એક ભાવના અહર્નિશ રહ્યા કરતી હતી કે આપણા ગુજરાતી હિંદુઓના હૃદયમાં ધર્મ જાતિ તથા દેશના ઉદ્ધારની વાસ્તવિક આકાંક્ષા ઉત્પન્ન કરે, દેશ જાતિ તથા સનાતન ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજાવે અને ઉચિત માર્ગે કર્તવ્ય પથમાં આરોહણ કરાવે એવું સાહિત્ય પ્રકટ થાય તો પરમોપયોગી નિવડે. यद्दृश्य भावना तद्दृश्य सिद्धिः અર્થાત્ "ભાવના એવું ફળ" એ નિયમાનુસાર જગન્નિયંતા શ્રીહરિએ મને સનાતન ધર્મભૂષણ ધર્મવીર શ્રીયુત નારણજી પુરૂષોત્તમ સાંગાણીનો સને ૧૯૧૩ માં સમાગમ કરાવ્યો ત્યારથી તે અદ્યાપિપર્યંતના તેની સાથેના પંદર વર્ષના નિકટ તથા ગાઢ પરિચયથી તેમનો તત્વજ્ઞાનનો ઉંડો અભ્યાસ, દેશ વિદેશનો બહોળો અને સૂક્ષ્મ

અનુભવ, જ્વલંત દેશપ્રેમ, જાતિ અભિમાન તથા સનાતન ધર્માનુરાગ, અપૂર્વ સાહસ નિડરતા સ્વાર્થત્યાગ ઉદ્યોગપરાયણતા કર્તવ્યનિષ્ઠા તથા નિર્મળ ચારિત્ર્ય અને નિશ્ચિત્ સિદ્ધાંતોના પરિપાલનાર્થે આત્મ વિસર્જન સુદ્ધાં ક્ષણભરમાં કરી દેવાની તત્પરતાદિ દૈવિ ગુણોની છાપ મારા હૃદયમાં ખુબ પડી એથી હું તેનો ગુણગ્રાહક થયો અને હું નિઃસંકોચ ભાવે દર્શાવું છું કે તેના પ્રત્યેક ગુણ યથામતિ યથાશક્તિ સમજી જ્યારથી હું જીવનમાં મૂકવા માંડયો છું ત્યારથી મને મારા જીવનમાં વિલક્ષણ ફેરફાર–વિકાસ થતો અનુભવું છું.

ગાંધીજીએ અસહકારમાં ઝંપલાવ્યું અને તેણે હિંદુ પ્રજા, સનાતન ધર્મ તથા સ્વરાજ્યને ડૂબાડનાર તેના અહિંસા શાંતિ રેંટીઓ ખાદી અંત્યજ સ્પર્શાદિ વિનાશકારી સિદ્ધાંતો પૂર જોશમાં લોકોના હૃદયમાં ઠસાવાનો પ્રયત્ન જ્યારથી આરંભ્યો અને તેવા પ્રબળ પ્રવાહમાં અંધ શ્રદ્ધામાં ડૂબેલા પ્રાયઃ આખા ભારતવર્ષની કફ્ગી વહોરી જીવના પણ જોખમે સામે પડી શ્રીયુત સાંગાણીએ લડત ચલાવી લોકોને સન્માર્ગ દાખવ્યો ત્યારથી કેટલાકનું માનવું છે કે સાંગાણી દેશસેવક તરીકે પ્રસિદ્ધિમાં આવ્યા છે પણ વસ્તુતઃ તેમ નથી. ગાંધીનું હિંદમાં આગમન થયા પહેલાં સાંગાણી સ્વદેશ અને સ્વધર્મ હિતાર્થે પ્રવૃત્તિ કરતા જ હતા જેનું દિગ્દર્શન તેમના માનનીય મિત્ર પાલનપુર ગોંડલ તથા મોરબીના માજી દિવાન સાહેબ સાક્ષર વર્ય ધર્માત્મા શ્રીયુત રણછોડદાસ વૃંદાવનદાસ પટવારી, બી. એ. એલ. એલ; બી. એ. મારી વિનતિ ઉપરથી ઉપોદ્ઘાત લખીને તેમાં બહુ ઉત્તમ રીતે કરાવ્યું છે એ વાંચવાથી જ્ઞાત થશે તેથી હું અહીં પુનરૂક્તિ કરતો નથી. ગાંધીશાહી જમાનામાં તો ભલભલાની મતિ મુંઝાઇ ગઇ હતી અને તેની વિરૂદ્ધ કોઈ એક ઉદ્ગાર પણ ઉચ્ચારતા નહિ પરંતુ

અત્યારે ચોવીશ કરોડ હિંદુઓમાં અનેક સાધન સંપન્ન આચાર્યો, રાજામહારાજાઓ, વિદ્વાનો, શ્રીમંતો તથા શાસ્ત્રી પંડિતો પોતાના સનાતન ધર્મની તથા હિંદુ જાતિની દુઃખદ સ્થિતિ સમજે છે, ધારે તો ઉદ્ધાર કરવા શક્તિમાન્ છે છતાં તેઓ મૂકમૂદ થઇ બેઠા છે ત્યારે પોતાનું કર્તવ્ય માની શ્રીયુત સાંગાણી સિંહ ગર્જના કરતો દેશમાં સર્વત્ર ઘુમે છે અને સર્વસ્વના ભોગે પાખંડીઓની પાખંડ જાળ તોડી સનાતન ધર્મનું રક્ષણ કરે છે, એ શું તેના આત્માની ભવ્યતા ઓછી બતાવે છે '

શ્રીયુત સાંગાણીની વીશ વર્ષ દરમ્યાનની અનેકવિધ જનહિત-કારી જાહેર પ્રવૃત્તિઓમાં હિંદુ પ્રજાને ગ્રહણ કરવા જેવું અગાધ તત્ત્વ છે. તેમણે પુષ્કળ મૌલિક ગ્રંથો રચીને લોકોને ઋણી બનાવ્યા છે પરંતુ ઉપર નિર્દિષ્ટ કર્યા પ્રમાણે હું જે પ્રકારનું સાહિત્ય એકજ ગ્રંથમાં ગ્રથિત થયેલું જોવા ઇચ્છતો હતો તે અદ્યાપિ પર્યંત પ્રકટ થયેલું નહિ હોવાથી તેમના ભિન્ન ભિન્ન વિષય પરના અનેક તેજસ્વી લેખો તથા ભાષણોમાંથી ખાસ અત્યારના સમયને અનુલક્ષી ઉત્તમમાં ઉત્તમ ચુંટીને આ ગ્રંથરૂપે પ્રસિદ્ધ કરૂં છું આશા છે કે જાતિ ધર્મ તથા દેશપ્રેમી સજ્જનો તેનો લાભ ઉઠાવી મારો પ્રયાસ સફળ કરશે.

ચાઇના બીલ્ડીંગ–ભીંડી બજાર,
**મુંબઇ** સં. ૧૯૮૪ ચૈત્ર રામનવમી.

**દ્વારકાદાસ વિઠ્ઠલદાસ મહેતા.**

# ઉપોદ્ઘાત.

આ ગ્રંથનું વસ્તુસ્વરૂપ દર્શાવવા પહેલાં ગ્રંથના લેખક શ્રીયુત નારણજી પુરુષોત્તમ સાંગાણીનો પરિચય કરાવવો એ આવશ્યક છે: કારણકે તેમનો પરિચય થતાંજ ગ્રંથનું સ્વરૂપ સહેજે સમજાય તેમ છે. શ્રીયુત સાંગાણી દશા સોરઠીઆ વણિક છે. શુદ્ધાદ્વૈત, બ્રહ્મવાદ, પુષ્ટિમાર્ગ એ તેમના કુટુંબનો ધર્મ છે. કાઠિયાવાડમાં ગોંડલ તાબે મોટા દડવા ગામ એ તેમની જન્મભૂમિ છે. અંગ્રેજી સાતમા ધોરણ સુધી રાજકોટમાં અભ્યાસ કરી સને ૧૯૦૮ માં તેઓ રંગુન ગયા. શરૂઆતમાં નોકરી કરી પછી વેપારમાં જોડાયા. સને ૧૯૦૯ માં શ્રી જગદીશ, ગયાજી, કાશી, અયોધ્યા, પ્રયાગ, મથુરા, હરિદ્વાર, દેવપ્રયાગ યાત્રાર્થે ગયા, તેમાં ધાર્મિક જીવનને પોષવું એ તેમનો ખાસ ઉદ્દેશ હતો. અનેક વિદ્વાનો તથા પંડિતોના પરિચયમાં આવ્યા. કોઇમાં અંધશ્રદ્ધા ન રાખવી એ તેમનું સૂત્ર છે. જ્ઞાન પ્રાપ્ત કરવાના હેતુથી તત્વજ્ઞાનના પુસ્તકો તેમણે વાંચવા માંડયા અને યોગ વિદ્યા શીખવાની પ્રબળ ઇચ્છા થવાથી તે દિશામાં પ્રયાસ આદર્યો. ઇંગ્લાંડ વગેરે દેશો જોઇ ત્યાંની પ્રજાઓના જીવન-રીવાજો વગેરેનો અભ્યાસ કરી પોતાના અનુભવમાં વૃદ્ધિ કરવાની ઇચ્છા થતાં સને ૧૯૧૦ ની આખરે સિંગાપુર, ચીન, જાપાન થઇ અમેરિકા જવા રંગુનથી પ્રયાણ કર્યું, પરંતુ અમેરિકામાં ઉતરવાની પરવાનગી નહિ મળવાથી ચીન થઇ કોલંબો અને પોર્ટસેઇડ માર્સેલ્સ થઇ લંડન ગયા. લંડનમાંજ રહી કેમીસ્ટ્રી તથા બારીસ્ટરનો અભ્યાસ કરવાની પ્રવૃત્તિ કરી પરંતુ સંજોગો અનુકૂળ નહિ જણાતા, ફ્રાન્સ તથા ઇટાલી વગેરે દેશો જોઇ માતૃભૂમિમાં આવ્યા. સને ૧૯૨૨ માં કાશ્મીર ગયા, અને તે વર્ષથી કોંગ્રેસમા

ભાગ લેવા માંડયો. સને ૧૯૧૪ માં માસિક શરૂ કર્યું જે અદ્યાપિ પર્યંત ચાલુ છે. સને ૧૯૧૫ માં કુંભમેળાના પ્રસંગે હરિદ્વાર ગયા ત્યાં ગાંધીજી સાથે પ્રથમ પરિચયમાં આવ્યા. સને ૧૯૧૬ માં હોમ-રૂલ લીગની ચળવળમાં જોડાયા અને તેમાં ભાગ લેવા માંડયો. ગાંધીજીના વિશેષ પરિચયમાં આવતા સને ૧૯૧૬ માં તેમના આશ્રમમાં રહી દેશસેવામાં જીવન વ્યતીત કરવા સંકલ્પ કર્યો; પરંતુ ગાંધીજીની કેટલીક પ્રવૃત્તિઓ હિંદુ ધર્મને હાનિકારક જણાતા એ બાબતમાં મતભેદ ઉપસ્થિત થતા થોડા દિવસમાં આશ્રમનો ત્યાગ કર્યો અને સને ૧૯૨૦ માં તિલક સ્વરાજ્ય સભા સ્થાપી સ્વરાજ્યની ચળવળને પોષી. સને ૧૯૨૧ માં શ્રી રામેશ્વરની યાત્રા કરી સને ૧૯૨૨ માં ગંગોત્રી, જમનોત્રી, કેદારનાથ તથા બદ્રીનારાયણની પગે ચાલીને યાત્રા કરી. સને ૧૯૨૩ માં નેપાલ ગયા અને તેજ વર્ષમાં બાબુ અરવિંદ ઘોષના જીવનનો અભ્યાસ કરવા પોંડીચેરી ગયા, ત્યાં દશ દિવસ રહી જે અનુભવ પ્રાપ્ત થયો તે પ્રકટ કર્યો. હિંદુઓના શુદ્ધ આચારરૂપી પાયો નષ્ટ થાય એવી અનેક અનિષ્ટ પ્રવૃત્તિઓ કેટલાક દેશભક્તોએ કરવા માંડી તેથી ધર્મના રક્ષણાર્થે મુંબઈમાં હિંદુ સનાતન ધર્મ સભાની સ્થાપના કરી તે કાર્યમાં કટિબદ્ધ થયા. સને ૧૯૨૪ ના ડિસેમ્બરમાં બેલગામમાં ભરાયેલ કોંગ્રેસમાં તથા હિંદુ મહાસભામાં ભાગ લઇ તેઓ ભાવનગર ગયા. ત્યાં કાઠિયાવાડ રાજકીય પરિષદ્ ભરાવાની હતી અને અસ્પર્શ્ય કોમોનો ઉચ્ચ કોમો છૂટથી સ્પર્શ કરે તેવો પ્રબંધ તેમાં થઇ ચૂકયો હતો તે અટકાવવાના ઉદ્દેશથી શ્રીયુત સાંગાણીએ તથા શ્રીયુત નગીનદાસ સંઘવીએ ભાવનગરના ધર્મપરાયણ પુરૂષો તથા બેનોની મદદથી ઝુંબેશ ચલાવી, એથી પરિષદ્‌ના નેતાઓ ગભરાયા, નિયત પ્રબંધમાં ફેરફાર કરવો પડયો અને પરિષદ્ નષ્ટ પ્રાય થઇ ગઇ. આ ઉચ્ચ સેવા માટે ભાવનગરની

પ્રજાએ બન્ને ભાઇઓને તથા ભાવનગરના ઉત્સાહી કાર્યકર્તા શ્રીયુત ચુનીલાલ બોહરાને માનપત્ર, સોનાનો ચાંદ અને "સનાતન ધર્મ ભૂષણ"ની પદવી અર્પી. બારીક સમયે આ વૈષ્ણવ વણિકે અને સ્માર્ત કણબી તથા નાગરે હિંદુઓના આચાર ધર્મનું પોષણ કર્યું અને કરાવ્યું. સને ૧૯૨૫ માં શ્રીયુત સાંગાણી નૈતીલાલ, આલમોરા, સિમલા, બદ્રીનાથ થઇ ટિબેટમાં કૈલાસ અને માનસરોવર સુધી પગે ચાલી યાત્રાર્થે જઇ આવ્યા અને સને ૧૯૨૬ માં મુંબઇ મ્યુનિસિપાલિટીમાં દાખલ થવા તેમણે પ્રયાસ કર્યો, તેમાં જો સફળ થયા હોત તો તે સંસ્થાની ધર્મવિરૂદ્ધની કેટલીક પ્રવૃત્તિઓને યથાશક્તિ તેઓ રોકી શકત એ નિર્વિવાદ છે. શ્રીયુત સાંગાણીની આર્થિક સ્થિતિ મૂળથીજ સામાન્ય છે. ગૃહસ્થાશ્રમના અંગે જોઇતું દ્રવ્ય પેદા કરવા તેમને લૌકિક પ્રવૃત્તિઓ રહે છે, તે કામ કરવાની સાથે અને ઉપર જણાવેલી યાત્રાઓ કરવાની સાથે તેમણે અત્યાર સુધીમાં આ નીચે જણાવેલા ચૌદ ગ્રંથો પ્રકટ કર્યા છેઃ—

૧ યુવક સદ્બોધમાળા, ૨ હિમાલયની યાત્રા, ૩ આત્મોત્કર્ષ, ૪ નારાયણ નીતિ, ૫ જન્માષ્ટમી, ૬ હિમાલય ઉન્નતિ પથ પ્રદર્શક નીતિ, ૭ નેપાલનો પ્રવાસ, ૮ હિંદુ તીર્થયાત્રા વર્ણન, ૯ સનાતન ધર્મ અને ગાંધીજી, ૧૦ તત્ત્વામૃત, ૧૧ મનુષ્ય ધર્મ, ૧૨ હિંદુ કર્તવ્ય, ૧૩ હિંદુ સનાતન ધર્મ પાઠમાળા, ૧૪ માનસરોવરની યાત્રા.

આટલા ગ્રંથો લખવા ઉપરાંત છેલ્લા પંદર વર્ષમાં અનેક ગામોમાં તેમણે જૂદા જૂદા વિષયો ઉપર ભાષણો આપ્યા છે અને વર્તમાન પત્રો તથા માસિકોમાં લેખો લખ્યા છે તેમાંથી થોડાનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

શ્રીયુત સાંગાણીના પુસ્તકો, ભાષણો તથા લેખોએ અનેક સાક્ષરોના વિચારોમાં ચમત્કારિક ફેરફાર કર્યા છે, એવું મારી જાત

માહિતી ઉપરથી કહી શકું છું. પ્રવૃત્તિઓમાં તેઓ હિંદુધર્મને અગ્રસ્થાન આપતા આવ્યા છે. આપણા સનાતન ધર્મનું પોષણ થાય તોજ સ્વરાજ્ય વધાવી લેવા તેઓ તૈયાર છે. ધર્મની ક્ષતિ થાય તેવા પ્રકારની તમામ પ્રવૃત્તિઓ સામે તેમનો સખ્ત વિરોધ છે. ધાર્મિક વિચારોનું સિંચન કરવામાં તેમના ગ્રંથો અતિ ઉપયોગી નીવડયા છે, તેવીજ રીતે આ ગ્રંથ પણ ઉપયોગી નીવડશે એમાં શક નથી અને તે કારણથીજ આ ગ્રંથ છપાવનારને ધન્યવાદ આપવાની રજા લઉં છું. સાંગાણીજી કેટલીક વખત કડવી ભાષામાં પોતાનો વિરોધ દર્શાવે છે તે બાબતમાં અનેક વખતે મેં તેમને સૂચનાઓ કરેલ પરંતુ તેનો જવાબ એકજ મળ્યો છે અને તે એ છે કે હાલનું વાતાવરણ અને સામાપક્ષની ભાષા જોતાં મારી ભાષા દોષને પાત્ર નથી. આ બાબતમાં ગમે તેવો મતભેદ હો પરંતુ એટલું તો સ્વીકારવું જોઇએ કે શ્રીયુત સાંગાણી હિંદુઓના સનાતન શુદ્ધ આચાર અને શુદ્ધ વિચાર ધર્મને વર્યા છે. તેમનામાં અસાધારણ નિડરતા છે. જનસમાજના હિતાર્થે હૃદયમાં હોય તેજ કહેવું એ તેમનું સૂત્ર છે. તેમનું મનોબળ અસાધારણ છે. માન સરોવર આદિક સ્થળોએ પગે ચાલી જવું એ તેનો સબળ પુરાવો છે. પહેલા હિંદુ અને પછી પુષ્ટિમાર્ગના અનુયાયી, હિંદુ ધર્મના રક્ષણ ઉપર પુષ્ટિમાર્ગના પોષણનો આધાર છે, હિંદુ ધર્મ નષ્ટ થાય તો પુષ્ટિમાર્ગ પણ નષ્ટ થાય આ તેમના સિદ્ધાંતો છે. આ ભૂમિના ઋષિઓ, આચાર્યો અને પ્રજાને ધર્મમાર્ગે લઇ જનારા ઉપદેશકો પ્રત્યે તેમનો પરમ પૂજ્યભાવ છે. આપણા શાસ્ત્રોમાં તેમની અડગ શ્રદ્ધા છે. ધર્મની ઉન્નત્તિ ઉપરજ સાંસારિક અને આર્થિક ઉન્નતિનો આધાર છે એ તેમનો મત છે. તેમના ગ્રંથોમાં, લેખોમાં અને ભાષણોમાં આ સિદ્ધાંતો અને આ સૂત્રો પુનઃ પુનઃ દૃષ્ટિગોચર થાય છે. તેઓ તંદુરસ્તી સાથે લાંબુ આયુષ્ય ભોગવી ધાર્મિક જીવનનું પ્રજામાં સતત સિંચન કર્યા કરો એમ ઇચ્છું છું.

રણછોડદાસ વૃન્દાવનદાસ પટવારી.

# અનુક્રમણિકા.

---

## ચિત્ર સૂચી.





હરિઃ ૐ તત્ સત

# સાંગાણીના

# લેખો અને ભાષણો.

वसुदेव सुतं देवं कंस चाणुर मर्दनम् ।
देवकी परमानंदं कृष्णं वंदे जगद्गुरुम् ॥

## સાદું જીવન અને ઉચ્ચ વિચાર.

આ કહેવાતા સુધારાના ઉગ્ર સમયની અંદર સાદા જીવનની ભાવના સદંતર ભૂલાઇ ગઇ છે, નાશ પામી છે એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ થાય તેમ નથી. જ્યાં સુધી સાદા જીવનની પૃથા આપણા અંતઃકરણમાં ઓતપ્રોત ન થાય ત્યાં સુધી ઉચ્ચ વિચારની આશા રાખવી એ અસંભવિત છે, પરંતુ પ્રશ્ન ત્યાં જ ઉદ્ભવે છે કે સાદા જીવનની ભાવનાથી આપણી શું ઉત્કૃષ્ટતા થવાની છે અને તે નષ્ટ થવાથી આપણી શું અધોગતિ થવાની છે? એ પ્રશ્નનો ઉત્તર અત્યારની ભારતવર્ષની સ્થિતિનું ઉંડા ઉતરી સૂક્ષ્મ રીતે અવલોકન કરતાં તુરત મળી શકે તેમ છે.

જ્યારે આપણા આર્ય લોકોનું જીવન સાદું, સરળ, ધર્મયુક્ત અને અત્યારના કહેવાતા સુધારાના સાધનો તથા લક્ષણોથી મુક્ત

હતું, ત્યારે સ્વતંત્ર, સર્વ પ્રકારે આબાદ દુઃખ રોગ દારિદ્રય અને કલેશ રહિત, અંતઃકરણની શાંતિ અને મોક્ષ પ્રાપ્ત કરાવનારૂં હતું પરંતુ પશ્ચિમના લોકોના સંસર્ગથી કહો કે આપણા કમભાગ્યે કહો જે કહીએ તેથી આપણા સાદા જીવનની મૂળ ભાવના અત્યારે ભૂલાઇ ગઇ છે.

સાદા જીવનની મૂળ ભાવના ભૂલાઇ જતા આપણે આપણા હૃદયમાં ધારણ કરી રાખેલો ઉચ્ચ વિચાર આપોઆપ અલોપ થઇ ગયો છે. ઉચ્ચ વિચારથી પરાઙ્મુખ થતાં પશુવત્ અરે તેથી પણ બેજ બની ગયા છીએ.

જેમ જેમ આપણે સાદા જીવનની ભાવના તજતા ગયા તેમ તેમ આપણું જીવન દાંભિક બનતું ગયું, અનેક વ્યસનોનું સેવન કરવા લાગ્યા, પરદેશી કપડાઓનો પોશાક પરદેશી રીતિ અનુસાર કરાવી પહેરવા લાગ્યા, વર્ણ અને આશ્રમધર્મ નષ્ટ પ્રાય થઇ ગયા, ભક્ષાભક્ષ પાનાપાન ગમનાગમનનું સેવન કરવા લાગ્યા, સ્વતંત્ર ટળી પરતંત્ર થયા, માતૃભાષા છોડી પરભાષા બોલવા લખવા લાગ્યા, વેપાર અને ઉદ્યોગ ત્યજી ગુલામીમાં–નોકરીમાં સાર્થકતા માનવા લાગ્યા, સ્વધર્મ છોડી પરધર્માવલંબી કિંવા નાસ્તિક બનવા લાગ્યા, સ્વગૃહ છોડી દેશવટાની માફક પરદેશ વસવા માંડયા, શાંતિ અલોપ થઇ ગઈ, નિવૃત્તિ ધર્મ ધ્યાન ઉપાસના ભક્તિ વગેરેને બદલે પ્રવૃત્તિ અધર્મ વિષય સેવન અને વિષયો જ ઉપલબ્ધ કરવાનું ધ્યાન ધરવા લાગ્યા અને આજીવિકા માટે હાથના નાના પ્રકારના હુન્નર ઉદ્યોગથી ઘેર બેઠાં સ્વતંત્ર રહી ચાર છ કલાક મહેનત કરતા કે ખેતીવાડી કરી જીંદગી વિતાડતા અને સર્વ વસ્તુ નજીવા સાધને કિંવા વિના મૂલ્યે મળતી તે અત્યારના સાંચાકામ શરૂ થતાં તુટી પડી. ચોવીશે

કલાક સાચા ખોટું કરી મહેનત કરી થાકી જતાં પેટ પણ ભરાતું નથી એટલી બેહદ મોંઘવારી છે, છતાં અલ્પ બુદ્ધિથી બહારનું ટાપટીપવાળું જોઈ કેટલાક લોકો એમ જ કહે છે અને માને છે કે આપણે સુધર્યા છીએ, જંગલીપણામાંથી મુક્ત થયા છીએ, સુખી અને આબાદ થયા છીએ, ઉન્નતિના શિખરે પહોંચ્યા છીએ અને સર્વને સત્વર પહોંચવા-પહોંચાડવા અમારાથી બનતું કરીએ છીએ. ધન્ય છે તમારી વિનાશક કુબુદ્ધિને !

આવી જ્યાં મહા મોહકતા છવાઇ ગઇ છે, જ્યાં " સાદું જીવન અને ઉચ્ચ વિચાર " ને બદલે "દાંભિક જીવન અને કનિષ્ટ વિચાર" પ્રવર્તિ રહ્યા છે ત્યાં સાદા જીવનની શ્રેષ્ટ ભાવના ક્યાંથી લક્ષમાં આવી શકે ? અને તે ન આવે ત્યાં સુધી ઉચ્ચ વિચારની ગતિ કેમ સમજાય ? અર્થાત્ સમજવી અશક્ય છે.

કોટ પાટલુન ટોપીની અક્કડાઇમાં નહિ ફરવાનું હોવાથી હિંદુઓ સ્વદેશી સ્વાભાવિક વાપરે છે અને તેથી દેશનો પૈસો અને ધંધો દેશમાં જ રહે છે, સ્વભાષાદ્વારા શિક્ષણ લઈ ધર્મમાં નિપુણ બન્યો હોય છે તેથી દેશોદ્ધાર અને આત્મોદ્ધાર માટે નિરંતર ઉદ્યમશીલ હોય છે અને એ રીતે સાદું જીવન ગાળતા તે ઉચ્ચ વિચારનો પાત્ર-અધિકારી થાય છે.

હવે ઉચ્ચ વિચારની વ્યાખ્યા વિષે વિચાર કરતા એમ નિષ્પન્ન થાય છે કે મનુષ્ય પ્રાણી આ નાશવંત-અસાર સંસારમાં મહા પુણ્યના યોગે મનુષ્યપણું પામ્યો છે અને એ પામ્યા પછી સંસારની જ્યાં છેલ્લી ગતિ છે, જ્યાં આત્યંતિક નિરતિશય સુખ રહેલું છે, જ્યાં જન્મ મરણના ફેરા ટળી મોક્ષ ધામમાં અક્ષય સુખ ભોગવવાનું

છે એવા સ્થાનના અધિપતિ સર્વજ્ઞ પ્રભુને પ્રાપ્ત કરવા, એ પ્રભુને ભેટવાર્થે તીવ્ર જીજ્ઞાસા પ્રકટ થવી–એ પ્રભુનો સાક્ષાત્કાર કરવાર્થે તેનું રટન કરતાં કરતાં પ્રભુમય બની જવું એજ ઉચ્ચ વિચાર છે, એજ મનુષ્યપણું મેળવ્યાની સાર્થકતા છે, એમાં જ ખરૂં સુખ અને જીંદગીનું કલ્યાણ છે અને એજ સાદું જીવન અને ઉચ્ચ વિચારનો મહામંત્ર છે.

# મહર્ષિ દધીચિ.

હજારો અને લાખો વર્ષો વીતી ગયા તો પણ આપણે અત્રિ અગસ્ત્ય ભૃગુ ભરદ્વાજ વાલ્મીકિને ભૂલતા નથી તેનું કારણ તેઓનો મહાન્ આત્મભોગ હતો. તેઓ સંસારનું, દેહનું ક્ષણભંગુરપણું સમજીને સદાકાળ પરબ્રહ્મનું આરાધન કર્યા કરતા હતા. તપ યોગ ભક્તિમાં એટલા તલ્લીન રહેતા કે તેઓને દેહનું, ભૂખ તરસ ટાઢ તડકો સુખ દુઃખનું કશું ભાન ન રહેતું. મન ઇંદ્રિયોપર તેઓ અસાધારણ કાબુ રાખી સત્યનું જ ઉચ્ચારણ કરતા ને ધર્મ રક્ષણ કે લોકહિત થતું હોય તો પોતાના આત્માનું પણ બલિદાન આપતા અચકાતા નહિ માટે જ તેઓ ભગવાનની છાતીમાં લાત મારી નવી સૃષ્ટિ પણ રચી શકતા, પ્રસન્ન થાય તો વરદાનથી મનવાંચ્છિત ફળ આપી દેતા ને ક્રોધે ભરાય તો ક્ષણભરમાં રાજ્યને સુદ્ધાં ભસ્મ કરી મૂકતા.

વૃત્રાસુર નામના ભયંકર બળવાન દૈત્યે સ્વર્ગ મૃત્યુ અને પાતાળ પર પોતાની સત્તા પ્રબળ રીતે જમાવી દેવતાઓને ઇંદ્ર સહિત સ્વર્ગમાંથી હાંકી કાઢયા એટલે દેવતાઓ દીનહીન વદને ભગવાન

વિષ્ણુના શરણે આવ્યા. દેવતાઓની પ્રાર્થનાથી પ્રસન્ન થઇ ભગવાને દેવતાઓને વિજયનો માર્ગ બતાવ્યો કે તમે મહા તપસ્વી દધીચિ ઋષિના હાડકા માગી લાવી તેનું વજ્ર બનાવી વૃત્રાસુર સાથે યુદ્ધ કરો. ભગવાનની આજ્ઞા પ્રમાણે દેવતાઓ મહાત્મા દધીચિ પાસે ગયા. ઇંદ્રાદિએ ઋષિને દંડવત્ કરી પોતાને આવવાનું પ્રયોજન કહેતા કહ્યું કે ભગવન્! વૃત્રાસુર દૈત્યના ત્રાસથી ત્રણ લોક પીડાય છે. અમે તેની સાથે ઘણી ઘણી પ્રકારના યુદ્ધ કર્યા પણ તેમાં માર જ ખાધો છે. સ્થિતિ અસહ્ય થતાં પરમ પ્રભુ શ્રીનારાયણના શરણે ગયા ને ત્યાંથી તેઓશ્રીની આજ્ઞા થતાં આપની પાસે આપના અસ્થિ લેવા આવ્યા છીએ.

મહાત્મા દધીચિએ ઇંદ્રાદિ દેવતાનું કહેવું સાંભળી કહ્યું કે "આ દેહ કે જે કોઇ દિવસે મને મૂકીને ચાલ્યો જશે તેનો હું પોતે જ તમારા પ્રિયને માટે ત્યાગ કરૂં છું. હે દેવતાઓ! જે પુરૂષ પ્રાણીઓ ઉપર દયા રાખીને આ અધ્રુવ દેહથી ધર્મનું કે યશનું સંપાદન ન કરે તે પુરૂષ સ્થાવરોએ પણ ધિક્કારવા લાયક થાય છે. બીજા પ્રાણીઓનો શોક દેખીને પોતે કચવાવું અને બીજાઓનો હર્ષ દેખીને રાજી થવું એટલો જ મહાત્માઓએ સેવેલો અવિનાશી ધર્મ છે. અહો! પોતાના ઉપયોગથી રહિત કુતરા, કાગડા વગેરેને કામ આવે એવા અને ક્ષણભંગુર ધન પુત્રાદિ અને શરીરથી લોકો પરાયો ઉપકાર કરે નહિ એજ કંગાલપણું અને અફસોસ છે." આટલું કહી મહર્ષિ દધીચિએ ભગવાનમાં પોતાના આત્માને એક કરી દઇને દેહ છોડી દીધો એટલે ઇંદ્રે મુનિના અસ્થિઓમાંથી વજ્ર બનાવી વૃત્રાસુર સાથે યુદ્ધ કરીને જય મેળવ્યો. અહો! ક્યાં મહાત્મા દધીચિનો પરમાર્થ ભાવ તથા આત્મભોગ અને ક્યાં હાલમાં પોતાની

મેળે બની બેઠેલા કલિયુગી યોગી અરવિંદ ઘોષ અને મહાતમા ગાંધીનો સ્વાર્થભાવ કે લાખોને શૂળીએ ચડાવી દેવા છતાં નિર્લજ્જ બની લોકોપર આક્ષેપ મૂકતા ઢોંગી ધૂતારાનો પરભોગ ?

જાતિ ધર્મ કે દેશનો ઉદ્ધાર ઇચ્છનાર પ્રત્યેક હિંદુએ પ્રાતઃસ્મરણીય મહાત્મા દધીચિ મુનિનો બોધ અને આત્મ બલિદાનનો આદર્શ દૃષ્ટિ સમીપ રાખી પ્રવૃત્તિ કરવી એટલે નિસંશય વિજયજ છે.

---

## શ્રીમદ્ રામાયણ.

મર્યાદા પુરૂષોત્તમ ભગવાન્ શ્રી રામચંદ્રજી, અધર્મનો નાશ કરી ધર્મ સંસ્થાપન કરવા માટે, દુષ્ટ નાસ્તિક પ્રજાને દંડ દઇ સદ્‌ધર્મ પરાયણ પ્રજાનું રક્ષણ કરવા સારૂ આ પવિત્ર ભારતભૂમિ–હિંદુસ્થાનમાં પોતાની પ્રતિજ્ઞા અનુસાર સતી કૌશલ્યા ઉદર જન્મ્યા. નીતિ, સદ્‌વર્તન અને ચારિત્ર મનુષ્યે અવશ્ય રાખવાજ જોઇએ. તે રાખે ત્યારેજ તે મનુષ્ય કહેવાઇ શકે. એ ગુણ જેનામાં હોય તેથી તે ઇશ્વરનો અવતાર કહેવાય શકતો નથી. ઇશ્વરનો અવતાર તો ત્યારેજ કહેવાય શકે છે કે જેનામાં શ્રી, વીર્ય, યશ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય જન્મથી જ હોય અર્થાત્ જે કર્તા અકર્તા અને અન્યથા કર્તાપણાનું સામર્થ્ય ધરાવનાર હોય. આવા ગુણ યુક્ત પ્રભુ શ્રી રામચંદ્રજી જન્મવાની અગાઉ શ્રી રામના પરમભક્ત મહર્ષિ વાલ્મીકિએ ( કે જે તેની પૂર્વાવસ્થામાં વિદ્યાધર નામના બ્રાહ્મણ હતા અને વિદ્યાર્થીપણામાંથી સંગ દોષે વાલીઆ નામનો ભીલ લુટારૂ થયો હતો અને શ્રી નારદજીના ઉપદેશથી તેજ પાછો રામભક્ત થયો હતો. અજ્ઞાનતાને લઇ તેણે રામ રામને બદલે મરા મરા

નામનો જપ કરવા છતાં પણ ભગવાનની કૃપાથી તે પરમજ્ઞાની થયો હતો તેણે ) રામાયણ ગ્રંથ પોતાની દિવ્ય બુદ્ધિથી ભગવાનનો અવતાર થવા અગાઉ રચી રાખ્યો હતો અને પાછળથી શ્રી રામચંદ્રજીનો અવતાર થતા રામાયણ મુજબ અક્ષરશઃ બન્યું હતું, એ અદ્દ્ભુત ગ્રંથમાં શું બોધ લેવા જેવું તત્વ છે! તે આપણે વિચારીએ.

૧. યજ્ઞ કરવાથી યજ્ઞ નારાયણ ભગવાન પ્રસન્ન થતાં દુષ્કાળનું, વાંઝીયાપણાનું સંકટ ટળે છે. જો મનુષ્ય એક પછી એક એમ એકસો યજ્ઞ કરે છે તો તેને ત્યાં ભગવાન્ સ્વયં અવતરે છે એમ શ્રીમદ્ રામાયણ પરથી સમજાય છે.

૨. દશરથ રાજા અતિ બળવાન્ બુદ્ધિમાન્ અને પ્રજાપાલન કરનારા હતા પણ તેણે ભોળપણથી સ્ત્રીને વચન આપી દીધું એથી ભારે અનર્થ થયો હતો, માટે સ્ત્રીને પેટની તમામ વાત કહી તેના વચનથી બંધાઇ જવું નહિ; નહિતર દશરથ રાજાની માફક મોત ઉપજે છે; એમ રામાયણ પરથી સમજાય છે.

૩. દશરથ જેવા સમર્થ રાજા, વસિષ્ઠ જેવા બ્રહ્મર્ષિ ગુરૂ અને શ્રી રામચંદ્રજી જેવા સાક્ષાત્ ભગવદ્ અવતાર છતાં ભાવિ–પ્રારબ્ધ જે નિર્માણ થઇ ચૂકયું છે તે કદી ફરી શકતું નથી, એમ રામાયણ પરથી સ્પષ્ટ માલુમ પડે છે.

૪. પિતાની આજ્ઞા માનવી એ પુત્રનો પરમ ધમ છે, ૧૪ વર્ષ વનવાસમાં ભયંકર કષ્ટ સહન કરવા પડે તોપણ આનંદપૂર્વક સહેવા પણ પિતાની આજ્ઞા લોપવી નહિ એમ રામાયણ કહે છે.

૫. એક વખત પ્રતિજ્ઞા કરી, પ્રતિજ્ઞા કર્યા પછી પોતાનું ભારેમાં ભારે નુકશાન થાય અને પ્રાણ સુદ્ધાં જાય તોય ભલે જાય પણ વચન ભંગ ન થવું એમ રામાયણ ઉપદેશે છે.

૬. બળવાન જ સર્વત્ર વિજયી થાય છે, નિર્બળને શિવ ધનુષ તોડી સીતાજી જેવી સતી સુંદરી પ્રાપ્ત થઈ શકે જ નહિ, એમ રામાયણ કહે છે.

૭. એક પિતાના પુત્ર તરીકે જન્મ્યા પછી વડિલભાઈના સુખે સુખી અને દુઃખેદુઃખી તરીકે વર્ત્તવું એ ભાઇઓની ફરજ છે. મોટા ભાઇને સંકટ ખમવું પડતું હોય અને નાનો ભાઈ મોજ માણે એ એના જીવતરને ધિક્કાર છે, એમ લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્નના જીવન ચરિત્રમાંથી બોધ મળે છે.

૮. પતિ એજ પ્રભુ છે, તેના વિયોગથી મરવું ભલું છે, દૈવયોગે વિયોગ થાય તો તેનું જ રટન, વ્રત, ઉપવાસ, સંયમી રહીને કરવા જોઇએ. પતિના સંયોગથી વનવાસનું દારૂણ દુઃખ સહેવું પડશે, અને પતિના વિયોગથી રાજપાટમાં રહેતાં વૈભવ વિલાસ ભોગવવાના હોવા છતાં વિલાસને ત્યજી પતિ સાથે વન ગમન કરવાથી સીતાજી સતી સાધવી શિરોમણી દેવી કહેવાયા એમ રામાયણપરથી જણાય છે.

૯. ચારિત્રવાન્ પુરૂષ હોય તે કદી પરસ્ત્રી ઉપર કુદ્રષ્ટિ નજ કરે પણ લક્ષ્મણ જેવા સત્પુરૂષે વડિલ ભાઈની પત્નીના અંગને પણ કદી તાકીને નિહાળ્યું નહોતું અને ત્યારેજ તે ઇંદ્રજીત જેવા યોદ્ધાને મારી શક્યા હતા એમ રામાયણ ભાન કરાવે છે.

૧૦. મિત્ર થવું તો સુગ્રીવ જેવા એકનિષ્ઠ થવું. એક વખત કોઈ સજ્જન સાથે મિત્રતા બાંધી તો પ્રાણાંતે પણ ન છોડતાં મિત્રના કષ્ટ વિદારવા સર્વસ્વ અર્પણ કરવું એમ રામાયણથી પ્રતીત થાય છે.

૧૧. ગમે તેવું નાનું મોટું કામ હોય અને પોતે મહા સમર્થ હોઇએ છતાં તે પોતાથી—એકલાથી બનતું નથી. પ્રભુની સૃષ્ટિમાં હરેક

પ્રાણી પદાર્થનો ખપ પડે છે. શ્રી રામચંદ્રજી ચૌદ બ્રહ્માંડનો નાથ હોવા છતાં તેને વાનરાં રીંછડાં જેવાની પણ સહાય લેવી પડી હતી માટે સત્તા સાધનના તોરમાં કોઇએ કોઇની અવગણના ન કરતાં સઉની સાથે મેળ રાખવો એમ રામાયણમાં દ્રષ્ટિગોચર થાય છે.

૧૨. બ્રહ્મચર્ય અને ભક્તિથી શું અસાધ્ય છે? અર્થાત્ જેણે બ્રહ્મચર્ય પાળી પ્રભુ ભક્તિ સાધી લીધી તેનામાં સ્વર્ગ, મૃત્યુ પાતાળ પર સત્તા ચલાવવા જેટલી બુદ્ધિ શકિત આવી વસે છે, એવું શ્રી હનુમાનનું ચરિત્ર રામાયણમાં લખાયું છે.

૧૩. અભિમાન અને કામના મદમાં આંધળો બની જે માણસ કોઇની સારી શિખામણ શ્રવણ કરતો નથી તે ગમે તેટલો પરાક્રમી અને સાધન સંપન્ન હોય તોય તેનો નાશ થાય છે એવું રાવણનું ચરિત્ર રામાયણમાં વર્ણવાયલું છે.

૧૪. કદાપિ કુળમાં મિત્રોમાં જ્ઞાતિમાં કે દેશમાં કોઈ દુષ્ટ દુરાચારી ધર્મભ્રષ્ટ આગેવાન પાકયો હોય તો બીજા ધર્મનિષ્ટ સમજુ માણસોએ પણ તેની આજ્ઞામાં રહી વર્તવું એ આપઘાત કરવા સમાન છે; માટે ધર્મનિષ્ટે તો ધર્મને અનુસરી વર્તવું એવું શ્રી વિભીષણનું વર્તન રામાયણમાં છે.

૧૫. રાજાને દેવ ઋષિ સમાન ગુણવાળો ઓળખ્યા પછી પ્રજાએ તેને પિતા-પ્રભુ તુલ્ય માનવો જોઇએ. તેની ગેરહાજરીનો લાભ લઇ પ્રજાસત્તાક રાજ્ય સ્થાપી દેવાની અધમતા કદી શાણી પ્રજાએ ન કરવી જોઇએ. સ્વરાજ્ય કરતાં શ્રી રામચંદ્રજી જેવા કૃપાળુ (જાતિએં ધર્મે તથા દેશે હિંદુ ક્ષત્રિય) રાજાના રાજ્ય તળે જ ખરૂં સુખ મળે છે એમ રામાયણની ચોખ્ખી આજ્ઞા છે.

૧૬. રાજ્યતંત્ર ચલાવનાર રાજા ગમે તેટલો સમર્થ હોવા છતાં તેણે જ્ઞાની શાસ્ત્રજ્ઞ ઋષિ મુનિ બ્રાહ્મણની અને પ્રજાના આગેવાનોની સલાહ પ્રમાણે જ રાજ્ય ચલાવવું જોઇએ એવી રીતે બુદ્ધિમાન્ પ્રજાકીય આગેવાનોની સલાહથી ચલાવાતું રાજ્ય, રાજા તથા પ્રજાને સુખી ચિરંજીવ નિર્ભય અને શ્રેષ્ટ રાખે છે એમ રામાયણમાં દેખાય છે.

૧૭. શ્રી રામચંદ્રજી જેવા જગદીશ્વર પણ લોકાપવાદથી ડરીને ચાલતા કારણ કે મોટાનું જોઇ નાનાઓ કરવા માંડે છે. મોટા મોટા આગેવાન માણસે કદીપણ લોકોને ધર્મથી વિમુખ કરનારૂં આચરણ ન આચરવું. લોક કલ્યાણની ખાતર કદાપિ કોઇ ખોટો આક્ષેપ મૂકે તોય જેમ સીતાજીએ અગ્નિમાં શુદ્ધ થઇ પવિત્ર હોવાની અગ્નિ તથા બ્રહ્મા સમક્ષ ખાત્રી આપી હતી છતાં શ્રી રામચંદ્રજીએ તેનો લોકાપવાદ માટે ત્યાગ કર્યો હતો તેમ વર્તવું જોઇએ; એમ રામાયણપરથી સમજાય છે.

૧૮. પ્રભુનું સ્મરણ થાય, મહાપુરૂષનો સત્સંગ થાય, પવિત્ર સ્થળમાં વાસ થાય તો જેમ ભગવાન્ શ્રી રામચંદ્રજી આખી અયોધ્યાના મનુષ્ય પ્રાણી જીવ જંતુને પણ સ્વર્ગમાં સાથે લઇ ગયા હતા તેમ ભક્તિ, સત્સંગ, તીર્થવાસ કરનારની સદ્ગતિ થાય છે એમ શ્રી રામાયણમાં પ્રમાણ છે. આવા આવા અપ્રતીમ ગુણવાળી રામાયણનું મનુષ્યે નિત્ય પ્રેમથી સેવન કરવું જોઇએ.



# સતી ધર્મનો અલૌકિક મહિમા.



ઇશ્વરની પરમ કૃપાપાત્ર પવિત્ર ભારત ભૂમિમાં જે નરનારી જન્મ્યા છે તે પૂરેપૂરા ભાગ્યવાન્ છે એમ શાસ્ત્ર ઢંઢેરો પીટીને કહે છે; કારણ કે બીજા કોઇ લોકમાં કે દેશમાં જન્મ મરણરૂપ ચોરાશીના ફેરા ટાળી પ્રભુ ચરણારવિંદમાં અખંડ અલૌકિક સુખ પ્રાપ્ત કરવાના સાધન નથી. ભરતખંડમાં અન્ય જાતિઓ કરતાં હિંદુપણું પ્રાપ્ત થવું અને તેમાં પણ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય જેવા ઉંચ વર્ણમાં જન્મ થવો એ તો ખરેખર મહા પુણ્યનુંજ ફળ સમજવું. આમ છતાં સમયના પ્રવાહને આધીન થઇને પોતાની જાતિ કે ધર્મ કર્મના મહત્તા ન સમજતા કેટલાક આપણા હિંદુઓ વિચિત્ર તર્ક શંકા ઉઠાવી અધોગતિના માર્ગે ધસડાવા લાગ્યા છે.

આ પરમ પવિત્ર દેશમાં સતી ધર્મનો મહિમા શાસ્ત્રોએ એટલો અદ્દભુત રીતે ગાયો છે કે તે સાંભળતા આપણા મન બુદ્ધિ પ્રસન્ન અને નિર્મળ થઇ શુભ કાર્ય કરવા પ્રેરાય છે. જે સતી ધર્મની ભાંગી તૂટી મર્યાદાથી હજારો પ્રહાર ખમવા છતાં પણ આપણી હિંદુ જાતિ અદ્યાપિ જીવંત છે, તેજ હિંદુ જાતિમાં એવા કુલ કલંકો અત્યારે પેદા થયા છે કે જેઓ નાતરા (વિધવાના પુનર્લગ્ન) ની તથા વર્ણાન્તર લગ્નની હિમાયત કરવા નીકળ્યા છે. હિંદુ જાતિ તો તે છે કે જેમાં પતિનો સ્વર્ગવાસ થતા સ્ત્રી પતિની સાથે ચિતામાં બેસી પરલોકે સીધાવતી. હિંદુ જાતિના ઉચ્ચ વર્ણમાં ઉત્પન્ન થયેલી નર્મદા નામની સ્ત્રી લગ્ન કર્યા વગર ઉગ્ર તપશ્ચર્યાના બળથી સદેહે સ્વર્ગે પ્રયાણ કરવા લાગી ત્યારે રાજાધિરાજ ઇંદ્રે આજ્ઞા કરી કે તારે માટે

સ્વર્ગનું દ્વાર ખુલ્લું નથી. જે સ્ત્રી પરણીને પતિવ્રત ધર્મ પાળે છે–પતિને પરમેશ્વર તુલ્ય ગણીને મન વાણી ને શરીરથી પતિની સેવા કરે છે તેને જ સ્વર્ગ મળે છે માટે જો તારે સ્વર્ગની ઇચ્છા હોય તો વાંઢી મટી કોઇ તારી જાતિના યોગ્ય પતિને પરણી લે. ઇંદ્રની આજ્ઞાથી નર્મદા પાછી ફરી પૃથ્વીપર પતિ શોધવા લાગી. પતિ પોતા લાયક ગુણી તો ન મળ્યો પણ રક્તપીત્યો કામી ક્રોધી મળ્યો તેની સાથે પણ નર્મદાએ વિધિસર લગ્ન કરી તેની સેવા કરવા માંડી; પરંતુ તેનો પતિ દુર્ગુણી હતો એટલે એક ઋષિના ઝપાટામાં આવતા અપરાધ બદલ શાપ પામ્યો કે આવતી કાલે સૂર્યોદય થતાં તારૂં મૃત્યુ થશે. સતી નર્મદાને ઋષિના શાપની ખબર પડી. તે બાઇએ પોતાના સતીત્વના પ્રભાવથી સૂર્યજ ઉદય ન થાય એવો સંકલ્પ કર્યો એટલે બીજે દિવસ યથાસમયે સૂર્ય ન ઉગતા આખી દુનિયાપર અંધકાર પ્રવર્તી રહ્યો. અંધકારથી પ્રાણી માત્ર આકુળ વ્યાકુળ થઇ પીડાવા લાગ્યા. ભૂત ભવિષ્યના જ્ઞાતા ઋષિમુનિઓએ સમાધિ ચડાવી આમ એકાએક અંધકાર થવાનું કારણ શોધ્યું તો તેઓને જણાયું કે નર્મદાએ પોતાના પતિને જીવતો રાખવા માટે સતીત્વ બળથી સૂર્યનું સ્તંભન કર્યું છે. ઋષિઓએ અનસૂયા સતીને કહ્યું અને અનસૂયાએ તેના પતિને જીવતો કરી આપવા વચન આપ્યું એટલે સૂર્યનો ઉદય થયો. સૂર્યોદય થતા નર્મદાનો પતિ મરણ પામ્યો એટલે તત્કાળ અનસૂયાએ પોતાના સતીત્વના પ્રભાવથી તેને સજીવન કર્યો. તેવીજ રીતે સાવિત્રીએ સત્યવાનને સતીધર્મના સેવનથી જીવતો કરી કઇક બીજા મોટા વરદાનો પણ ધર્મરાજા પાસેથી પ્રાપ્ત કર્યા હતા.

નારદજીની પ્રશંસાથી લક્ષ્મી પાર્વતી તથા સાવિત્રીએ બ્રહ્મા વિષ્ણુ મહેશને સતી અનસૂયાનું સતીત્વ લૂંટવા મોકલ્યા પણ સતી

અનસૂયાએ પોતાના પતિની અનન્ય ભક્તિથી એવું કરી મૂક્યું કે ત્રણેય મહાન્ દેવો બાળક બની તેની ગોદમાં રમવા લાગ્યા એટલુંજ નહિ પણ પાછળથી તેજ મહાન્ દેવો તેના સતીત્વથી પ્રસન્ન થઇ તેની કુખે પુત્રરૂપે અવતર્યા હતા. તાત્પર્ય કે શૂદ્ર, નાસ્તિકો કે યવન મ્લેચ્છો ભલે નાતરા કરી વ્યભિચાર સેવે પણ ઉંચ વર્ણના લોકો કે જેઓ મોક્ષના અધિકારી છે તેઓથી તો વિધવાના પુનર્લગ્નનો સંકલ્પ સુદ્ધાં થઈ શકે નહિ. ઉંચ વર્ણમાં પર પુરૂષનું સ્મરણ કરનાર રેણુકા પોતાની માતા હોવા છતાં પરશુરામે તેના પિતા જમદગ્નિની આજ્ઞાથી પોતાની માતાનું શિર કાપી નાંખ્યું હતું.

ઉપર અમે ધર્મ શાસ્ત્રોનું રહસ્ય જણાવ્યું હવે ધર્મશાસ્ત્રનો સિદ્ધાંત આ વિષયમાં શો છે તે દર્શાવીએ છીએઃ—

**पतिं या नाभिचराति मनोवाग्देहसंयता ।**
**सा भर्तृलोकमाप्नोति सद्भिः साध्वीति चोच्यते ॥**

**અર્થ**:—પરપુરૂષનું સ્મરણ ન કરવું તેનું નામ મનઃસંયમ, પોતાના પતિના ગુણો કરતા બીજાના ગુણોના વધારે વખાણ ન કરવા તેનું નામ વાક્સંયમ અને પરપુરૂષનો સ્પર્શ ન કરવો તેનું નામ શરીર સંયમ કહેવાય છે. આ ત્રણે પ્રકારના સંયમવાળી જે સ્ત્રી મન વાણી અને કાયાથી પતિની જ સેવા કર્યા કરે છે તે સ્ત્રી પતિલોકમાં જાય છે અને સત્પુરૂષો તેને સાધવી–પતિવ્રતા સ્ત્રી કહે છે.

**सकृदंशो निपतति सकृत् कन्या प्रदीयते ।**
**सकृदाह ददामीति त्रीण्येतानि सतां सकृत् ॥**

**અર્થ**:—પિતાની મિલકત છોકરાઓમાં એકજ વાર વહેંચાય છે, કન્યાનું દાન એકજ વાર થાય છે, અને દાનનો સંકલ્પ પણ

એકજ વાર થાય છે. સજ્જનોની આ ત્રણે વાતો એકજ વાર થાય છે, વારંવાર નહિ.

**आसीतामरणात्क्षान्ता नियता ब्रह्मचारिणी ।**
**यो धर्म एक पत्नीनां कांक्षंती तमनुत्तमम् ॥**

**અર્થ:**—એક પતિની સેવા કરીને વરદાન, શાપદાન આદિ અલૌકિક શક્તિ મેળવવાની ઇચ્છાવાળી પતિવ્રતા સ્ત્રીએ વિધવા થયા પછી મનની કામનાને શાંત પાડી દેવી, વિધવા સ્ત્રીના નિયમ પાળવા અને મરણ પર્યંત બ્રહ્મચર્ય પાળવું.

**मृते भर्तरि या नारी ब्रह्मचर्यव्रते स्थिता ।**
**सा मृता लभते स्वर्गं यथा ते ब्रह्मचारिणः ॥**

**અર્થ:**—પતિ મરી ગયા પછી જે પવિત્રતા સ્ત્રી બ્રહ્મચર્ય પાળીને રહે છે, તે સ્ત્રી મરી ગયા પછી બ્રહ્મચારીઓની પેઠે સ્વર્ગમાં જાય છે.

**कामं तु क्षपयेद्देहं पुष्पमूलफलै शुभैः ।**
**न तु नामापि गृह्णीयात्पत्यौ प्रेते परस्य च ॥**

**અર્થ:**—ઘરમાં ખાવા પીવાના ઉત્તમ પદાર્થો હોય તો પણ વિધવા સ્ત્રીએ સત્ત્વ ગુણી ફળફુલનો અલ્પ આહાર કરીને શરીરને ક્ષીણ કરવું તથા પતિના મરી ગયા પછી પરપુરૂષનું નામ સુદ્ધાંત લેવું નહિ. ( જ્યાં વિધવા સ્ત્રીને પરપુરૂષનું નામ સુદ્ધાંત લેવાની મનાઇ છે ત્યાં પછી વિધવા સ્ત્રીના વિવાહની તો વાતજ કેમ થઇ શકે ? અર્થાત વાત કરવામાં પણ ઘોર પાપ છે. )

ઉંચ હિંદુ જાતિમાં જન્મ લેનાર સ્ત્રી પુરૂષોએ પતિવ્રતા સ્ત્રીના ધર્મ તથા વિધવા સ્ત્રીના ધર્મ ઉપરના સિદ્ધાંત અને રહસ્યથી સમજી સારી પેઠે હૃદયમાં ધારણ કરી, વિધવા પુનર્લગ્નની હિમાયત કરનાર વર્ણસંકર અધમ વ્યક્તિઓને અતિ કઠોર શિક્ષા કરી તેની પતિતતા નિવારવી જોઇએ.

પુનર્લગ્ન એટલે નાતરૂં કે જે ચોખ્ખો વ્યભિચાર છે તે ઉંચ વર્ણો તો કદાપિ કરેજ નહિ પણ શૂદ્રોમાં પણ જે સત્શૂદ્ર છે તે પણ કરતા નથી. કોઇ દુષ્ટ સ્વાર્થી ધુવડો નાસ્તિક બુદ્ધિથી કે પૈસાખાઇને કદાચ ટેકો આપવા નીકળે તો યાદ રાખવું કે તેઓ વિધવાનું નાતરૂં કરનાર માબાપ સાથે રૌરવ નરકના ભાગી બની જ્ઞાતિથી જન્મજન્માન્તરને માટે બહિષ્કૃત થવાના. નવ નાતનું બંધારણ કોઇ સ્થળે અસ્તિત્વમાં નથી, તેમ એક જ્ઞાતિના માણસને બીજી જ્ઞાતિમાં માથું મારવાનો લેશપણ અધિકાર નથી. અધિકાર વિના જે કોઇ આવા ધર્મ અને જ્ઞાતિ મર્યાદાના ગહન અને ગંભીર પ્રશ્નમાં પડશે તે ખુબ નિંદા પાત્ર થઇ ખત્તા ખાશે એ પણ ન ભૂલવું જોઇએ. સોરાષ્ટ્ર છાપાવાળા અમૃતલાલ જે કેવળ નાસ્તિક બુદ્ધિના છે ને વિધવા વિવાહની હિમાયત કરે છે તેનેજ પૂછવું કે પ્રથમ તમે તમારે ઘેર તમારી બેન દીકરીનું નાતરૂં કરો અને પછી તમારી દશા શ્રીમાળી વણિક જ્ઞાતિ કે જે મોટે ભાગે જૈન છે તેમાં ચાલુ કરાવો અને પછી પારકા છોકરાને જતિ કરવા નીકળજો. એજ દુષ્ટ બુદ્ધિના અમૃતલાલે "સૌરાષ્ટ્ર" છાપું કાઢીને પોતાની કુટિલ બુદ્ધિથી કાઠિયાવાડના રાજા પ્રજામાં પરસ્પર કલેશાગ્નિ સળગાવી પારાવાર અહિત કર્યું છે અને એજ દંભીએ ગાંધીનું અહિંસા, ઢેઢ સ્પર્શ, ધારાસભા બોયકોટનું ડાકલું વગાડી ધાર્મિક પુરૂષોનો ખુબ તિરસ્કાર કર્યો છે ને

સ્વરાજ્યપાર્ટી સ્થાપી ધારાસભામાં જનાર બાબુ દાસ કેલકર વગેરેની પેટ ભરીને નિંદા ટીકા કરી ગાળો દીધી છે છતાં હવે તે પોતેજ નિર્લજ્જ બની ધારાસભામાં ચાલ્યો છે, માટે ગાંધી કે સોરાષ્ટ્ર જેવા તુચ્છ પામર નાસ્તિકોનું પ્રમાણ ધર્મ પ્રેમી દશા સોરઠીઆ કે કપોળ જેવી વણિક જ્ઞાતિને કે જ્ઞાતિબંધુઓને માન્ય ન હોઇ શકે પણ તર્ક ઉઠે તો પૂજ્યપાદ આચાર્યો કે ધર્મશાસ્ત્રો જાણનાર વિદ્વાનોને પૂછી શંકા સમાધાન કરવું ઘટે. આશા છે કે કોઇ વિધવાનો બાપ નાસ્તિકોના નાદે ચઢી તેની વિધવા દીકરીના હૃદયમાં વિધવા વિવાહની વાતોથી કામવાસના પ્રદીપ્ત કરવાના અતિ અધમ પ્રયાસથી અટકી પોતાના હીન પ્રારબ્ધે કે કુકર્મે આવી પડેલું સંકટ ધૈર્યતાથી સહી પુત્રી પાસે પવિત્રતાથી જીવન ગળાવી તથા પ્રભુ સ્મરણ કરાવી જીંદગીનું સાર્થક કરશે.

---

# વૈષ્ણવોમાં અદ્‌ભુત જાગ્રતિ.

---

એક જ્ઞાની પુરૂષે ખરૂંજ કહ્યું છે કે "સુખ સાંભરે સોની દુઃખે સાંભરે રામ" તદ્વત્ આપણા પુષ્ટિસંપ્રદાયનું અને વૈષ્ણવોનું થયેલું હતું. મોહ અજ્ઞાનતા ઇર્ષા પ્રમાદ આળસ કાયરતા વિલાસમાં આપણે આપણા ધર્મને ન જાણ્યો, ધર્મના સિદ્ધાંતથી અજ્ઞાત રહી મૂઢ મૂર્ખ ધર્મ કર્મહીન બન્યા એટલે પાખંડીઓને નિંદવાની તક મળી. આપણે જેમ કર્તવ્યથી ચલિત થયા તેમ આપણા પૂજ્યપાદ આચાર્યોએ પણ કાળને આધીન થઇ કર્તવ્ય ત્યજી દીધું તેથી નાસ્તિકોને નિંદા કરવાનું ઉત્તમ સાધન હાથ લાગ્યું. "પોલ" નામના મલિન

ચીથરીઆ છાપામાં ધનજી, તેરસી અને પાગલ નામની વર્ણસંકર ટોળીએ કોઈપણ જાતના જ્ઞાન કે યોગ્યતા વિના આપણા સંપ્રદાયને વગોવ્યો, આચાર્ય બાળકોને ગાળો ભાંડી, મૂળ પુરૂષ શ્રીમદ્ વલ્લભાચાર્ય મહાપ્રભુજીપર આક્ષેપો કર્યા અને છેવટ સાક્ષાત્ પ્રભુ શ્રી નાથજીને પણ કાળભૈરવ કહેતા એ અધમો અટકયા નહિ.

વિચારશીલ પુરૂષ હોય તે કદાચ પોતાને કોઇ વાત પસંદ ન પડી તો સિદ્ધાંત અને દલીલ રજુ કરી પોતાનો મુદ્દો સાબીત કરે પણ અસુર કોટીના દુરાત્માઓમાં તે હોતું નથી, તે તો માત્ર દુરાગ્રહ પકડી વગર વિચાર્યા ઉપરા ઉપરી અશ્લીલ આક્ષેપોજ કરી નાદાનોને ભંભેરે છે. કોઇ રખડતો "પાગલ" નામનો મૂર્ખ "પોલ" નામે રદ્દી છાપું કાઢવા માંડયો. પોતે ભિક્ષુક અને અજ્ઞાન છે, તેથી ઉત્તમ વિચારો દર્શાવવાનું તો તેને ન સૂઝયું પણ પૂજ્યપાદ ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીગોકુળનાથજી મહારાજ પાસે પૈસા લેવા ગયો. સાધુના વેશમાં છૂપાયલા આ શયતાનને આચાર્યશ્રીએ પૈસા ન આપ્યા એટલે તેણે આચાર્યશ્રીની, સંપ્રદાયની અને છેવટ શ્રીનાથજીની અનહદ નિંદા કરવા માંડી. સત્યયુગમાં પણ આસુરી જીવો પુષ્કળ હતા તો અત્યારે કળિયુગમાં તેનો કયાંથી તોટોજ હોય? અર્થાત્ પ્રાયઃ સેંકડે પંચાણું ટકા તેવા આસુરી જીવો વિદ્યમાન છે. યેનકેન પ્રકારેણ જે દુષ્ટો ધર્મનો ધ્વંસ કરવા ઇચ્છતા હતા તેઓ પણ તૂટી પડયા. પોલના પાગલને મદદ આપી સંપ્રદાયને જગતમાંથી હતો નહતો કરવા તેઓ કટિબદ્ધ થયા છે.

ગમે તેવી અજ્ઞાનતા આપણામાં પ્રસરેલી છે છતાં હજુ હિંદુઓનો મોટોભાગ ધર્મને પોતાના પ્રાણથી અધિક માને છે. પોતાના ધર્મની, ગુરૂદેવની કે ઇષ્ટદેવની નિંદા સાંભળવા કરતા પોતાના પ્રાણને

જતા કરે છે. ગામેગામ વૈષ્ણવોમાં જાગૃતિ આવી, ઠેકઠેકાણે સભાઓ ભરાઇ ને "પોલ"નો બહિષ્કાર થયો, પરંતુ મુંબઇમાં નાની મોટી અનેક સભાઓ ભરાયા ઉપરાંત છેલ્લી ગંજાવર સભા માધવબાગમાં મુંબઇના સુપ્રસિદ્ધ આગેવાન સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસના પ્રમુખ-પદે ભરાઈ હતી તેમાં નાના મોટા શ્રીમંત વિદ્વાન્ સાધારણ હજારો વૈષ્ણવો પ્રબળ ઉત્સાહથી સંપ્રદાયની રક્ષા કરવાર્થે સામેલ થયા હતા.

સાત આઠ વર્ષ પહેલા એટલે કે જ્યારથી ગાંધીની ઢેઢ ભંગી ચમારને સ્પર્શ કરવાની, ઋષિ મુનિઓ તથા શાસ્ત્રોને શયતાની પાખંડી કહેવાની ને મુસલમાનોને લાખો રૂપિયાની સહાયતા કરી, તેઓ સાથે ખાનપાન કરવાની પાપી ચળવળ ચાલી છે ત્યારથી તેની વિરૂદ્ધ ઝઝુમી અમે છડેચોક કહેતા આવ્યા છીએ કે હિંદુ ભાઇઓ સાવધાન બની ચેતો, ધર્મનું જ્ઞાન સંપાદન કરી અધર્મી-ઓથી બચો, લોભ લાલચને વશ ન થતાં સૃષ્ટિના બંધારણનો વિચાર કરી પાખંડીઓને નષ્ટ કરી ઉચિત માર્ગે કર્તવ્ય કરો; પરંતુ મુંબઇની મુળજી જેઠા મારકીટની યાદગાર સભા અને કાઠિયાવાડ રાજકીય પરિષદ્‌ની ભાવનગરની બેઠક વખતના સનાતન ધર્મ સંમેલન સિવાય અમારા કહેવાપર દુર્લક્ષ કર્યું તો આજે આ સ્થિતિ અનુભવવાનો યોગ પ્રાપ્ત થયો છે.

કેટલાક ગૃહસ્થો માત્ર આ કૌભાંડના ઉત્પાદક પાગલ તેરસી અને ધનલક્ષ્મીને લેખે છે પરંતુ તેમ નથી. તેનું મૂળ કારણ તો વિધર્મી અંગ્રેજોની કુટિલ રાજનીતિજ છે. તે આપણને આપણા ધર્મથી વિમુખ રાખી પરધર્મના મલિન વાતાવરણ અને શિક્ષણમાં રંગી નાનપણથીજ નાસ્તિક અશ્રદ્ધાળુ બનાવે છે એટલુંજ નહિ પણ પોતાનો પગ સ્થિર કરવા માટે માંહેમાંહે વિક્ષેપ—મારામારી

થાય તેવા ષડ્‌યંત્રો રચે છે. પાદરીઓના મિથ્યા ઉપદેશથી પ્રથમ રામમોહનરાય થયો કે જેણે પતિ પાછળ સતી થવાનો રીવાજ બંધ કરાવ્યો, પછી ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર થયો, જેણે વિધવા પુનર્લગ્નની હિમાયત કરી, પછી દયાનંદ સરસ્વતિ થયો જેણે આર્યસમાજ સ્થાપિ મૂર્તિપૂજા, શ્રાદ્ધ, પુરાણો તથા જન્મથી જાતિ માનવાનું ખંડન કરવા યત્ન કર્યો, પછી કરસનદાસ મુળજી અને જળાધરીઆનું કામ કરનારો બ્લાકટાનંદ થયો જેણે બિલકુલ અજ્ઞાનતાથી અને દ્વેષથી પુષ્ટિસંપ્રદાયને નિંદી અધમતાભર્યા આક્ષેપો કર્યા ને મામલો કોર્ટે જતાં જડજે પણ વગર સમજ્યે સંપ્રદાયપર અવિચારી ટીકા કરી, પછી બાકી રહ્યા હતા તે પોતાને ઢેઢ તરીકે ઓળખાવી ઢેઢ જાતિમાં અવતરવાનું માગી લેઈ ઢેઢની છોકરી દત્તક રાખી, દેશના અધઃપતન માટે પૈસા ઉઘરાવી ગાંડાની માફક બકતા ગાંધીજી પાકયા એટલે જે વર્ણસંકર ઘુવડો અદૃશ્ય થઈ ગયા હતા તે સઘળા તેની સંક્રમાં–શિષ્ય તરીકે ઘુશી મેદાને કૂદી પડયા છે.

પરંતુ પરમાત્માને ત્યાં એવો અનુપમ ન્યાય છે કે હજારો ગાડરા હોય છતાં તેને પુગવા માટે ફક્ત એક સિંહ પૂરતો છે. લાખો અને કરોડો નાસ્તિક બૌધ્ધોને હટાવવા માટે એકજ શંકરાચાર્ય બસ થયા હતા, લાખો યવન મ્લેચ્છ જેવા આચરણ-વાળાઓનો અંધકાર દૂર કરવા માટે એકજ વલ્લભાચાર્ય પૂરતા હતા ને લાખો યવનોનો સંહાર કરી હિંદુ રાજ્યની સ્થાપના કરી હિન્દુ-ઓને રક્ષવા માટે એકજ પ્રતાપ અને શિવાજી કરોડ જેવા હતા તેમ યદિ આપણામાં હમણાં જે પ્રકારની જાગૃતિ અને કર્તવ્યપરાયણતા આવી છે તેને સજીવન રાખા યત્ન કરાય તો માત્ર તેરસી પાગલ જેવા કીટ પામરો ઉપરજ નહિ પણ દેશભરમાં આપણો દિગ્વિજય

થાય એ નિઃસંશય છે; માટે આપણા શ્રીમાન્ આચાર્ય સ્વરૂપોએ તથા વૈષ્ણવોએ આપણા આદ્ય પુરૂષ અખંડ ભૂમંડલાચાર્ય શ્રીવલ્લભાચાર્યજીનો આદર્શ દૃષ્ટિ સન્મુખ રાખી સતત કાર્ય કરવા પ્રતિજ્ઞા લેવી જોઇએ. લાખો યવનો અને પાખંડીઓની વચ્ચે શ્રીમહાપ્રભુજી પ્રથમ પોતે જ્ઞાનસંપન્ન અને પ્રભુપર અનન્ય નિષ્ઠાવાળા થઇ નિર્ભય રીતે વિચર્યા હતા અને ઉપદેશ આપી પાખંડીઓ સાથે વાદ કરી તેઓને વાદમાં હરાવી ધર્મ સ્થાપ્યો હતો તે પ્રમાણે આપણે પણ કાર્ય કરવા મંડી જવું જોઇએ.

જો આપણે પુષ્ટિ સંપ્રદાયને પૃથ્વીપર સજીવન રાખવા ઇચ્છતા હોઇએ, જો આપણે સંસારને ક્ષણભંગુર દુઃખદાયી માની પ્રભુ ચરણારવિંદમાં નિત્ય સુખ પામવાની અભિલાષા ધરાવતા હોઇએ તો આપણે આપણા દોષ દુરાચાર સ્વાર્થ ભીરૂતા ત્યજી દઇ નિર્ભય થવું જોઇએ. આપણે શ્રીમદ્ ભાગવત્, ગીતાજી, સુબોધિનીજી, શિક્ષાપત્ર, નિબંધ, ષોડશગ્રંથ વગેરેનો અભ્યાસ કરવા ઉપરાંત મનુસ્મૃતિ મહાભારત રામાયણાદિ પણ હૃદયસ્થ કરી લેવા ઘટે. સરળ ભાષામાં સાંપ્રદાયિક તમામ ગ્રંથોનું ભાષાન્તર કરાવવા ઉપરાંત માસિકો અઠવાડિકો અને દૈનિક પત્રો પણ તત્કાળ કાઢવા પ્રબંધ કરવો ઘટે. કોંગ્રેસ કોન્ફરન્સ રાષ્ટ્રીય શાળા જેવી વંઠેલ વટલેલ અને અધઃપતન કરનારી સંસ્થાઓને પૈસાની મદદ ન આપતા આપણા અધિકાર નીચે પાઠશાળા, ગુરૂકુળો, સભાઓ અને સંસ્થાઓ ખોલી સહાય કરવી જોઇએ. પોતાનું પારકું ઓળખ્યા વિના પટેલ ગોર તેરસી જેવા વર્ણસંકરોને ધારાસભા તથા મ્યુનિસિપાલિટીમાં મત આપી મોકલવાને બદલે ધર્મનિષ્ઠ બુદ્ધિમાન પુરૂષોનેજ ચુંટી મોકલવા જોઇએ. આચાર્ય સ્વરૂપો જ્યાં જ્યાં પધારે કિંવા તેઓશ્રીની પધરામણી થાય

ત્યાં ત્યા પ્રથમ તેઓએ પોતે લોકોને સ્વધર્મ–કર્તવ્યનો ઉપદેશ આપવો ને પછી પોતાના વિદ્વાન્ શાસ્ત્રીઓ તથા વૈષ્ણવોદ્વારા પણ અપાવવો જોઇએ. માત્ર સંપ્રદાય પૂરતુંજ લક્ષ ન આપતાં સમસ્ત હિંદુ જાતિ અને અન્ય સંપ્રદાયોને પણ પક્ષમાં લેઈ ઉપાય લેવા ઘટે કારણકે હિંદુ જાતિ અને સનાતન ધર્મમાં આપણે મુખ્ય સનાતની છીએ. યદિ મુસલમાનો પાદરીઓ અને ખોજાઓ હિંદુઓપર અત્યાચાર ગુજારે ને આપણે તેને સંપ્રદાયિક ન ગણી તે વિશે દુર્લક્ષ કરીએ તો આજે આપણા ભાઇઓનો વિનાશ થયો તેમ કાલે આપણો પોતાનો થશે, માટે એકત્ર થઇ, અખાડા ખોલી, સ્વયંસેવક મંડળો સ્થાપી, પરસ્પરનું રક્ષણ કરવું જોઇએ.

સનાતન હિંદુ ધર્મના વલ્લભ, શંકર, મધ્વ અને રામાનુજ એમ ચાર મુખ્ય અંગ છે ને સ્વામીનારાયણ વગેરે પેટા અંગ છે. તે ચારેય મુખ્ય અંગોએ હિંદુ જાતિ અને સનાતન ધર્મનું રક્ષણ કર્યું છે. ચારેય સંપ્રદાયના આચાર્યોએ પ્રસ્થાન ત્રયી–ગીતાજી, ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય લખી પોતાપોતાના સમયમાં પ્રચલિત ધર્મોપર દિગ્વિજય કર્યો છે. એમાં એકેય પ્રપંચી જૂઠો કે વર્ણસંકર આચાર્ય નહતો, છતાં શિવપંથી ઇર્ષાળુઓ શ્રીમદ્ વલ્લભાચાર્યજીને વર્ણસંકર પાખંડી કહી શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યજીને આદર્શ મનાવે છે, આથી અમને ભય રહે છે કે ઘરમાં હોળી સળગશે ને દુશ્મનોને રાજી થવાનું મળશે. છેવટે પરિણામ તો એજ આવશે કે શ્રીવલ્લભાચાર્યજી કે વૈષ્ણવ ધર્મ ઉખડી નહિ જાય પણ તેના આશ્રિત શિવપંથી બ્રાહ્મણોની દુર્દશા થશે ને મદ્રાસ મહારાષ્ટ્રની જેમ આ પ્રાંતમાં પણ બ્રાહ્મણોને ઉખેડવાની બ્રાહ્મણ વિરૂદ્ધ અબ્રાહ્મણની અવિચારી પ્રવૃત્તિ શરૂ થશે. માટે તેમ ન થાય તેટલા સારૂ શિવપંથી

કિંવા શંકર મતના અનુયાયી બ્રાહ્મણોએ વૈષ્ણવો પ્રત્યેનો દ્વેષ છોડી દેવો ઘટે છે.

શંકર મતના અનુયારીઓ શ્રીમદ્ શંકરાચાર્યને શિવજીના ઉપાસક માનતા હોય તો તેઓ ગંભીર ભૂલ કરે છે. શંકરાચાર્યે તો ઠામ ઠામ વિષ્ણુ ભગવાનની સ્તુતિ કરી બદ્રીનાથ તથા જગન્નાથમાં બૌદ્ધોએ ખસેડેલી ભગવાનની મૂર્તિઓ પુનઃ સ્થાપી અને ભગવાનની સેવા કરવા માટે ત્યાં ત્યાં મઠની નિમણુંક કરેલી છે એટલુંજ નહિ પણ શિવ મતનું ખંડન કરી શિવ પુરાણ કે એવા બીજા શિવજીના મહિમાવાળા ગ્રંથપર ભાષ્ય ન લખતા પરબ્રહ્મ પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ પરમાત્માના મહિમાવાળા ગ્રંથ-ભગવદ્ ગીતા ઉપરજ ભાષ્ય લખ્યું છે. શંકર મતાવલંબીઓ ! તમે વિષ્ણુ ભગવાનનો અને તેને માનનારા વૈષ્ણવોનો દ્રોહ કરો છો પણ સર્વશ્રેષ્ઠ દેવ કોણ ઠરેલું છે તે બ્રાહ્મણોના ઉત્પાદક મહર્ષિ ભૃગુનો અભિપ્રાય જાણો, સૃષ્ટિ કોણે ઉત્પન્ન કરી છે તે મનુ ભગવાનને પૂછો એટલે તમારો અજ્ઞાનાંધકાર દૂર થઇ જશે અને વિષ્ણુ મોટા કે શિવ તેની ખાત્રી થઇ જશે. વળી તમે માનતા હોવ કે વૈષ્ણવ સંપ્રદાય તો માત્ર સાડાચારસો વર્ષ થયા શરૂ થયો છે તો તેવું માનનારો પણ કેવળ મૂર્ખ છે. વૈષ્ણવ સંપ્રદાય માત્ર સાડાચારસો વર્ષનોજ અર્વાચીન નથી પરંતુ આદિઅનાદિ કાળનો એટલે જ્યારથી જગન્નિયંતા વિષ્ણુ ભગવાને પોતાની નાભિ કમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન કરી સૃષ્ટિ રચી ત્યારથીજ વિષ્ણુને માનવાળા વૈષ્ણવો છે. તેના પર યુગના પ્રભાવે આવરણ આવતા ભગવદ્ સ્વરૂપ શ્રીવલ્લભાચાર્યજીએ અવતાર ધારણ કરી પાખંડ નિવારી સત્ય પ્રકાશમાં આણ્યું છે. બાકી તો વિષ્ણુ અને શિવ તથા વલ્લભ અને શંકર એકજ સ્વરૂપ છે, ઉભયમાં

લેશ પણ તફાવત નથી. તફાવત તે કેવળ અજ્ઞાનતાનો-દષ્ટિ દોષ-નોજ છે. આશા છે કે વૈષ્ણવ અને શૈવો હરિહરને એક માની પરસ્પરની ઇર્ષ્યા છોડી દેશે.

હવે ઉપસંહારમાં અમારે વૈષ્ણવ ભાઇઓને બે શબ્દ કહેવાના છે, ને તે એકે તમે દુર્જનો પ્રત્યે ક્ષમા અને દીનતા દાખવી પોતાને હાથે પોતાનું અનિષ્ટ વહોરી લ્યો છો. ક્ષમા અને દીનતાનો ઉપયોગ પ્રભુ પરાયણ ભગવદીય જીવો પ્રત્યે કરવાનો હોય છે. સાક્ષાત્ શ્રીકૃષ્ણ પરમાત્માએ આજ્ઞા કરી છે કે ये यथामां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् અર્થાત્ જે માણસ આપણી સાથે જેવું વર્તન કરે તેવું આપણે પણ તેની સાથે કરવું. દુર્જન કે શઠની સાથે શઠતા ભર્યું ને ધર્માત્મા સાથે દીનતા ભર્યું વર્તન કરવું ઘટે. દયા ક્ષમા અને દીનતા મહારાજા પૃથ્વીરાજે અપાત્રે દાખવી તો તેનું તેને કેવું ફળ ભોગવવું પડ્યું ? અને આપણે પણ એજ પ્રમાણે અદ્યાપિ પર્યંત વર્ત્યા તો આપણી પણ કેટલી અધોગતિ થયેલી છે ? શું તમે એટલું પણ વિચારી શકતા નથી કે આપણી જગ્યાએ કદાચિત્ મુસલમાનો અને અંગ્રેજો હોત ને તેઓના કુરાન બાઇબલ કે મહમદ જીસસની આટલે હદ સુધી ગાંધી તેરસી ધનજી પોલના પાગલે કે પરધર્મીએ નિંદા કરી હોત તો શું તેઓ મૂંગે મોઢે સહી લેતે કિંવા સભા ભરી બેસી રહેતે ? અમે તો ચોક્કસપણે માનીએ છીએ કે તેઓએ તેઓનું કે તેઓના વંશ વારસાનું સુધ્ધાં જગતમાં નામનિશાન રહેવા ન દીધું હતે. સરકાર પણ આટઆટલું આપણા સંપ્રદાયનું, આચાર્યનું અને સાક્ષાત્ પ્રભુ શ્રીનાથજીનું ભયંકર અપમાન દુષ્ટો કરે છે છતાં તે તરફ આંખ મિંચામણા કરી અટકાવતી નથી તે માત્ર આપણી નિર્માલ્યતાને લઇનેજ. નહિતર સરકારને જરા કોઇ ગાળ દે છે કે રાજ્ય વિરૂદ્ધ

બોલે છે તો શાંતિ અને વ્યવસ્થાના નામે તે કેમ તત્કાળ તેમ કરનારને કઠોર શિક્ષા કરે છે ? માટે હમેશા જેવાની સાથે તેવું વર્તન કરવાનું સૂચવી ઇંદ્રનો મદ ઉતારનાર ગોવર્ધનધારી શ્રીનાથજી પ્રભુ આપણી ચાલુ જાગ્રતિ કાયમ રાખી સંપ્રદાયનો ઉદ્ધાર કરે એમ ઇચ્છીએ છીએ.

---

## જ્ઞાતિ અભ્યુદય.

---

પવિત્ર ભરતખંડમાં જન્મેલો હિંદુ સત્સંસ્કારી સદ્ગુણી હોય વા દુર્ગુણી હોય તથાપિ તેને પોતપોતાની જ્ઞાતિ પ્રત્યે તો થોડો ઝાઝો પ્રેમ ભાવ હોયજ છે. ધર્મપ્રેમી આસ્તિક સજ્જન તો જ્ઞાતિને વર્ણાશ્રમનું અંગ સમજી તેને અત્યંત ઉપયોગી ગંગાસ્વરૂપ માને છે પરંતુ એવા નાસ્તિક ધર્મ વિરોધીઓને પણ અમે પુષ્કળ જોયા છે કે તેઓ યદ્યપિ જ્ઞાતિ–વર્ણને હાનિકારક ગણી નાબુદ કરવા હિમાયત કરે છે તો પણ પોતાને ઘર આંગણે પ્રસંગ આવે છે ત્યારે અથવા કોઇ જાહેર કાર્યોમાં સ્પર્ધા થાય છે ત્યારે પોતાની જ જ્ઞાતિનું શરણ લઇ મહત્વ વધારવા પ્રયત્ન કરે છે. તાત્પર્ય કે જ્ઞાતિ એ એટલી બધી હિતકારી સંસ્થા છે કે તેમાં ઉત્પન્ન થયેલા સર્વ કોઇનો તેના પર ઓછો વધતો આદર છે ને અભ્યુદય ઇચ્છે છે.

પરંતુ પ્રત્યેક હિંદુ જ્ઞાતિની ચાલુ સ્થિતિ તપાસીએ તો તે અત્યંત દુ:ખકારક દૃષ્ટિગોચર થાય છે. હરેક જ્ઞાતિમાં કુસંપ, અવ્યવસ્થા, આગેવાનોની સુષુપ્તિ, કન્યાવિક્રય, દરિદ્રતા, વિધવાઓનો આર્તનાદ, નાસ્તિકતા, નિર્બળતા, પક્ષપાતપણું વગેરે દોષ જોવામાં આવે છે. શ્રીમંતો તથા વિદ્વાનો તેની શ્રીમંતાઇ અને વિદ્વતાના મદમાં પડયા છે ને તેઓ ગરીબોના સુખ દુ:ખની દરકાર કરતા નથી તેમ ગરીબો

અને સામાન્ય સ્થિતિના ભાઇઓ એટલા વિવેક વિનયહીન ઉદ્ધત થઇ ગયા છે કે તેઓ શ્રીમંતોની અને વિદ્વાનોની મર્યાદા જાળવતા નથી. કોઇ એકના ઉપર આફત આવે છે તો બીજાના હૃદયમાં દયા અને મદદ કરવાની ભાવના પ્રકટ થવાને બદલે ઉલટા રાજી થઇને પડયા પર પાટુ મારે છે. વૃદ્ધ વડિલો તથા મહાજનોનું કહેવું કોઇ ગણકારતું નથી, જેને જેમ ફાવે તેમ વર્તે છે એટલે નાસ્તિક દુરાચારી પરધર્મી પરજાતિવાળા જેઓ પ્રથમથીજ તેને છિન્નભિન્ન કરવા યત્ન કરે છે તેઓને જે કાંઇ હુમલો—આક્ષેપ કરવો હોય તે કરવાની પૂર્ણ અનુકૂળતા મળે છે.

આવી વિપરીત હાલતમાંથી ઉગરવા માટે પ્રથમ આપણે મન અંતઃકરણને શુદ્ધ કરી પ્રત્યેક જ્ઞાતિભાઇને પોતાનું અંગ માની તેને ચાહવાની જરૂર છે. વેર વૃત્તિ અને કુસંપમાં કૌરવો જેવા સમર્થ રાજાધિરાજોનો નાશ થઇ ગયો હતો તો આપણે કોણ માત્ર ! જીંદગી ટુંકી છે, કરેલા કર્મનું ફળ આભવે કે પરભવે ભોગવ્યા વિના છૂટકો નથી તેમ હજાર વિરોધ કરીએ તોપણ જ્ઞાતિ અને જ્ઞાતિજનો વિના ચાલવાનું નથી તો શા માટે ઈર્ષ્યા અદેખાઇ રાખી પરસ્પરનું અનિષ્ટ કરવા પ્રેરાવું ? આ પ્રકારે વિચાર કરી એક બીજા પ્રત્યે લાગણી રાખી બનતી મદદ કરવા યત્ન કરવો જોઇએ. આપણો જન્મ, જન્મ મરણના ફેરા ટાળી પ્રભુ પ્રાપ્તિને માટે છે. પ્રભુ પ્રાપ્તિ સદ્‌ભાવ, પરોપકાર બુદ્ધિ, સેવા વૃત્તિ અને ભક્તિ જ્ઞાન વિના ન થઇ શકે. સેવા હંમેશા ઘરથીજ આરંભી શકાય ને ઘર તે કુટુંબ અથવા કુટુંબરૂપી જ્ઞાતિજ છે માટે પ્રત્યેક હિંદુએ પોતપોતાના જ્ઞાતિજનો પ્રત્યે રાગદ્વેષ ન રાખતા સદ્‌ભાવ રાખીને મન વાણી તથા કર્મથી જે રીતે બને તે રીતે તેઓને ઉપયોગી થવું જોઇએ.

જ્ઞાતિ અને જ્ઞાતિજનોની ઉન્નતિને માટે જેમ સદ્‌ભાવની જરૂર છે તેમ ધર્મજ્ઞાનની પણ પૂર્ણ આવશ્યક્તા છે. જ્યાં સુધી આપણને ધર્મ વિશે જ્ઞાન નથી ત્યાં સુધી સદ્‌વિચાર ઉદ્‌ભવતા નથી, સદ્‌વર્તન થતું નથી, અનેક પ્રકારની કુશંકાઓ નિવૃત્ત થતી નથી. માતાપિતા ગુરૂ ઇશ્વર જ્ઞાતિ દેશાદિ પ્રત્યેની ફરજ સમજાતી નથી અને કર્તવ્યા-કર્તવ્યના વમળમાં ગોથા ખાઇ દુર્ગતી પામતા જઇએ છીએ. તાત્પર્ય કે ધર્મશાસ્ત્રોનું જ્ઞાન એજ મનુષ્યને ખરેખરો મનુષ્ય બનાવે છે માટે સૌથી પ્રથમ આપણે ધર્મ જ્ઞાન પ્રાપ્ત કરી લેવા મથવું જોઇએ. ધર્મ જ્ઞાન પણ બાળપણમાં જ અપાય, લેવાય તો અત્યંત ફળદાયી નીવડી શકે છે; કારણકે એક વખત કોમળ હૃદયમાં સારા કે માઠા સંસ્કાર પડે છે તે પાછળથી ખેસવી શકાતા નથી. દુર્દૈવે નાની ઉમ્મરમાં ખરાબ સંસ્કાર સોબત કે શિક્ષણથી અધર્મ તરફ વૃત્તિ ઢળી તો પછી તે કોઇનો અટકાવ્યો ન અટકતા મોટપણે મહા અનર્થજ કરવાનો. આજકાલ ચોરી, જુગારી, વ્યભિચાર, પાપ, દારૂ, માંસ, બીડી, ચા, સોડા, નાટક, અસત્ય, અંત્યજ સ્પર્શ તથા વિધવા વિવાહ જેવા મલિન વિચાર અને કન્યાવિક્રય વૃદ્ધલગ્ન વગેરે જે પ્રવર્તી રહેલ છે તે ધર્મ જ્ઞાનના અભાવે જ છે; માટે ઘેરઘેર ધર્મજ્ઞાન નાના મોટા સૌએ મેળવી લેવા તજવીજ કરવી જોઇએ. વિદ્યાર્થીઓએ બોર્ડીંગ કિંવા વિદ્યાલયમાં અને ગૃહસ્થોએ સત્સંગથી તથા શાસ્ત્રો વાંચી શ્રવણ કરીને ધર્મ જ્ઞાન પ્રાપ્ત કરવું ઘટે.

મનુષ્યોને જ્યાં સુધી પેટમાં અન્ન પડતું હોય ત્યાં સુધી માઠા વિચાર સૂઝતા નથી પણ જ્યારે તે કોઇ પણ પ્રકારે ન ભરાય ત્યારે ચોરી કન્યાવિક્રય કે સવેલું લેવા દેવાનું હલકું કામ કરે છે. વિદેશી સત્તાના કારણથી દેશના વેપાર ઉદ્યોગ તમામ નાશ પામ્યા છે. સીધા

અને આડકતરા સેંકડો પ્રકારના કરથી તથા વિદેશી માલની આયાતથી આપણો દેશ તદ્દન નિર્ધન અને ગુલામ બન્યો છે. સ્કુલ કોલેજમાં પણ બીલકુલ બોજારૂપ શિક્ષણ આપવામાં આવે છે. આ બધા કારણોપર સંપૂર્ણ વિચાર કરી પ્રત્યેક જ્ઞાતિના શ્રીમંત ભાઈઓએ બે કામ કરવાની જરૂર છે—એક તો વિદ્યાર્થી તરીકે અભ્યાસ કરતા જ્ઞાતિના યુવકોને ફરજીઆત ઉદ્યોગનું શિક્ષણ, ધર્મ શિક્ષણ સાથે આપવાની વ્યવસ્થા કરવી અને બીજું મોટી વયના સેંકડો ભાઇઓ વેપાર ધંધા નોકરી વિના હેરાન થાય છે તેના માટે પ્રાયઃ પાંચ લાખ રૂપિયા જેવડું એક મોટું સહાયક ફંડ ઉભું કરી તેમાંથી વેપાર ધંધા માટે જે જે જ્ઞાતિબંધુને સહાયની અપેક્ષા હોય તેને પાંચસોથી હજાર રૂપિયા સુધીની માત્ર નામના વ્યાજે રકમ ધીરવી. રકમ લઇ જનાર ભાઇએ કાળજીથી વેપાર કરવો ને પોતે બે પૈસા કમાય એટલે તુરતજ તેણે સહાયક ફંડમાંથી લીધેલી રકમ પાછી ઉપકાર સાથે ભરી દેવી. ઉદ્યોગી શિક્ષણ અને સહાયક ફંડનો પ્રબંધ થતા આપણી હિંદુ જ્ઞાતિઓ ઘણા દુર્ગુણ, કષ્ટ, કુવિચારમાંથી મુક્ત થશે માટે પ્રભુએ જેને સારી સ્થિતિ આપી છે તે જ્ઞાતિપ્રેમી સદ્‌ગૃહસ્થોએ વગર વિલંબે આ બાબત હાથ ધરવી ઘટે.

જેમ અશ્વ ઉપર સ્વારની કે રથ ઉપર રથીની લગામ ન હોય તો તે અશ્વ રથને કે સ્વારને ગમે ત્યાં ફેંકી પોતે પણ વિનાશ પામે છે ને જો ઇન્દ્રિયો પર મનનો કાબુ નથી હોતો તો નિરંકુશ ઇન્દ્રિયો મનુષ્યનો નાશ કરે છે તેમ જ્ઞાતિજનો ઉપર જો જ્ઞાતિનો અંકુશ હોય નહિ તો જ્ઞાતિ અને જ્ઞાતિજનો એમ ઉભયનો જલ્દી અંત આવે છે. જ્ઞાતિ બંધુઓના સર્વ પ્રકારના સુખ દુઃખ લાભ હાનિ ઉન્નતિ અવનતિ વિશે વિચાર કરવાની ફરજ જ્ઞાતિની છે. જ્ઞાતિના

આગેવાન–નેતા–મુખી જ્ઞાતિની હાલત વિષે પુખ્ત વિચાર કરી જે માર્ગ કાઢે તેમાં વચ્ચે પડવાનો સરકારને પણ અધિકાર નથી. પૂવ-કાળમાં જ્ઞાતિના આગેવાનો જ્ઞાતિની દાઝ દિલે ધરી તેના હિતનો માર્ગ કાઢતા હતા જેથી જ્ઞાતિમાં સર્વત્ર સુખ શાંતિ સદાચાર સંપત્તિ, સંપ અનુભવાતા હતા અર્થાત્ જ્ઞાતિ સંપૂર્ણ સ્વરાજ્ય ભોગવતી હતી; પરંતુ અત્યારે જ્ઞાતિને દોરવી શકે–જ્ઞાતિનું હિત વિચારીને કરી શકે–જ્ઞાતિજનોને જ્ઞાતિના ધારાધોરણ બંધારણ પ્રમાણે વર્તાવી અંકુશમાં રાખી શકે એવા વયોવૃદ્ધ પુરૂષો શ્રીમંતો કે વિદ્વાનો તદ્દન મૂકમૂઢ કર્તવ્યહીન બાયલા થઇ મડદાની માફક ચેતનરહિત બની બેઠા છે. આટઆટલી જ્ઞાતિ ખરાબે ચડી છે, જ્ઞાતિજનોમાં અરાજકતા વ્યાપિ છે, જ્ઞાતિના ધારાધોરણનો અનાદર થાય છે ને તેથી સ્થિતિ અસહ્ય બની છે છતાં તેઓની નિદ્રા કે તંદ્રા ઉડતા નથી. કદાચ એમ પણ હોય કે સાધારણ અને ગરીબ સ્થિતિના ભાઇઓ શ્રીમં-તોને, વૃદ્ધોને અને વિદ્વાનોને આગેવાન માને છે પણ શ્રીમંત વૃદ્ધ કે વિદ્વાન્ પોતાના મનથી પોતાને કાંઇ ન માનતા હોય, પોતાને કાયર મૂઢ નાલાયક સમજતા હોય તો શું સમજવું ? અમારા અનુભવે તો એવું જ દેખાય છે, પરંતુ આમાં શ્રીમંત વૃદ્ધ અને વિદ્વાનોની માન્યતા બદલવાની અને બદલીને તેઓજ જ્ઞાતિને સન્માર્ગે દોરવવા બંધાયલા છે, જ્ઞાતિનું હિત કરવું એ તેઓની ફરજ છે એમ મગજમાં ઠસાવવાની જરૂર છે; કારણ કે તે સિવાય બીજો કોઇ માર્ગ નથી. જ્ઞાતિ રક્ષણ કે હિતનું કામ જ્ઞાતિના શ્રીમંત વૃદ્ધ કે વિદ્વાન્ સિવાય બીજો કોઇ કરી શકે એમ નથી. ભલે શ્રીમંત વૃદ્ધ કે વિદ્વાન્ પોતાને અશક્ત, કાંઇ કરવાને અયોગ્ય માનતા હોય તોપણ તેઓ કંઇક કરી શકે એવી સાધારણ સ્થિતિના ભાઇઓને શ્રદ્ધા છે. આ પ્રમાણે જ્ઞાતિના

આગેવાનો જ્ઞાતિને અંકુશમાં રાખી સદાચારને માર્ગે પ્રવર્તવા જો પ્રયત્ન નહિ કરે તો આજકાલના મલિન વાતાવરણમાં ઘુમતા યુવકો, ધર્મભ્રષ્ટ બંડખોરો તથા સ્વાર્થી કન્યાવિક્રયીઓ નહિ કરવાના કુકૃત્ય કરશે અને જ્ઞાતિને એબ લગાડવા સાથે જ્ઞાતિની હયાતીજ અળસાવી દેશે માટે હિંદુઓ સાવધ થાવ અને તમારા સૌમાં ભારેલા અગ્નિની માફક પ્રભુના અંશરૂપી અનંત શક્તિ છે તે વડે તમે જ્યાં હોવ અને જ્યાં જ્યાં પહોંચી શકો ત્યાં ત્યાં જ્ઞાતિના ધારાધોરણ બંધારણ દૃઢ કરી તેનો અમલ કરો. હાથીના પર પણ અંકુશ રાખવો પડે છે, અંકુશથીજ તે નિયમમાં વર્તે છે, ત્યારે જ્ઞાતિજનો પર અતિ કાળજીથી અંકુશ રાખવાની જરૂરીઆત હોય એમાં પ્રશ્નજ રહેતો નથી.

જેટલી વિદ્યા સંપત્તિ અનુભવ સત્કૃતિ યુવાવસ્થામાં સંપાદન કરી શકાય છે તેટલી બીજી કોઈ અવસ્થામાં પ્રાપ્ત કરી શકાતી નથી કારણ કે જુવાનીમાં મનુષ્યના બળ બુદ્ધિ હિંમત સાહસ વીર્ય તેજસ્વી હોય છે. સદ્‌વિચાર અને સત્સંગથી જો યુવકના વિચાર શ્રેષ્ટ હિતકારી હોય તો તો તે પરમોપયોગી થઇ પડે છે પરંતુ જો દુસંગથી દુષ્ટ બનેલ હોય તો તે ભયાવહ છે, જેમ આજકાલ કેટલાક યુવકો પ્રત્યેક હિંદુ જ્ઞાતિમાં અધર્મને આધીન થઈ અધોગતિના ઉંડા ખાડામાં હડસેલાઇ રહ્યા છે. આપણા યુવકોમાં થોડી ઘણી જાગૃતિ આવેલી જણાય છે ને તેઓ મિત્રમંડળો સ્થાપી જ્ઞાતિની સેવા કરવા તત્પર થયા છે એ શુભ ચિન્હ છે પરંતુ અનુભવ અને જ્ઞાનની ખામીએ જુવાનીના આવેશમાં ઉંધે રસ્તે શક્તિનો દુરૂપયોગ ન થાય એ ખાસ સંભાળવાનું છે. મિત્રમંડળો તથા વોલન્ટીઅર કોરો ધર્મ તથા જ્ઞાતિમર્યાદા સાચવી ઉચ્ચ ધ્યેય-ઉદ્દેશ દૃષ્ટિ સમીપ રાખી વડિલોનું અવલંબન કરી કાર્ય કરવા માંડે તો ક્યાંય અથડાવાનો કે

જ્ઞાતિને નુકશાન પહોંચાડવાનો પ્રસંગ ન આવે. યુવકોએ વૃદ્ધ વડિલોના પોતાને હાથ પગ સમજી વડિલોની આજ્ઞા શિરોધાર્ય ગણીને કાર્ય કરવા મંડવું ઘટે એટલે પ્રયત્ન સફળજ છે. આશા છે કે જે જે જ્ઞાતિના યુવકો પોતાની જાતને કેળવી ઉપયોગી બનાવવા માટે જ્ઞાતિની સેવા ખાતર તત્પર થયા છે તેઓ અને જેઓ નથી થયા તેઓ ઉપરની હકીકત લક્ષમાં રાખી જ્ઞાતિસેવાનું કાર્ય આરંભી દેશે.

આપણી સ્ત્રીઓ, માતાઓ, બેનો અને પુત્રીઓ મોટે ભાગે અશિક્ષિત છે અને તેજ અમને તો પ્રભુકૃપારૂપ–આશીર્વાદજનક લાગ્યું છે કારણ કે સ્ત્રીઓને કે કન્યાઓને પતિવ્રતા ગૃહિણી બનવા માટે જે પ્રકારના શિક્ષણની આવશ્યક્તા છે તે તો હમણાની સ્કુલ, હાઇસ્કુલ કે કોલેજોમાં નથી. હાલની સ્કુલ કોલેજમાં શિક્ષણ પામેલી કન્યા કે સ્ત્રી ભાગ્યેજ પતિ કે સાસુ સસરાની સેવા કરી સદાચારમાં વર્તશે. યુરોપના નાદે ચડેલા સુધારકો સ્ત્રીઓને શિક્ષણ, સમાન હક્ક, સ્વતંત્રતા આપવાની વાર્તા કરે છે તે અધમતાભરી છે. આપણા ધર્મશાસ્ત્રોમાં સ્ત્રીઓને પુરૂષ સમાન સ્વતંત્રતા કે હક્ક આપવાની સાફ મનાઈ છે. સ્ત્રી કે કન્યાને ઘરમાં માતૃભાષા સાથે સંસ્કૃત શીખવવાની માતાપિતા ભાઇ કે પતિએ મહેનત લેવી જોઇએ. વિનય વિવેક ચતુરાઇ કરકસરપણું ભરત ગુંથણ રસોઇ વૈદક અને ધર્મના પુસ્તકો વાંચી વિચારી શકે એટલું ગુજરાતી ભાષાનું જ્ઞાન મેળવી પતિને પરમેશ્વર ગણી સ્ત્રી પતિની તથા સાસુ સસરાની સેવા કરે એ સ્ત્રીનો ખરો ધર્મ છે. સતી સીતા સાવિત્રી અને અનસૂયા જેવી મહા સતીઓનું ચરિત્ર નજર આગળ રાખી મન વાણી ને કર્મ શુદ્ધ રાખી, શિયળ સંભાળી પતિ ગુણી હોય કે ગમે તેવો ગાંડો ઘેલો હોય તો પણ તેની પ્રસન્ન વદને સેવા કરવી એજ સ્ત્રીઓનો ધર્મ છે. પતિ પત્નીનો જે સંબંધ થાય છે તે એકવીશ પેઢી આગળ અને એકવીશ પેઢી પાછળના

સંબંધને લઇને થાય છે. જે દુષ્ટ સ્ત્રી પતિની આજ્ઞાનો અનાદર કરી પતિને દુઃખ દે છે તે પછીના જન્મમાં વિધવા થઈ તેનું ફળ ભોગવે છે. પૂર્વ જન્મના પાપના યોગે કોઈ સ્ત્રીને કદાચિત્ વિધવા દશા પ્રાપ્ત થઇ હોય તો તેનો ધર્મ-કર્તવ્ય પતિ પાછળ સતી થવાનું છે પણ દેશકાળ રાજ્યને લીધે તેમ ન બની શકે તો સંસારના તમામ પદાર્થો ઉપરથી તેણે ચિત્ત ઉઠાડી, મન ઇંદ્રિયો પર કાબુ રાખી, સાદા કપડા અને સાદો ખોરાક ગ્રહણ કરી અનન્ય ભાવે પ્રભુભક્તિ કરવામાં કાળ વ્યતીત કરવો. પતિના જીવતા કે મરી ગયા પછી પર પુરૂષનું સ્મરણ સુદ્ધાં ન કરવું એ સાધ્વી સ્ત્રીનો ધર્મ છે. આપણા બ્રાહ્મણ વાણીયા રજપૂત જેવા ઉંચ વર્ણની પતિવ્રતા સતી સ્ત્રીઓને જે નરપિશાચ નાસ્તિકો અત્યારે ઘરઘરણું નાતરૂં-પુનર્લગ્ન-વિધવા વિવાહ કરવા કરાવવાનું કહે છે તે સ્ત્રીઓને વેશ્યા-વ્યભિચારીણી બનાવી પ્રજા વર્ણસંકર ઉત્પન્ન કરનારૂં છે; ધર્મશાસ્ત્ર અને શિષ્ટજનો તેવા દુષ્કૃત્ય પ્રત્યે સખ્ત તિરસ્કાર દર્શાવી તેમ કરવાની મના કરે છે; માટે સ્ત્રીઓએ નાતરૂં-પુનર્લગ્ન કરવા કરાવવાની હિમાયતવાળા પિશાચોને જીવતાજ મુવેલા સમજી તેઓનાપર શાપ વરસાવી તેવા પાપીનું મોઢું કદી ન જોતા પોતાના પતિવ્રત ધર્મમાં દૃઢ રહેવું. જેના ઘરમાં પતિવ્રતા સતી સ્ત્રીઓ છે તે ઘર વૈકુંઠજ છે એમ સમજવું. કારણ કે પતિવ્રતા સતી સ્ત્રીને અખિલ વિશ્વનો નાથ શ્રીહરિ પણ નમીને આદર કરે છે; માટે પુરૂષોની સાથે ભેળાઈ આજકાલ પ્લેટફોર્મ પર લેક્ચરબાજી કરતી કુલટાઓનો કે તેના યાર સુધારક કુધારકોની વાત સતી સ્ત્રીઓએ કાને ન ધરતા ઉપર કહ્યા પ્રમાણે પતિવ્રત ધર્મનું પાલન કરી સંસાર તરી જવો. સ્ત્રીઓને માટે પતિવ્રતા ધર્મ એજ જપ તપ વ્રત ભક્તિ છે ને એથીજ તેનો મોક્ષ છે. પ્રત્યેક જ્ઞાતિના સ્ત્રી પુરૂષો આ લેખનું મનન કરી પોતાનું જીવન સુખદાયી બનાવે એમ ઇચ્છી. **હરિઃ ૐ તત્ સત**

---

## દાનવીર કાર્નેગી.

જ્યાં સુધી હિંદુસ્થાન સ્વતંત્ર દેશ હતો, જ્યાંસુધી ભારત-ભૂમિમાં મુસલમાન કે અંગ્રેજોના પગલા નહોતા થયા ત્યાં સુધી ઠામ ઠામ અનર્ગળ સંપત્તિ માલુમ પડતી હતી પરંતુ જ્યારથી વિદેશીઓનું આવાગમન શરૂ થયું છે ત્યારથી ઉંટ, રેલ્વે અને આગબોટદ્વારા લખલુંટ દ્રવ્ય વિદેશ ઘસડાઇ ગયું છે ને જવા લાગ્યું છે. પ્રથમ પ્રાંતે પ્રાંત અને શહેરે શહેરોમાં કુબેર ભંડારી જેવા અબજપતિઓ આર્યાવર્તમાં હતા, જેના પ્રત્યક્ષ પ્રમાણ તરીકે મહમદ ગીઝનીએ બે હજાર ઉંટ ભરીને અહીંનું દ્રવ્ય કાબુલ ઉપાડી જવું તથા જગડુશા અને ભામાશાની રાજ્યોને અકથનીય અગાધ સહાય છે.

પરંતુ આજે એ સ્થિતિના સ્વપ્ન પણ આવવા મૂશ્કેલ છે. આજે તો સર્વ સાધારણ લોકો આપણા દેશમાં તદ્દન ગરીબાવસ્થામાં મૂકાઈ અન્નવસ્ત્ર વિના દિવસો દુઃખમાં ગુજારે છે. માત્ર મુંબઇ કલકત્તા મદ્રાસ જેવા શહેરોમાં આંગળીઓને ટેળવે ગણી શકાય એટલા ગણ્યાગાંઠ્યા લખપતિ શહેરીઓ છે, જ્યારે કરોડપતિ તો ક્વચિતજ સાંપડે છે. આપણા દેશની જ્યારે એક તરફ આવી દીનહીન કંગાલ સ્થિતિ છે કે હજાર પુરૂષાર્થ કરવા છતાં રાજ્યાશ્રયના અભાવે પ્રગતિ થવી અશક્ય જણાય છે ત્યારે અમેરિકા દેશના લોકોમાં મોટો ભાગ અત્યારે ધનાઢ્ય દૃષ્ટિએ પડે છે. અમેરિકામાં લખપતિનો તો કાંઇ હિસાબ નથી પરંતુ કરોડપતિ પણ ત્યાં સાધારણ ગણાય છે. છેલ્લા પચીસ વર્ષ દરમ્યાન અબજપતિઓના નામો પણ સંભળાય છે જેમાં એન્ડ્રુ કાર્નેગી અને રોકફેલર વગેરેના નામ મુખ્યત્વે છે. અહીં અમે જેનું સંક્ષિપ્ત ચરિત્ર નિરૂપણ કરવા માગીએ છીએ તે

સજ્જન કુબેર ભંડારી જેવા એન્ડ્રુ કાર્નેગી છે. સામાન્ય કહેવત છે કે જો મનુષ્ય પુરૂષાર્થ કરે તો નરનો નારાયણ સમાન થાય તેમ કાર્નેગીનું બન્યું છે.

એન્ડ્રુ કાર્નેગીનો જન્મ સ્કોટલંડના ડન્ફર્મલાઇન ગામમાં એક વણકરનો ધંધો કરનાર પિતાને ત્યાં સન ૧૮૩૭માં થયો હતો. તેના પિતાનું નામ વિલિયમ કાર્નેગી હતું. માબાપની હાલત બહુ તંગ હતી તેથી કાર્નેગીના પિતાને જેમ આજીવિકા માટે સખ્ત મહેનત મજુરી કરવી પડતી તેમ તેની માતાને પણ જોડા પેક કરવાનું કામ કરવું પડતું હતું, છતાં નિર્વાહ બરાબર થઇ શકતો નહિ. આવી કફોડી સ્થિતિમાં કાર્નેગી સ્કુલમાં ઝાઝો વિદ્યાભ્યાસ કરી શકયો નહિ ને તેને તથા તેના આખા કુટુંબને કમાવા માટે અમેરિકા જવાની ફરજ પડી.

અમેરિકામાં કાર્નેગી અને તેનું કુટુંબ પ્રથમ એલિધની શહેરમાં ઉતર્યું. એલિધનીમાં તેના પિતાએ કપડા વણવાની શાળ માંડી વણવાનું શરૂ કર્યું ને તેની માતાએ જોડા પેક કરવાનું આરંભ્યું. કાર્નેગીની ઉમ્મર આ વખતે ફક્ત ૧૩ વર્ષની હતી, તેથી તેને માટે કામકાજ શોધવાની ઘણી મુશ્કેલી પડી પણ છેવટે એક મીલમાં દોરા વિંટવાના બોબીન એક જગ્યાએથી બીજી જગ્યાએ લઈ જવા માટે અઠવાડિયાના એક ડોલર ( ડોલરની કિંમત ત્રણ રૂપિયા થાય છે ) પગારથી નોકરી મળી. થોડા માસ મીલમાં કામ કર્યા પછી કાર્નેગીને તાર ઓફિસમાં તાર પહોંચાડનાર છોકરા તરીકેની અઠવાડિયાના બે ડોલરના પગારથી નોકરી મળી. નોકરી દરમ્યાન જ્યારે કાર્નેગીને વખત મળતો ત્યારે તે છાપા તથા પુસ્તકો લાઇબ્રેરીમાંથી મેળવી એકાગ્ર ચિત્તે વાંચતો. નોકરી પ્રમાણિકપણે ખંતથી કરતો ને જીજ્ઞાસાપૂર્વક નવું તમામ શીખી લેતો તે એટલે સુધી કે ક્રમેક્રમે તે તાર

લેવા મુકવાનું કામ પણ શીખી ગયો. તેના માતા પિતા સ્થિતિએ ગરીબ છતાં પ્રમાણિક, મહેનતુ અને પરોપકાર વૃત્તિના હતા એટલે એ ગુણો સ્વાભાવિક રીતે પુત્રમાં ઉતરી આવ્યા હતા. કાર્નેગીને તેની નીતિ તથા મહેનતનું ફળ તુરતજ મળવા માંડયું. પગાર બે ડોલરમાંથી થોડા વખતમાંજ આઠ ડોલર થયો એટલુંજ નહિ પણ તેનાપર તાર ખાતાના સુપરીન્ટેન્ડેન્ટની મહેરબાની થતા તેને પચીસ ડોલરના પગારથી તાર માસ્તરની જગ્યા મળી.

તાર માસ્તર તરીકેની નોકરી પર આવ્યા પછી કાર્નેગીને ટુંક સમયમાં સુપરીન્ટેન્ડન્ટ મી. થોમસ સ્કોટના ખાનગી સેક્રેટરી તરીકે ૩૫ ડોલરના પગારથી નોકરી મળી અને તેના કામકાજની કુશળતાથી ઉત્તરોત્તર તેના અધિકારીની પ્રીતિ થતા ઉપરી અધિકારી રેલ્વે ખાતામાં નિમાયા ત્યાં કાર્નેગીને પણ દાખલ કર્યો. રેલ્વેની નોકરીમાં કાર્નેગીની ઘણી પ્રગતિ થઇ અને તે પણ અતિ ત્વરાથી થઇ. ઉંઘ ઉજાગરો ટાઢ તડકો ભૂખ તરસ કે સારા નરસું ન જોતા કાર્નેગીએ અંત:કરણપૂર્વક શુદ્ધ નિષ્ઠાથી તન તોડીને નાના મોટું તમામ કામ કરી રેલ્વે ખાતાનો પુષ્કળ અનુભવ મેળવી ઉપરી અધિકારીઓને અનહદ સંતોષ આપ્યો એટલે તેની પેન્સિલ્વેનિયા રેલ્વેના સુપરીન્ટેન્ડન્ટ તરીકે વર્ષના ૧૫૦૦ ડોલરના પગારથી નિમણુક થઇ.

કમાણી સારી રીતે થતાં કાર્નેગીએ ઉત્તમ મકાન ભાડે રાખી રસોઇ તથા ઘરનું કામકાજ કરવા માટે નોકરની પણ ગોઠવણ કરી માબાપને સુખ આપવા માંડયું પરંતુ તેનો પિતા તે સુખ ભોગવવા આલોકમાં રહ્યો નહિ. તેની માતા બહુ શાણી પતિવ્રતા અને ધર્મપરાયણ સ્ત્રી હતી. તે કરકસરથી વર્તી ખુબ જાતમહેનત કરી બીજાના દુ:ખમાં પણ ભાગ લેતી હતી. તેણીના હૃદયમાં કોઇ પ્રત્યે જરાપણ અભાવ

નહોતો. સર્વદા તેણી ઉત્તમ વિચારોનું સેવન કરી વિરોધીઓનું પણ ભલું કરતી. કાર્નેગી રેલ્વેના સુપરીન્ટેન્ડન્ટ તરીકેની નોકરી પર આવ્યો તે અરસામાં અમેરિકામાં સિવિલ વોર–માંહોમાંહે પ્રજાને લડાઇ જાગી. આ વખતે તેને મોટી જોખમદારીઓ ઉઠાવી બહુ સાવધતાથી કામ લેવું પડયું હતું. રેલ્વે કું. ના મોટા હોદ્દેદાર તરીકેની ફરજ બજાવતા તેની નજર પૂલો બાંધવા તરફ ગઇ કારણકે તેમાં અતિશય મોટી કમાણી થતી હતી. એક મિત્રના ભાગમાં કાર્નેગીએ રેલો બનાવવાનું કારખાનું કાઢી પૂલો બાંધવાનું શરૂ કર્યું. બુદ્ધિપૂર્વક મજબૂત અને સંગીન કામ કરતા પૂલો બાંધવાના કામમાં તેને સારો નફો થયો એટલે પિટ્સબર્ગમાં લોખંડનું કારખાનું કાઢી વેપારમાં ઝંપલાવ્યું. આ વખતે કાર્નેગીની આંટ ઘણી ભારે જામી ગઇ હતી. તેમ પૈસે ટકે સ્થિતિ પણ સદ્ધર બની હતી છતાં તે સાહસિકમાં ગણાતો હતો.

એક પછી એક પાસો સવળો પડતો આવ્યો તેમ તેમ કાર્નેગીના ઉત્સાહમાં ઉમેરો થતો આવ્યો. જો કે કેટલીક વેળા તેને કોઇ કોઇ સાહસમાં અગવડો વેઠવી પડતી ને ઘણું સોસવું પણ પડતું હતું, છતાં અત્યંત ડહાપણપૂર્વક પોતાનું ગજું જોઇ વિચારીને તે વ્યવહાર કરતો હોઇ એકંદર તેની ફતેહજ થતી હતી. આખરે તેણે પોલાદનું જબરજસ્ત કારખાનું કાઢી તેમાં કરોડોની કમાણી કરી.

હવે કાર્નેગી પાસે સંપત્તિ વિપુલ થઇ હતી તેમ દેશ વિદેશના રાજા મહારાજા અધિકારી વિદ્વાનો વેપારીઓ વગેરે સાથે પુષ્કળ લાગવગ થઇ હતી; પરંતુ હજી સુધી તે લગ્ન વ્યવહારથી જોડાયો નહતો, તેથી તેનું લક્ષ લગ્ન કરવા તરફ ગયું. તેણે એક કુલીન–શુભ ગુણ અને રૂપવાળી કન્યા સાથે ૧૮૮૭ ના એપ્રીલની ૨૨ મી તારીખે ન્યૂયોર્કમાં પુખ્ત ઉમ્મરે લગ્ન કર્યું. તેની પત્નીનું નામ વ્હિટફિલ્ડ

હતું. પોતાના કારખાનામાં તેણે કેટલાક બાહોશ અને પ્રમાણિક મિત્રોને ભાગીદાર તરીકે ગોઠવ્યા હતા તેમ તેનો નાનો ભાઇ ટોમ પણ કામ સંભાળતો હતો એટલે કાર્નેગીને તે વિશે ઝાઝી કાળજી નહતી. આપણા દેશમાં કોઇ ગરીબ શ્રીમંત થાય છે અથવા શ્રીમંત તરીકેજ પોતે જન્મેલો હોય છે તો તેઓ મોટે ભાગે પોતાની શ્રીમંતાઇથી છકેલા, મોજશોખી અને વિષયલંપટ જોવામાં આવે છે. પરોપકાર, લોકોનું હિત કે દ્રવ્ય આજે છે ને કાલે ઉડી જશે માટે તે વડે કાંઇક સત્કર્મ કરી લઇએ એવો ભાગ્યેજ કોઇકને ખ્યાલ આવે છે, પરંતુ કાર્નેગીએ એક પણ દુર્ગુણ, દુરાચાર, કુવિચાર કે ખરાબ વ્યસનને આધીન ન થતાં પોતે જે કરોડો ડોલરોની સંપત્તિ મેળવી હતી તેનો વિચારપૂર્વક સદુપયોગ કરવા માંડયો. જ્યાં જ્યાં સહાયની જરૂર જણાઇ ત્યાં ત્યાં તેણે છૂટે હાથે દ્રવ્ય આપવા માંડયું.

કાર્નેગીની એવી માન્યતા હતી કે જો મનુષ્યમાં સારા સંસ્કાર અને વિદ્યા હશે તો તે તેનું જીવન સુખી, ઉપયોગી બનાવી શકશે ને વારસને માટે ઝાઝું દ્રવ્ય બચત રહેશે તો તે નાલાયક બનશે તેથી તે માન્યતાને અવલંબી તેણે તેના દ્રવ્યનો ઘણોખરો ભાગ કેળવણીમાં, વિદ્યા પ્રચાર કરનારી સંસ્થાઓમાં, વૃદ્ધ વિદ્વાનો અને વિધવાઓ તથા નિરાધારોમાં ખર્ચ્યો છે. બીજી ખાનગી સખાવતો તો તેણે કરોડોની કરી છે પણ જે જાહેરમાં આવી છે તેમાંથી મુખ્યત્વે નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| સાર્વજનિક પુસ્તકાલયો તથા તેના મકાન માટે રૂ. | ૧૮૧૧૦૦૦૦૦ |
| સાર્વજનિક પાઠશાળાઓ તથા તેના મકાન માટે... | ૬૧૦૦૦૦૦૦ |
| દેવળોમાં વાજીંત્રો માટે ... ... ... | ૧૮૭૫૦૦૦૦ |
| ન્યુયોર્કનું કાર્નેગી કોરપોરેશન... ... ... | ૩૭૫૦૦૦૦૦૦ |
| અધ્યાપક વર્ગ માટેના પેન્શન અર્થે ... ... | ૮૭૭૫૦૦૦૦ |

| | |
|---|---|
| પિટ્સબર્ગ ખાતેનું કાર્નેગી ઈન્સ્ટીટયુશન ... | ...૮૦૦૫૮૦૦૦ |
| વોશિંગ્ટન ખાતેનું કાર્નેગી ઈન્સ્ટીટયુશન ... | ...૬૬૯૦૦૦૦૦ |
| કાર્નેગી હીરો ફંડ ... ... ... | ...૩૧૬૨૦૦૦૦ |
| કાર્નેગી સુલેહ ફંડ ... ... ... | ...૩૦૦૦૦૦૦૦ |
| સ્કોટિશ યુનિવર્સિટી ટ્રસ્ટ ફંડ ... ... | ...૩૦૦૦૦૦૦૦ |
| યુનાઇટેડ કિંગડમ્સ ટ્રસ્ટ ફંડ ... ... | ...૩૦૦૦૦૦૦૦ |
| સ્ટીલ વર્કસ પેન્શન્સ ... ... | ...૧૨૦૦૦૦૦૦ |
| ડન્ફર્મલાઇન ટ્રસ્ટ ફંડ ... ... | ...૧૧૨૫૦૦૦૦ |
| હેગપીસ પેલેસ ( સુલેહ મંદિર )... ... | ... ૪૫૦૦૦૦૦ |
| બુકર ટી. વોશિંગ્ટનની હોમસ્ટેડ સંસ્થાને ... | ... ૩૦૦૦૦૦૦ |
| આ ઉપરાંત બીજા મોટા અઢાર અને નાના કઇક ફંડો મળી | ૩૬૯૫૩૮૯૫૯ |
| | કુલ રૂ. ૧૦૫૪૯૬૬૯૫૯ |

કુબેર ભંડારી દાનવીર એન્ડ્રુ કાર્નેગીની જાહેર સખાવતો ઉપર પ્રમાણે એક અબજ ને પાંચ કરોડ રૂપિયાની થયા બાદ મરતી વખતે વીલમાં પણ તેણે તેની એક પુત્રી વારસમાં હતી તેને માટે માત્ર બે કરોડ ડોલર રાખી બાકીની મિલકત પણ જાહેર પ્રજાના લાભ માટે આપી દઇ પોતાનું નામ અમર કરી સન ૧૯૨૧ માં ૮૨ વર્ષની વયે સ્વર્ગવાસી થયા છે. જાતે અનર્ગળ દ્રવ્ય મેળવી જાતેજ તેનો સારામાં સારો ઉપયોગ કરી અનેક શહેનશાહો, મહાપુરૂષો, ધુરંધર વિદ્વાનો, હજારો મોટી સંસ્થાઓ તથા કરોડો લોકોના અદ્‌ભુત માન ખાટવા છતાં તે મહાનુભાવ કાર્નેગી નિરભિમાની, મિલનસાર, સાદો, શાંત, ચારિત્રવાન અને પરોપકારી સ્વભાવનો સજ્જન હતો. ગરીબ અને ધનવાન ઉભય તેમના ઉક્ત ચરિત્રમાંથી બોધ લઈ કૃતાર્થ થાય એવી ઇચ્છા સાથે હરિઃ ૐ તત્ સત્

# ગાંધીજીને પ્રત્યુત્તર.

શ્રીયુત મોહનદાસ કરમચંદ ગાંધી—

અમદાવાદ.

વિશેષ આપે કાઠિયાવાડ રાજકીય પરિષદ્‌ની બેઠકમાં ભાવનગર ખાતે મારા સંબંધમાં જે શબ્દો ઉચ્ચાર્યા છે તે માટે ખુલાસારૂપે મને આ પત્ર લખવાની ફરજ પડે છે.

આપે આપના મુખ ભાષણમાં જણાવ્યું છે કે “ નારણજી સાંગાણી એ મારો પુત્ર છે. એક વખત તે મારી સાથે હતો ને હું પીવરાવું તેટલું પાણી તે પીતો હતો, તેણે મને તેની લાઇબ્રેરી આપી દીધી હતી ને તે વૈરાગી બનવા ઇચ્છતો હતો. હવે તેને કુમતિ સુઝી છે. તે મને દુષ્ટ ધારી મારવાની પ્રતિજ્ઞા કરે તો તેને તેમ કરવાનો હક્ક છે. મને પ્રહ્‌લાદનો ધર્મ પ્રિય છે. તમે તેને દુભવશો નહિ, તેની દયા ખાજો વગેરે. ”

આફ્રિકાથી હિંદુસ્થાન આવ્યા પછી જ્યારથી તમે રાજદ્વારી ક્ષેત્રમાં ઝોકાવ્યું છે ત્યારથી તમે હિમાલય જેવી ભયંકર ભૂલોની પરંપરા કરતા આવ્યા છો ને તે તમે તમારા મુખથી અનેક વખત કબુલ સુદ્ધાં કરેલ છે. તેમ મારા વિષયમાં પણ ઉપર પ્રમાણે માની લેવામાં તથા બોલવામાં ગંભીર ભૂલ કરો છો.

તમારો જ્યારે મને પ્રથમ સમાગમ સને ૧૯૧૪ માં હરિદ્વાર કુંભમેળામાં થયો ત્યારે તમારી સાદી રહેણી કરણી બોલચાલ ખાનપાન ઇત્યાદિ વ્યવહારથી તમારા પ્રત્યે મને માન ઉપજ્યું ને સન ૧૯૧૬ માં તમે ધર્મ રક્ષણ તથા દેશોદ્ધાર કરવાની વાતો જોસભેર ચર્ચવા માંડી

ત્યારે મને પણ ધર્મરક્ષણ અને દેશોદ્ધાર કરવાનો નાદ હોવાથી હું તમારી પાછળ મુગ્ધ બન્યો હતો, વૈરાગી બનવા માંગતો હતો એ વાત ખરી છે. તેમ લાઇબ્રેરી આપી દેઇ પીવરાવો તેટલું પાણી પીતો; પરંતુ તમારા અમદાવાદના સત્યાગ્રહાશ્રમમાં આવી તમારી સાથે અઠવાડિયું રહેતાં તમારી વિલક્ષણતા દેખાવા માડી. સ્વસ્ત્રીને માતા બરોબર ગણી તેની સાથે સાંસારિક વ્યવહાર ન કરવો, વણવાની શાળે બેસી વણકરોની જેમ વણવું, જમીન ખોદવી, સ્ત્રીની જેમ ઘંટીએ બેસી અનાજ દળવું, પાયખાને ગયા પછી પોતાનું મેલું પોતાના હાથે સાફ કરી લેવું, દૂધ ખાવાથી માંસાહાર થાય છે માટે તે ન ખાવું, કૂવા કે નદી ઉપરથી પાણી ખેંચી લાવવું, ઘી દૂધ ગોળ નિમક-મીઠા વિનાનું અન્ન ( જુવારનું ધાન તેલ સાથે ) ખાવું, અને ધર્મ શાસ્ત્રોમાં ક્ષેપકતા ઘુસી ગયેલી છે માટે તે દૂર કરવા અંત્યજોનો સ્પર્શ કરવો જોઇએ વગેરે વિધાન દેશોદ્ધાર તથા ધર્મરક્ષણ માટે તમો કરવા લાગ્યા ત્યારે મેં તેની વિરૂદ્ધ તમારી સાથે પુષ્કળ દલીલ કરી છતાં જ્યારે તમે તમારા ઉપરના વિચિત્ર કાર્યક્રમમાંથી વિચલીત ન થયા ત્યારે મારે લાચારીએ તુરતજ તમારો આશ્રમ છોડી મારૂં સ્થાન સંભાળવું પડ્યું.

ઉપર પ્રમાણે મારે તમારી સાથે મતભેદ થયા છતાં તમારા પ્રત્યેથી મારી માન બુદ્ધિ સન ૧૯૨૦ ની સાલ સુધી ઓછી થઇ ન હતી; પરંતુ અંત્યજ સ્પર્શની ઘેલછામાં તમે સ્પષ્ટપણે અમારા ઇશ્વર સ્વરૂપ ઋષિમુનિઓ તથા શાસ્ત્રોપર શયતાની, પાખંડી, રાક્ષસી તરીકેના તદ્દન નીચતા ભર્યા આક્ષેપો મૂકી અંત્યજો બ્રાહ્મણો કરતાં શ્રેષ્ટ છે, તેને નહિ અડકવાથી હિંદુઓ કલંકિત થયા છે, મોક્ષ મારા હાથમાં છે પરંતુ મારે તે જોઇતો નથી. મારે તો ઢેઢ જાતિમાં જન્મી,

તેના સુખદુઃખનો અનુભવ લેઇ, ઢેઢનીજ સેવા કરવી છે, તમારે મને ઢેઢ કહીનેજ બોલાવવો, મેં ઢેઢની દીકરી દત્તક લીધી છે, છતાં હું મને ચુસ્ત સનાતની હિંદુ વૈષ્ણવ માનું છું. આવા આવા દૈત્ય દાનવને પણ ન શોભે એવા વાક્યો તમે વારંવાર ઉચ્ચારી હિંદુ જાતિ તથા સનાતન ધર્મની જડ ઉખેડવા માંડી ત્યારે એક હિંદુ જીવંત આત્મા તરીકેની હું મારી જવાબદારી સમજી તમારી અધમ પ્રવૃત્તિ રોકવા તત્પર થયો છું.

જેમ ધાર્મિક વિષયમાં તમે ઉલ્કાપાત કર્યો તેમ રાજ્યદ્વારી વિષયમાં પણ તમે સ્વરાજ્યને સાતમે પાતાળ દફનાવી લોકોનો સંહારજ કર્યો છે. અહિંસા, શાંતિ, ખાદી ધારણ કરી, રેંટીઓ ફેરવી, સ્કુલ કાઉન્સિલો બોયકોટ કરી કરોડ રૂપિયા આપો એટલે હું તમને Civil disobediance–સરકારી કાયદા કાનુનોનો ભંગ કરાવી, કરો નહિ આપવાની હિલચાલ થકી સ્વરાજ્ય અપાવી દઇશ, રાવણી રાજ્યનો નાશ કરી એક વર્ષમાં રામરાજ્ય સ્થાપી દઇશ વગેરે લોભ લાલચ પ્રલોભનો બતાવી ભોળા ભલા લાલચુ દુઃખ પીડિત લોકોને ખુબ ઉશ્કેર્યા–અને દ્રવ્ય તથા લોકલાગણી તમારા તરફ ખેંચી કોંગ્રેસનો કબજો લીધો; પરંતુ તમારી શરત પ્રમાણે લોકોએ તમામ કર્યા છતાં જ્યારે જ્યારે કાયદા ભંગ કરવાનો એટલે સત્યાગ્રહ શરૂ કરવાનો સમય આવ્યો ત્યારે ત્યારે દરેક પ્રસંગે તમે નફટપણે લોકોપર આક્ષેપ મુકી ખસી ગયા છો. લોકક્ષોભથી જે નોકરશાહી ભયભીત થતી હતી અને ચમત્કાર આગળ નમસ્કાર કરવા તૈયાર હતી તેને બચાવી, તેના હાથ મજબુત કરી, તેને નિર્ભય કરી મૂકી છે. તમે ખાદીની હિમાયતથી દેશના વેપાર ઉદ્યોગનો નાશ કરી બેકારી ફેલાવી છે, અહિંસાના ઉપદેશથી પ્રજાને નિર્માલ્ય નપુંસક જેવી

બનાવી છે, અંતઃકરણના અવાજને નામે છોકરાઓને માબાપ સામે, સ્ત્રીઓને પતિ સામે, વિદ્યાર્થીઓને ગુરૂ સામે, મિત્રોને મિત્રો સામે, કનિષ્ટ જ્ઞાતિઓને ઉંચ જ્ઞાતિઓ સામે તથા નાનાઓને મોટાઓ સામે બહેકાવી મુકી કલેશાગ્નિ સળગાવ્યો છે. સાપને દૂધ પાઇ ઉછેર્યા પ્રમાણે મુસલમાનોને નિષ્પ્રયોજન રીતે ખિલાફતમાં હિંદુઓ પાસેથી દ્રવ્યની મોટી મદદ કરાવી તેના પરિણામમાં મલબાર, મુલતાન, સહરાનપુર, ગુલબર્ગા, દિલ્હી, નાગપુર, ઝાંસી, કોહાટ વગેરે સ્થળે તેઓના હાથે ભયંકર હુલ્લડો થયા તેનો બચાવ કરી, ગોવધ કરવાનો તેઓનો જન્મસિદ્ધ હક્ક સ્વીકારવાની ચેષ્ટા કરી, હિંદુઓના દેવમંદિરો, મૂર્તિઓ, સ્ત્રીઓ તથા જાન માલ મિલકત વગેરેનું સત્યાનાશ કઢાવ્યું છે. કોંગ્રેસમાંથી પણ તમામ જુના વિચારવંત દેશભકતોને દૂર કરાવી, તેને રાજદ્વારી વિષય ચર્ચનારી સંસ્થા મટાડી રેંટીઆ મંડળ, ખાદી કારખાનું કિંવા હિંદુ ધર્મનો ઉચ્છેદ કરનારી હિંદુ ધર્મવિધ્વંસક સભા બનાવી એટલે મારો તમારા પ્રત્યે સદ્ભાવ કેમ રહે ! આથી મારા જેવાને તો જરૂર માનવાનું કારણ મળે છે કે ગાંધીજી એ અવશ્ય જાસુસી કરનારા, ઇશ્વરપદે પહોંચવાની મહત્ત્વાકાંક્ષાવાળા કિંવા હિંદુ જાતિ તથા સનાતન ધર્મના પૂર્વ જન્મના કટ્ટર વૈરી છે.

તમે આસુરી વૃત્તિ પ્રકટાવી એટલે તમારી સંઘમાં ઘુસી કેટલાક દુષ્ટ દુરાચારીઓને તમારા ચેલા કહેવરાવી સ્વરાજ્યને નામે દ્રવ્ય હરી દુરાચાર કરવાનું ઠીક સાધન મળ્યું છે. તમારૂં અનુકરણ કરી નાસ્તિકો, આર્યસમાજીઓ, પ્રાર્થના સમાજીઓ, આગાખાનીઓ, મુસલમાનો, બૌદ્ધો તથા પારસી ખ્રિસ્તીઓ અરે ખુદ અમારી કહેવાતી હિંદુ મહાસભા પણ અમારા ધર્મમાં માથું મારી અમારા ધર્મની નિંદા

કરી હલકા વર્ણના લોકોને વટલાવી પોતાનામાં ભેળવવાની ચેષ્ટા કરી રહેલ છે. અત્યંજો એ હિંદુઓનું એક અંગજ છે. તેઓ આજ સુધી પોતાની ધર્મ મર્યાદામાં દૃઢ રહી સુખમાં જીવન ગાળતા હતા, તેને તમે કેવળ મિથ્યા ઉપદેશ કરી અત્યંત ચડાવ્યા છે એટલે તેઓમાંથી કોઈ કોઇ એવા બહેકાઇ બોલવા લખવા વર્તવા માંડયા છે કે જો આમને આમ ચાલ્યું તો તમારા પાપે હિંદુઓને અંદર અંદર કપાઇ મરવાનો પ્રસંગ આવશે; માટે તેવો સમય ન આવે અને સનાતન ધર્મના લોપદ્વારા અમારી સર્વ શ્રેષ્ટ સંસ્કૃતિનો લઇ થતાં જગત્ આખાનો નાશ ન થાય એવા હેતુથી હું તમારા અવિચારી સિદ્ધાંતો સામે થયો છું. મેં તમારા પ્રાણ લેવાની પ્રતિજ્ઞા કરી નથી પરંતુ અમારા પ્રાણથી અમોને જેઓ લાખગણા અધિક વહાલા અને પૂજ્ય છે તે મહાનુભાવ ઋષિમુનિઓને કે તેઓના રચેલા ધર્મશાસ્ત્રોને શયતાની પાખંડી કહી નિંદનાર હરેક દુરાત્માને મેં અને મારી સાથે હજારો ધર્મનિષ્ઠોએ ચેતવણી આપી છે, કે જેમ ચુસ્ત ક્રિશ્ચિયનને બાઇબલ તથા જીસસ ક્રાઇસ્ટ પ્રિય અને પૂજ્ય છે, જેમ ચુસ્ત મુસલમાનનો કુરાન અને મહમદ પેગમ્બર પ્રિય અને પૂજ્ય છે, તેમ અમો હિંદુઓને પણ મહર્ષિ મનુ યાજ્ઞવલ્કયાદિ ઋષિમુનિઓ અને વેદ સ્મૃતિ પુરાણો તેઓ કરતાં હજારગણા વિશેષ પ્રિય અને પૂજ્ય છે. જેમ મુસલમાન ખ્રિસ્તી તેઓના પેગમ્બર કે ધર્મગ્રંથની નિંદા થતાં કે તેને ઉખડવા યત્ન કરનારના પ્રાણ લેવા આપવા તત્પર થાય છે તેમ અમે સનાતની હિંદુઓ પણ અમારા ધર્મરક્ષણની ખાતર પ્રાણ લેવા આપવા તત્પર છીએ. એટલે આથી તમે સમજી શકશો કે મને કુમતિ નથી સુઝી પરંતુ તમારી કુમતિ દૂર કરાવવા માટેજ સુમતિ સુઝી છે.

તમારી સાથેના આગલા અપૂર્વ સ્નેહસંબંધને પુનઃ યાદ કરી તમને જણાવું છું કે ભૂલ પ્રાણીમાત્રની થાય છે. ભૂલરહિત તો માત્ર એક ઇશ્વરજ છે. જોકે તમારા હાથે આજસુધીમાં ઈરાદાપૂર્વક અનેક અસાધારણ ભૂલો થયેલી છે ને તેના પરિણામે લોકોનું અત્યંત અનિષ્ટ થવા સાથે તમે તમારા હરેક પ્રયત્નમાં નિષ્ફળ નિવડતાં અતિ અનાદરને પાત્ર ઠરી સર્વત્ર નિંદાવ છો; માટે હજુ પણ બહુ મોડું થયું નથી. ઋષિમુનિ આચાર્યો તથા ધર્મશાસ્ત્રો પ્રત્યે તમે જે અવિચારી શબ્દો ઉચાર્યા છે તે પાછા ખેંચી, અત્યંજ સ્પર્શની નાશકારક ચળવળ એકદમ બંધ કરી, તે બદલ લોકોની ક્ષમા યાચી, તમામ વ્યવસાય પડતા મૂકી તમે જેનું પ્રસંગોપાત નામનિર્દેશ કરેલ છે તે પવિત્ર હિમાલયમાં પતિત પાવની ગંગા તટે બેસી ઘોર પ્રાયશ્ચિત્ત લેઈ પ્રભુ નામના રટણ દ્વારા શેષ આયુષ્ય વિતાડી ઉગરો. સૌની દયા ખાવાવાળો ભગવાન સમર્થ છે. મારે તો તેનો આશ્રય છે એટલે તમારા અનુયાયીઓની દયા તો તમારા માટે હાલ તુરત સંગ્રહી રખાય તો ઠીક; કારણ કે તેઓની અંધશ્રદ્ધાનો પડદો તુટતા તેઓજ તમોને ભારે પડવાના છે.

આટલું છતાં આપના કાર્યક્રમમાં ફેરફાર નહિ થાય તો આપને જે પ્રહ્લાદનો ધર્મ પ્રિય છે ને તે સર્વત્ર પળાય એમ અહર્નિશ ઇચ્છી રહ્યા છે, તે ધર્મ હિંદુ પ્રજા તેનું ઉચિત સ્વરૂપ અંગિકાર કરી વર્તે એમ હું પણ ઇચ્છું છું. એટલે કે તમે કે તમારા જેવા વર્તનવાળા જ્યાં જ્યાં અધર્મ પ્રસારવાનું કાર્ય હિરણ્યકશિપુની માફક કરતા હોય ત્યાં ત્યાં પ્રહ્લાદનો ધર્મ પ્રત્યેક સનાતનીએ (માત્ર તેવાઓ સામે, નહિ કે પૂજ્ય માબાપો સામે) ધારણ કરી વર્તવું અને નૃસિંહ ભગવાનને પ્રકટ થવાની ભૂમિકા ખેડી આપવી જેથી ધર્મ અને જાતિ

રક્ષણદ્વારા સામ દામ દંડભેદની રાજનીતિવડે રાણો પ્રતાપ કે શિવાજી જેવા ધર્મવીર પુરૂષો ઉત્પન્ન થઇ સ્વરાજ્ય સ્થાપે. એજ.

લી૦ શુભેચ્છક,

**નારણજી પુરૂષોત્તમ સાંગાણીના જયશ્રીકૃષ્ણ.**

**મુંબઇ,** તા. ૩૧-૧-૨૫

---

# આર્યોનું અસલ નિવાસસ્થાન.

આર્યો એટલે હિંદુઓના અસલ નિવાસસ્થાન વિષે વિવિધ દિશાએથી આજકાજ ઘણા તર્ક વિતર્ક થઇ રહ્યા છે. આપણી હિંદુ પ્રજા એ શાસ્ત્રદષ્ટિથી આર્ય પ્રજા કહેવાય છે અને આપણો હિંદુસ્થાન દેશ એ આર્યવર્ત કહેવાય છે; પરંતુ જ્યારથી આર્યસમાજ નામના અધર્મ પ્રચારક સમાજની ઉત્પત્તિ થઇ છે ત્યારથી એ શબ્દની વપરાશ કરવામાં લોકોને સંકોચ થતો રહ્યો છે. તદુપરાંત આપણે સિંધુ નદીના કાંઠે રહેતા હોવાથી વિદેશીઓ આપણને હિંદુ તરીકે ઓળખવા માંડયા અને મુસલમાન ક્રિશ્ચિયનોની રાજ્યસત્તાના કારણે આપણે પણ હિંદુ શબ્દને વ્યવહાર કરી દીધો અને અત્યારે તે સર્વમાન્ય ઘરગથુ શબ્દ થઇ પડયો છે.

સૃષ્ટિની શરૂઆતથી આપણા મહાનુભાવ પૂર્વજોએ તપ યોગ જ્ઞાનના બળે તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનના વિષયમાં એવી અનુપમ શોધો અને નિર્ણયો કર્યા છે કે તે આજકાલની વિષય લોલુપ્ત પ્રજાથી સમજવા પણ કઠિન છે. ડારવીન નામનો યુરોપીઅન તત્ત્વવેત્તા કહે છે કે સૃષ્ટિની ઉત્પત્તિ મૂળ વાનર જાતિમાંથી થઇ છે. ડારવીનનો

આ સિદ્ધાંત હિંદુઓ માટે કેવળ મિથ્યા છે કારણ કે હિંદુઓના ધર્મશાસ્ત્રોએ તો સ્પષ્ટ રીતે દર્શાવ્યું છે કે ભગવાન નારાયણને સૃષ્ટિ રચવાની ઈચ્છા થઈ ને સંકલ્પ થતાં તેની નાભિ કમળમાંથી પ્રજાપતિ બ્રહ્મા ઉત્પન્ન થયા ને પિતામહ બ્રહ્માએ નારાયણની આજ્ઞાથી જરાયુજ સ્વેદજ અંડજ ઉદ્‌ભિજ વગેરે સૃષ્ટિ રચી; પરંતુ શ્રીમદ્‌ રામાયણ ઉપરથી એમ જણાય છે કે સીતાજીનું વરદાન પામેલા વાનરો યુરોપમાં મનુષ્ય રૂપે જન્મી રાજ્યાધિકાર ભોગવશે, તદ્‌વત્‌ યુરોપીઅનો માટે કદાચિત્‌ એ Theory–સિદ્ધાંત ખરો પણ હોય; પરંતુ હિંદુઓ માટે તો બિલકુલ બ્રાંત છે. જેમ ડારવીને ઉત્પત્તિ સંબંધમાં ગોળો ગબડાવ્યો છે તેમ યુરોપ અમેરિકાના અન્ય વિદ્વાનોએ–વિચારકોએ પણ પુષ્કળ ગોળા ગબડાવ્યા છે ને તેને કેટલાક તેઓના પ્રત્યે ભાવ ધરાવનારા હિંદુઓએ સાચા પણ પણ માન્યા છે.

પ્રથમ તો યુરોપીઅન વિદ્વાનો એવો તર્ક વિતર્ક હિંદુઓના શાસ્ત્રો વિશે કરે છે કે તે તમામ આધુનિક કાળના એટલે કે ત્રણ હજાર વર્ષ અંદરના છે અને બીજી તેઓની માન્યતા એવી છે કે આર્યો એટલે આપણે હિંદુઓનું અસલ નિવાસસ્થાન હિંદુસ્થાન (આર્યાવર્ત) નહિ પણ મધ્ય એશિયા હતું ને ત્યાંથી આપણે રખડતા રઝળતા હિંદુસ્થાનમાં આવી અહીંના મૂળ નિવાસીઓ કે જેઓ જંગલી જેવા હતા તેને દબાવી હિંદુસ્થાન–આર્યાવર્ત પચાવી પાડયું છે. જ્યોતિષ શાસ્ત્ર તથા ઇતિહાસ દૃષ્ટિએ તેઓનો આ તર્ક તદ્દન ખોટો છે. મહાભારત જે હિંદુઓનો પ્રમાણભૂત ઐતિહાસિક ગ્રંથ છે ને જે પાંચમો વેદ લેખાય છે તે પાંચહજાર વર્ષ પહેલા રચાયલો છે. જ્યારે મહાભારતનો પાંચ હજાર વર્ષ પહેલાનો કાળ હતો ત્યારે તેની અગાઉ હજારો વર્ષ પહેલા ત્રેતાયુગમાં ભગવાન્‌ શ્રીરામચંદ્રજી પ્રકટ થયા

હતા. ભગવાન્ શ્રીરામચંદ્રજીએજ દશ હજાર વર્ષ સુધી પૃથ્વીપર રાજ્ય કર્યાનું રામાયણમાં વિધાન છે. જ્યારે ભગવાન શ્રીરામચંદ્રજીએ દશ હજાર વર્ષપર્યંત રાજ્ય કર્યું ત્યારે રામાયણ તો તેઓશ્રીના પ્રાકટ્ય પહેલા મહર્ષિ વાલ્મીકિએ લખેલું છે અને મનુસ્મૃતિ, વેદાદિ ગ્રંથ તો રામાયણ પહેલાના અતિપ્રાચીન છે તો તેને ત્રણ હજાર વર્ષ દરમ્યાનના અર્વાચીન શી રીતે કહી શકાય ? અર્થાત્ હિંદુ ધર્મ-શાસ્ત્રોને અર્વાચીન કહેવા એ યુરોપીઅનોની મોટામાં મોટી ભ્રાંતિ છે. યુરોપીઅનો તેમ કરે તેમાં મને આશ્ચર્ય લાગતું નથી, કારણ કે તેઓ પાંચસો છસો વર્ષ પહેલા તદ્દન જંગલી અવસ્થામાં પશુ જીવન ગાળતા હતા, પહાડ પર્વત વન જંગલોમાં ઢોર ચારતા ફરતા હતા, અને કાચા માંસનો ખોરાક ખાઈ જીંદગી ગાળતા હતા; પરંતુ સુદૈવે તેઓને હિંદુઓની સંસ્કૃતિ ઇજીપ્ત અને ગ્રીક મારફતે કંઇક ઝાંખા સ્વરૂપે પ્રાપ્ત થઇ અને પછી ક્રમે ક્રમે તેઓ સુધરતા સુધરતા અત્યારની ભૌતિક—જડવાદ, બહારની ટાપટીપવાળી ઉન્નતિએ પહોંચ્યા છે, તેથી તેઓ એવો તર્કવિતર્ક કરે કે લોકો અગાઉ જંગલી હતા તો તે સ્વાભાવિક છે, તેઓ પોતાની સ્થિતિ ઉપરથી એમ માને મનાવે તો તેમાં આશ્ચર્ય પામવાનું નથી. દિનપર દિન યુરોપીઅનો નવી નવી શોધો કરી તેનું પરિણામ જાહેરમાં મુકતા જાય છે પરંતુ તેમાં પણ ભૂલોની પરંપરા છે. એકની શોધને બીજો ખોટી ઠરાવે છે ને બીજાનીને ત્રીજો અસત્ય સાબીત કરે છે એથી આપણા ત્રિકાળજ્ઞાની ઋષિમુનિઓ કે જેઓ ઋતુંભરા વિદ્યાના આધારે સકળ જ્ઞાન તથા અતુલિત સામર્થ્ય ધરાવતા હતા તેઓની જેમ યુરોપીઅનોને ગણી તેમના વાક્યોને વેદવાક્યો માનવા એ આપણા હિંદુઓની એક ગંભીર ભૂલ થાય છે અરે! અક્ષમ્ય અપરાધ થાય છે.

સાધારણ બુદ્ધિનો માણસ એટલે ગાંધી જેવો શાસ્ત્રજ્ઞાન રહિત અને બાઇબલ શીખેલો તો યુરોપીઅનોની વાત સ્વીકારી આર્યોને અહીંના મૂળ વતની ન ગણે એ સ્વાભાવિક છે પરંતુ સ્વામી વિવેકાનંદ અને લો. તિલક જેવા સમર્થ વિદ્વાનો પણ પાશ્ચાત્ય મોહને વશ થઇ આ વિષયમાં ગોથું ખાઈ ગયા છે. હિંદુઓ કિંવા આર્યો મૂળ હિન્દુસ્થાનના–આર્યાવર્તનાજ વતની છે. હિંદુઓને ઇતર દેશના વતની કહેવા કે માનવા એ તેઓના ધર્મશાસ્ત્ર તથા રહેણીકરણીથી વિરૂદ્ધ છે. હિંદુ ધર્મશાસ્ત્રોમાં આપણે હિંદુઓ અસલ હિંદુસ્થાન એટલે આર્યાવર્તનાજ વતની છીએ એ વિશે મનુસ્મૃતિ નીચેનું પ્રમાણ આપે છે:—

आसमुद्रात्तु वै पूर्वादासमुद्रात्तु पश्चिमात् ।
तयोरेवान्तरं गिर्योरार्यावर्त्तं विदुर्बुधाः ॥

कृष्णसारस्तु चरति मृगो यत्र स्वभावतः ।
स ज्ञेयो यज्ञियो देशो म्लेच्छदेशस्ततः परः ॥

અર્થાત્ પૂર્વ સમુદ્રથી પશ્ચિમ સમુદ્ર સુધી, હિમાલય પર્વતથી દક્ષિણ, અને વિંધ્યાગિરિથી ઉત્તરના દેશને પંડિત લોક આર્યાવર્ત દેશ કહે છે. જે દેશમાં કાળા મૃગ સ્વાભાવિક રીતે હરે ફરે છે તે યજ્ઞ કરવા યોગ્ય દેશ જાણવો જોઇએ, અને એનાથી ભિન્ન એવા બીજા દેશો મ્લેચ્છ દેશ કહેવાય છે.

આથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે આર્યોનું મૂળ નિવાસસ્થાન આર્યાવર્ત અને એ આર્યાવર્ત એટલે હિમાલય અને વિંધ્યાગિરિ (રામેશ્વર)ની વચ્ચેનોજ પ્રદેશ છે પરંતુ ઉત્તર ધ્રુવ, મધ્ય એશિયા કે

યુરોપ અરબસ્તાન નથી. મનુભગવાને ઉપરના પ્રમાણથી જે આર્યોનું નિવાસસ્થાન આર્યાવર્ત એટલે હમણા જેને આપણે હિંદુસ્થાન નામથી ઓળખીએ છીએ તે દર્શાવ્યું છે. તેમ તમામ ઋષિ મુનિઓએ શાસ્ત્ર પુરાણોમાં પણ એજ અનેક સ્થળે પ્રતિપાદન કરેલું છે; પરંતુ આમાં અમને એક ભેદ જણાય છે. યુરોપીઅનો મહા ઉસ્તાદ ચાણાક્ય નીતિવાળા છે. તેઓ તેની કુટિલ નીતિથી ઘણી પ્રજાના દેશ પચાવી બેઠા છે તેમ આપણા હિંદુઓને પરદેશી—બીજી નબળી પ્રજાને દબાવી પચાવી પાડનારા કહી તેઓ આપણને સ્વધામ પહોંચાડી કિંવા કેનેડા આફ્રિકાની માફક અહીંથી આપણને હાંકી કાઢી સદાને માટે આર્યાવર્ત પોતાનું ઠોકી બેસાડવાનો ઇરાદો કેમ નહિ ધરાવતા હોય ! અર્થાત્ આપણને પરદેશી કહેવા ગણવામાં તેઓનો અવશ્ય એ કુટિલ હેતુ હોવાની સંપૂર્ણ સંભાવના છે; પરંતુ આપણે અંધ બની તેમ માની લેવું એ એક પ્રકારની મૂર્ખતા, દેશદ્રોહ અને પોતાના હાથે પોતાનો ઉચ્છેદજ કરવા સમાન છે. આવીજ પ્રકારની યુક્તિઓ યુરોપીઅનો વખતોવખત લડાવતા આવ્યા છે ને તેમાં કેટલેક અંશે તેઓ ફાવ્યા પણ છે. જેમકે અંત્યજ સ્પર્શની બાબતમાં આજથી પચાસ ત્રીસ વર્ષ પહેલા પાદરીઓ બકતા હતા કે હે અંત્યજો ! તમારા હિંદુઓ જ તમને તિરસ્કારે છે, પશુને અડકે ને તમને અડકે નહિ, તેમના ધર્મશાસ્ત્રોમાં તમારા માટે સંપૂર્ણ ધિક્કાર છે માટે તમે હિંદુધર્મ છોડી અમારા ક્રિશ્ચિયન ધર્મમાં ભળી જાવ તો અમે તમને અડકીએ, સાથે બેસાડીએ, પૈસાની મદદ કરીએ ને ભણાવી સારે કામધંધે ચડાવીએ વગેરે; આવું તેઓનું હડહડતુ જુઠું—અવિચારી બોલવા વર્તવાનું આપણે હિંદુઓએ અટકાવ્યું નહિ—ખંડન ન કરતા મુગે મોઢે સાંભળી બેસી રહ્યા તો કાળા પહાડ જેવા ગાંધીજી પાક્યા ને

અત્યારે હવે અંત્યજ સ્પર્શની દુષ્ટ હિમાયતથી આખા દેશને વર્ણ-સંકર બનાવી જહાનમાં ડુબાડવા તૈયાર થયા છે. માટે યુરોપીઅનો જે હમેશા આવા કપોલકલ્પિત તરંગો ફેંકી આપણા ચિત્ત વ્યથિત-ચલિત કરી માંહોમાંહ આગ સળગાવી યાદવાસ્થળી જમાવી પોતાનો સ્વાર્થ સાધવામાં કુશળ છે તેઓના કે તેઓનું જોઇ આપણામાંના અર્ધદગ્ધ હિંદુઓના કહેવાપરથી હિંદુઓએ કોઇ પ્રકારનો નિશ્ચય કદિ બાંધવો નહિ. આપણને કદિ તર્ક વિતર્ક કે કોઇ બાબતમાં શંકા સંશય થાય તો ભગવાનની આજ્ઞા પ્રમાણે **तस्मात् शास्त्रं प्रमाणंते कार्याकार्य व्यवस्थितौ** અર્થાત્ ધર્મશાસ્ત્રનેજ પ્રમાણભૂત માની શંકા સમાધાન કરવું. જે પોતાની મેળે શાસ્ત્ર સમજવા વિચારવા શક્તિમાન્ ન હોય તેણે યુરોપીઅનોનું એઠું જુઠું ગ્રહણ કરી બોલનારા નાસ્તિક સુધારકો ભલે તે વિદ્વાન્ હોય તોપણ તેઓ પાસે ન જતાં સદાચારી ધર્મ-પરાયણ વિદ્વાન્ બ્રાહ્મણ કે ધર્માચાર્ય પાસેજ જવું ને દંડવત્ કરી વિનીત ભાવે પ્રશ્ન કરી ખુલાસો મેળવવો.

આપણા ધર્મ, કર્મ, સંકલ્પ, રહેણી કરણી, ઉત્પત્તિ અને નિવાસથી જેમ આપણે હિંદુઓ-આર્યો એ મૂળ અહીંના ( હિંદુસ્થાન-આર્યાવર્તના ) જ વતની છીએ એમ દઢપણે માનીએ છીએ તેમ શાસ્ત્ર અને ઇતિહાસના ઉપરોક્ત પ્રમાણોથી પણ એજ સિદ્ધ થાય છે; માટે યુરોપીઅનોની કે તેના નાદે ચાલતા સુધારકોની આપણે ઉત્તર ધ્રુવ, મધ્ય એશિયા કે હિંદુસ્થાન બહારના ઇતર કોઇ દેશમાંથી અહીં ઉતરી આવ્યા છે એવી દલીલ બિલકુલ ખોટી ઠરે છે ને આર્યોનું અસલ નિવાસસ્થાન તો આર્યાવર્ત-હિંદુસ્થાનજ છે એમ સ્પષ્ટ રીતે માનવાનું કારણ મળે છે.



# શરીર બળ.

---

હરેક મનુષ્યને પૃથ્વીપર દીર્ઘકાળ સુધી જીવવાનો ને જીવી અનેક પ્રકારના સુખનો સ્વાદ લેવાની તીવ્ર અભિલાષા હોય છે. એ માટે તે નિરંતર નાના પ્રકારના ઉદ્યમ સેવે છે પરંતુ મોટે ભાગે ઘણાને નિરાશાજ મળતી જોવામાં આવે છે. જો માણસને લાંબો વખત જીવી ઘણી જાતના સુખો અનુભવવા હોય તો તેણે સૌથી પ્રથમ શરીર બળ મેળવવું જોઇએ. જે માણસમાં શરીર બળ હોતું નથી, જે નિર્બળ અશક્ત ને બીમાર રહે છે તે મહાન્ કાર્ય કદિ કરી શકતો નથી, ઝાડનું પાંદડુંય હલાવી શકતો નથી ને બહુ દુઃખ પામી તેની જીંદગીનો વહેલો અંત આવે છે, પરંતુ જેનામાં શરીર બળ છે તે હમેશાં પ્રસન્નતામાં રહે છે, સ્થિતિ મન ધારી મેળવી શકે છે, દીર્ઘાયુષ્ય ભોગવી શકે છે ને પરોપકારના કામ કરી દુલભ એવો માનવ જન્મ સફળ કરી શકે છે માટે હરેક પ્રયત્ને મનુષ્યે શરીર બળ પ્રાપ્ત કરી લેવા યત્ન કરવો જોઇએ.

શરીર બળનો મહિમા અગાધ છે. શરીર બળવાળો ભીમસેન જેવું પ્રચંડ પરાક્રમ દાખવી શકે છે, શરીર બળવાળો ભીષ્મની માફક નપાંડવી પૃથ્વી કરવાની પ્રતિજ્ઞા કરી શકે છે, શરીર બળવાળો રાણો પ્રતાપ અકબર જેવા બાદશાહની દાઢી ધૂળમાં રગદોળી શકે છે, શરીર બળવાળો આધુનિક રામ મૂર્તિ નાયડુ સિંહ વાઘ સાથે કુસ્તી કરી મોટરના વેગને રોકી શકે છે; ત્યારે શરીર બળ વગરના માયકાંકલા, એકાદ પઠાણ કે મવાલીના હાથે માર ખાઈ લૂંટાઇ શકે છે, શરીર બળ વગરના કંગાલ ખાધેલું પચાવી શકતા નથી અને કાયમ દવાનું સેવન કર્યાજ કરે છે, શરીર બળ વગરના પામરો કોઇકના

આધારે જીવી પાપ કર્મ અને ખુશામતમાં જીંદગી પૂરી કરે છે, શરીર બળ વગરના હિંમત વિદ્યા દ્રવ્ય કીર્તિ ધર્મ કે સ્વરાજ્ય કદાપિ મેળવી શક્તા નથી. શાસ્ત્ર પણ કહે છે કે नायमात्मा बलहीनेन लभ्य અર્થાત્ બળહીન આત્મ–પ્રભુ સાક્ષાત્કાર કરી શકતો નથી.

તાત્પર્ય કે શરીર બળવાળોજ સર્વ સુખ મેળવી શકે છે ને લાંબી જીંદગી ભોગવી શકે છે પણ શરીર બળ રહિત દુઃખી થઇ બુરી હાલતે મરણ શરણ થાય છે માટે સુખી થવા ઇચ્છનાર પ્રત્યેક મનુષ્યે શરીર બળ પ્રાપ્ત કરવા ખાસ પ્રયત્ન કરવો જોઇએ. હવે શરીર બળ શી રીતે સંપાદન કરવું એ આપણે વિચારીએઃ—

૧ શરીર બળ નિયમિત સત્ત્વવાળો ખોરાક ખાવાથી મેળવી શકાય છે.

૨ શરીર બળ ખુલ્લી હવામાં નિયમિત કસરત કરવાથી પ્રાપ્ત કરી શકાય છે.

૩ શરીર બળ ચા બીડી સોપારી આદિ વ્યસન છોડવાથી મેળવી શકાય છે.

૪ શરીર બળ હોટેલના તીખા તમતમા ને ભ્રષ્ટ હલકા ખોરાક છોડવાથી મેળવી શકાય છે.

૫ શરીર બળ બ્રહ્મચર્ય પાળવાથી એટલે કે વીર્યનો મિથ્યા વ્યય ન કરવાથી મેળવી શકાય છે.

૬ શરીર બળ નકામી વાતો કે નિર્માલ્ય કામકાજ તજી દેવાથી મેળવી શકાય છે.

૭ શરીર બળ આળસ અને પ્રમાદ છોડી દેઈ ઉપયોગી કામકાજ એકાગ્ર ચિત્તે ઉત્સાહથી કરવા કોશિષ થાય તો મેળવી શકાય છે.

૮ શરીર બળ નિયમિત સંધ્યા વંદન કરી માતા પિતા દેવ અતિથિ ને ગાયોની સેવા કરનારને અનંતગણું પ્રાપ્ત થાય છે.

૯ શરીર બળ લાકડી તલવાર બંધુક પિસ્તોલ કે કોઇપણ હથિયાર ધારણ કરી તેને કેવી રીતે વાપરવું! એ શીખવાથી મેળવી શકાય છે.

એ રીતે શરીર બળ મેળવવાના, અશક્તિ બીમારી અટકાવવાના અને પ્રાપ્ત થયું હોય તો તેમાં વધારો કરવાના ઉપાય છે. સુખમાં જીંદગી વીતાડવા ઇચ્છનાર સજ્જન પુરૂષે ઉક્ત નિયમોને બને તેટલા પ્રમાણમાં આચારમાં મૂકવા યત્ન કરવો જોઇએ.

---

## અંત્યજ સ્પર્શનો નિષેધ શા માટે ?

ભારતવર્ષમાં હિંદુ પ્રજાના રીતરીવાજ દુનિયાની ઇતર પ્રજાથી તદ્દન ભિન્ન છે. બીજા દેશના લોકો જ્યારે વિષયભોગ ભોગવવામાંજ સર્વ સુખ માને છે, દેહનેજ આત્મા માની સ્થૂલ બુદ્ધિથી વ્યવહાર કરે છે ત્યારે ભરતખંડના હિંદુઓ સંસારને તથા દેહને ક્ષણભંગુર–નાશવંત માની આત્મ સાક્ષાત્કાર–પ્રભુ પ્રાપ્તિને અક્ષય સુખનું સાધન સમજે છે ને તેથી તેના ( હિંદુ પ્રજાના ) સઘળા સાંસારિક વ્યવહાર તેને અવલંબીને યોજાયલા છે એ રહસ્ય ન જાણવાથી યુરોપીઅન લોક–ખ્રિસ્તી મીશનરીઓ હિંદુઓની રહેણી કરણી, આચાર વિચાર, ધાર્મિક માન્યતા વગેરે પર રાજસત્તાની સહાયથી આક્ષેપ પ્રહાર કરવા મંડયા છે અને તેને સ્વાર્થથી મોહથી કુટિલતાથી કે કુસંસ્કારથી ગાંધી માલવિયા આર્યસમાજી જેવા કહેવાતા હિંદુઓએ અનુમોદન

આપ્યું છે. એટલુંજ નહિ પણ હવે તેઓ એ નિમિત્તે ઉંચ વર્ણના હિંદુઓપર બળાત્કાર સુદ્ધાં ગુજારવા માંડયો છે. અંત્યજ એટલે ઢેઢ ભંગી ચમાર વગેરે જાતિનું અસ્તિત્વ ઇશ્વરેજ સૃષ્ટિની ઉત્તમ વ્યવસ્થા માટે રાખ્યુ છે. તે જાતિ મરેલા પ્રાણી તથા વિષ્ટા ખસેડવાનું કામ કરી પોતાની આજીવિકા કમાય છે ને સાથે સાથે શહેર ગામડાઓની સુખાકારી સંભાળે છે. અંત્યજ જાતિમાં જન્મ એનો થાય છે કે જેણે પૂર્વ જન્મમાં બ્રહ્મહત્યા, ગુરૂપત્ની કે માતૃગમન કર્યું હોય અને બ્રાહ્મણની સ્ત્રી સાથે વ્યભિચાર કર્યો હોય; પરંતુ તે જાતિમાં જન્મ થયા પછી જો તે પોતાનું જાતિકર્મ દત્તચિત્તે કરે છે તો તેનો તેજ જન્મમાં સહજ ઉદ્ધાર છે જેનું દૃષ્ટાંત મહાભારતમાં ધર્મવ્યાધ છે. કુમતિથી જો તે પોતાનું જાતિ કર્મ છોડી ઉંચ વર્ણને અડે કે ઉંચ વર્ણનો વ્યવહાર કરે તો તે તેનાથી પણ વધારે હીન દશાને પ્રાપ્ત થાય છે.

ગાંધી માલવિયા વગેરે એ બાબતનો વિચાર કર્યા વિના ખ્રિસ્તી મુસલમાનોની માફક હિંદુઓપર આરોપ મૂકે છે કે તમે અત્યંજો પ્રત્યે તિરસ્કાર ધરાવો છો તેથી અડતા નથી, દેવ મંદિરોમાં આવવા દેતા નથી, કુવાઓપર પાણી ભરવા દેતા નથી અને સ્કૂલોમાં સાથે બેસાડી ભણવા દેતા નથી. વળી તેઓ એવા ધૂર્ત અસત્યવાદી છે કે અજ્ઞાન લોકોને બહેકાવવા માટે પોતાની દલીલમાં અત્યજોની સંખ્યા દશ લાખને બદલે સાત કરોડની મનાવે છે. આ સંબંધમાં અમે તેઓની અવિચારી દલીલોનું ડાકટરી-વૈદ્યક પ્રમાણથી, શાસ્ત્રાધારથી તથા વસ્તીપત્રકના સરકારી આંકડા તેમજ શહેરો અને ગામડાઓની અંત્યજ સંખ્યા ઉપરથી અનેકવાર ખંડન કર્યું છે એટલુંજ નહિ પણ તેઓની વાત સત્ય સિદ્ધ કરી દેખાડવા માટે તેઓને આવાહન સુદ્ધાં

કર્યું છે છતાં જેઓ જાતે પતિત બની હિંદુઓને બનાવવા ઇચ્છે છે તેથી તેવી ભાંજગડમાં શા માટે ઉતરે? અંત્યજ સ્પર્શની આ અધમ પ્રવૃત્તિ માત્ર ગણ્યાગાંઠયા અંગ્રેજી ભણેલા અર્ધદગ્ધ સુધારક બગાડકોનીજ છે. બુદ્ધિમાન્ અને શાસ્ત્રજ્ઞ પુરૂષો તો તેને સખ્ત રીતે વખોડે છે. હિંદુઓ ધર્મશાસ્ત્રોને પોતાનું સર્વસ્વ માને છે. મૂઠીભર ઉક્ત નાસ્તિકોની તથા વિદેશી વિધર્મીઓની આ હિલચાલ કેટલી ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ અને ભયાવહ છે તે નીચેના શાસ્ત્ર પ્રમાણોથી સમજાશેઃ—

## મનુ ભગવાનનો મત.

दिवाकीर्तिं मुदक्यां च पतितं सूतिकां तथा ।
शवं तत्स्पृष्टिनं चैव स्पृष्ट्वा स्नानेन शुद्ध्यति ॥

**અર્થ**—અંત્યજ-ચંડાળ, રજસ્વળા સ્ત્રી, પતિત, સુવાવડી અને શબ આટલાનો સ્પર્શ કરનારો તથા તેનો સ્પર્શ કરનારો સ્નાન કરવાથી શુદ્ધ થાય છે.

## મહર્ષિ પરાશરનો મત.

श्वपाकं वापि चण्डालं विप्रः संभाषते यदि ।
द्विज सम्भाषणं कुर्यात्सावित्रीं तु सकृज्जपेत् ॥

**અર્થ**—શ્વપાક કિંવા ચંડાલની સાથે જો બ્રાહ્મણ ભાષણ કરે તો તેણે તેના પ્રાયશ્ચિત્તને માટે સારા વેદવેત્તા બ્રાહ્મણની સાથે ભાષણ કરવું અથવા તો ગાયત્રી મંત્રનો એકવાર જપ કરવો.

चण्डालदर्शने सद्य आदित्यमवलोकयत् ।
चण्डालस्पर्शने चैव सचैलं स्नानमाचरेत् ॥

**અર્થ**—ચંડાલ નજરે પડે તો તત્કાળ સુર્યના દર્શન કરવા અને તેનો સ્પર્શ થઈ જાય તો વસ્ત્રસહિત સ્નાન કરવું.

चण्डाल भाण्डसंस्पृष्टं पीत्वा कूपगतं जलम् ।
गोमूत्रयावकाहारस्त्रिरात्राच्छुद्धिमाप्नुयात् ॥

**અર્થ**—જે કુવાના પાણીનો ચંડાલના વાસણે સ્પર્શ કર્યો હોય એવા કુવાનું પાણી પીવામાં આવે તો ગોમૂત્રમાં જવનો લોટ મેળવીને ત્રણ દિવસ ખાવો, એટલે શુદ્ધિ થાય છે.

### અત્રિ ઋષિનો મત.

चर्मको रजको वैण्यो धीवरो नटकस्तथा ।
एतान्स्पृष्ट्वा द्विजो मोहादाचेमत्प्रयतोपि सन् ।
एतैः स्पृष्टो द्विजो नित्यमेकरात्रं समाचरेत् ॥

**અર્થ**—જે દ્વિજ ( બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ) અજ્ઞાનને વશ થઈને ચમાર વગેરેને અડી જાય તેણે સાવધાન થઈ સ્નાન કરી આચમન કરવું અને જે જાણી જોઈને સ્પર્શ કરે તેણે એક રાત્રિ માત્ર દૂધ પીઈને રહેવું.

### યમ ઋષિનો મત.

चाण्डालैः श्वपचैः स्पृष्टो विण्मूत्रे च कृते द्विजः ।
त्रिरात्रंतु प्रकुर्वीत भुक्त्वोच्छिष्टः षडाचरेत् ॥

**અર્થ**—દ્વિજને માટે ઉચિત છે કે જો વિષ્ટા મૂત્ર ત્યાગ્યા પછી ચંડાલ અથવા શ્વપચ તેને અડી જાય તો તેણે ત્રણ રાત ઉપવાસ કરવા અને એજ અવસ્થામાં જમી લે તો છ રાત ઉપવાસ કરવા.

## સંવર્ત ઋષિનો મત.

चाण्डालं पतितं स्पृष्ट्वा शवमन्त्यजमेव च ।
उदक्यां सूतकां नारीं सवासाः स्नानमाचरेत् ।

**અર્થ**—ચંડાલ, પતિત, મુડદુ વિગેરે અંત્યજ, રજસ્વળા તથા સુવાવડી સ્ત્રીને સ્પર્શ કરીને સ્પર્શ કરનારે વસ્ત્રો સહિત સ્નાન કરવું.

## યોગી યાજ્ઞવલ્કયનો મત.

उदक्या शुचिभिः स्नायात्संस्पृष्टस्तैरुपस्पृशेत् ।
अलिङ्गानि जपेच्चैव गायत्री मनसा सकृत् ॥

**અર્થ**—રજસ્વળા, શબ, પતિત, સુવાવડી તથા ભંગી આદિને અડકનારે સ્નાન કરવું અને એ રજસ્વળા આદિને સ્પર્શ કરનાર આચમન કરે ત્યાર બાદ **आपोहिष्ठा** આદિ ત્રણ ઋચાઓનો અને ગાયત્રીનો મનથી જપ કરે એટલે શુદ્ધ થાય છે.

આ ઉપથી સમજી શકાશે કે અંત્યજ સ્પર્શની ચળવળ એ તદ્દન શાસ્ત્ર વિરૂદ્ધ છે. તે એક વર્ણસંકરોની મનસ્વી ભ્રમણા છે. નહિ અડકવાથી લેશ માત્ર અંત્યજોનો તિરસ્કાર થતો નથી, પણ જગતના કલ્યાણની મર્યાદા સચવાય છે.

---

# યોગવિદ્યા.

---

**तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपिमतोऽधिकः**
**कर्मिभ्य श्चाधिको योगी तस्माद्योगी भवार्जुनः ॥**

જ્યારે મનુષ્યનું મંગળ થવાનું હોય છે ત્યારે તેને સદ્‌વિચાર અને સદ્‌વૃત્તિજ કરવી સુઝે છે પરંતુ જ્યારે તેનું અનિષ્ટ થવાનું હોય છે ત્યારે તેનામાં એકાએક વિલક્ષણ ફેરફાર થઇ આવે છે. તેના વિચારો આચરણો તદ્દન ફરી જાય છે. તેની મતિ ન કરવાનું કરે છે અને કરવાનું નથી કરતી. હિંદુસ્થાનની પણ એવીજ વિલક્ષણ દશા સાંપ્રત સમયમાં અનુભવાય છે. તેની પરમ સુખદ આલોક અને પરલોક સિદ્ધ કરી આપનારી ક્રિયાઓ, તેવા પ્રકારના બોધ આપતા શાસ્ત્રો અને પુરાણો અત્યારે કપોલ કલપિત–નવરાઓને ગપ્પા મારી પેટ ભરવાનું સાધન ગણાય છે, તેને જુના પુરાણા જર્જરીત ગણી અવનતિનું કારણ મનાવા માંડયું છે. આમ માનાવામાં તેઓ સત્યજ છે કારણકે કાળ–સમયજ તેની સુમતિને કુમતિમાં ફેરવી નાખે છે અને એટલી અલ્પજ્ઞતામાં મૂકી દેછે, એટલી જડવાદ–મૂઢાવસ્થામાં દાખલ કરે છે કે તેને સર્વજ્ઞતાનું, આત્મસ્થ સ્થિતિનું ભાન થવું એ તેમને માટે કેવળ અસંભવિત છે. માત્ર પ્રત્યક્ષ–નજરે જુવે તેનેજ પ્રમાણ માને છે બાકી બધું વ્હેમ, ગપ્પા, હમ્બગ, અભણ લોકોની રૂઢી આધીનતા છે એમ સમજે છે.

ઇશ્વરના નિયમ વચ્ચે કોઇ પડી શકતું નથી, તેની અકળિત ગતિ કોઇ અટકાવી-નિવારી શકતું નથી. તેથી વિલાપ કરવો, તર્ક વિતર્ક કરવો અસ્થાને છે, પરંતુ મનુષ્ય બુદ્ધિથી, પ્રમાણભૂત ઇતિ-

હાસોથી, મહાનુભાવ પુરૂષોના કથનપરથી જો કાંઈ વિચારવામાં આવે, તો અવસ્ય શંકાનું કાંઇક નિરાકરણ થઇ શકે. પ્રશ્ન ત્યાંજ ઉદ્ભવે છે કે જ્યાં નિરર્થક-પ્રવૃત્તિઓ વધી પડી હોય ત્યાં તેવું નિરાકરણ જાણવાનો અવકાશજ કોણ મેળવે ? યોગેશ્વર તેવો અવકાશ મેળવવાની જીજ્ઞાસા-સદ્બુદ્ધિ અમારા દેશ બંધુઓને પ્રેરે.

પ્રાચીન સમયમાં હિંદની ઉન્નત સ્થિતિ, તેની ધાર્મિક આર્થિક સંપત્તિ એટલી તો વિપુલ હતી કે દેવેશ્વર ઇંદ્રને પણ ઇર્ષ્યા થતી એટલુંજ નહિ પરંતુ તે તેના આગળ પોતાની સ્વર્ગની જાહોજલાલી પણ તુચ્છ માનતો. આવું ભારતવર્ષનું-હિંદનું ગૌરવ પૂર્ણ પ્રકાશિત હતું. આ ગૌરવ, સકળ સંપત્તિ વાસ્તવમાં હોવાને માટે ઘણા સાધનો ઉપયોગમાં લેવાતા. જેવા કેઃ યોગ, તપ, શાસ્ત્ર અધ્યયન, સત્સંગ, વર્ણાશ્રમ ધર્મ, ભક્તિ, નિષ્કામ કર્મયોગ, જ્ઞાનયોગ, યજ્ઞયાગ વગેરે; પરંતુ તે સર્વમાં સકળ સુખ આપનારૂં સાધન તો માત્ર **યોગવિદ્યાજ** હતી.

**યોગવિદ્યા** અતિ કઠિન અને ગુહ્ય છે. ઉગ્ર મનોબળ ન હોય કે જાણકાર ગુરૂ મળ્યા ન હોય તો યોગ સાધી શકાતોજ નથી, ગુરૂ વિના ઉલટો લાભને બદલે નુકશાન કરે છે. અરે વખતે આડી અવળી અજડાઇથી ક્રિયા કરવામાં આવી હોય તો પ્રાણની હાનિ પણ કરે છે. પરંતુ વિધિપુર્વક યોગ્ય ગુરૂની દેખરેખ નીચે દૃઢ મનોબળથી કરવામાં આવે તો આલોકનું સર્વભોમ સુખ અને તે ન ઇચ્છે તો પરબ્રહ્મ સાક્ષાત્કાર કરી પરમસુખ પ્રાપ્ત કરી શકે છે ( ચોરાશીના ફેરા ટાળી શકે છે.)

**યોગવિદ્યા** આદિ અનાદિ કાળની છે. તે કોઈ નવીન કે થોડા વખતની ઉત્પન્ન થયેલી નથી. પ્રાચીન સમયમાં ઋષિ મુનિ દેવદાનવ

અને સર્વ સાધારણ મનુષ્યો જ્યારે કોઇ વિપત્તિમાં આવી પડતાં, અથવા જ્યારે કોઈ મહદ્ સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરતા ત્યારે વનમાં એકાંતિક સ્થળમાં યોગ સાધવા ચાલ્યા જતા. એ યોગ દ્વાપરયુગના આખરે જીર્ણ હાલતમાં હતો તેનો **યોગેશ્વર શ્રીકૃષ્ણ પરમાત્માએ** અર્જુનને બોધ કરી પુનરૂદ્ધાર કર્યો. ત્યાર પછી **પાતંજલ યોગીએ** ગ્રંથ લખી હિંદુ શાસ્ત્રોમાં મહત્વનો ઉમેરો કર્યો છે. પરંતુ સાંપ્રત સમયમાં પુસ્તક અને મુખ વાક્ય સિવાય **યોગ** સાધનસ્વરૂપમાં સધાતો હોય એવું ક્વચિતજ જોવામાં આવે છે. અલબત્ત કેટલાક પુરૂષો યોગની ક્રિયાઓ ઉપર ઉપરથી સ્વાર્થ સાધવા જાણી લઇ લોકોમાં જાહેર ખબર પ્રકટ કરે છે, પરંતુ તેથી કાંઇ લોકોનું કલ્યાણ થવા સંભવ નથી.

અમારા અનુભવે શાસ્ત્ર રીતિએ અવલોકતા અમને યોગ અત્યંત સુખદાયી, સંસાર સ્વર્ગ સમાન બનાવનાર અને મોક્ષ પ્રાપ્તિનું સર્વોત્તમ સાધન છે, એમ ભાસ્યું છે. સંસ્કારી મનુષ્યે, સુખાભિલાષીએ અવશ્ય તે શીખી લેવો યુક્ત છે. પરંતુ એટલું ધ્યાનમાં રાખવાનું છે કે જે વસ્તુ જેટલી ઉચ્ચ છે તેટલીજ કઠિન છે, તેથી કઠિનતાને મનોબળથી દૂર કરી ક્રમશઃ યોગવિદ્યામાં કુશળ થવું જોઇએ.

હવે આપણે વિચારીશું કે **યોગ** એટલે શું! યોગ કોણ સાધી શકે? યોગ શા માટે સાધવો? યોગ સાધી શું કરવું?

મહાયોગી પાતંજલ યોગના બે અર્થ કરે છે અર્થાત આપણે જે યોગ વિશે જાણવા ઇચ્છીએ છીએ તેના બે સ્વરૂપો છેઃ—એક **રાજયોગ** અને બીજો **હઠયોગ.**

**રાજયોગ** માત્ર આસનવાળી મનને પ્રાણાયમથી સંયમમાં લાવવું એને કહે છે અને **હઠયોગ** એને કહેવામાં આવે છે કે,-

હઠથી-આગ્રહથી નેતિ, ધોતિ, બસ્તી, બ્રહ્મદાતણ, મુદ્રાઓ, પ્રાણાયામ, ચોરાશી (સિદ્ધાસન, પદ્માસન, મયુરાસન, સિંહાસન, ધનુરાસન વગેરે) આસનો, ફળફળાદિનો સાત્વિકાહાર, બ્રહ્મચર્યનું અડગ પાલન, યમ નિયમાદિનું સેવન કરવું અને ચિત્ત વૃત્તિ નિરોધઃ અર્થાત્ ચંચળ ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરી-અટકાવ કરી કે સંયમ કરી પરમ પ્રભુ યોગેશ્વર શ્રીકૃષ્ણચંદ્રની સાથે એકતા થવી-અનુભવવી, તેની સાથે મેળાપ થવો, તે રૂપ થઇ જવું.

જે મનુષ્ય મન અને ઇંદ્રિયો ઉપર કાબુ રાખી શકતો હોય, જેનું મન સંસારના ક્ષણિક પદાર્થોથી વિરામ પામ્યું હોય, જેને પરમાત્માના અસ્તિત્વમાં પૂર્ણ શ્રદ્ધા હોય, જે અલ્પાહારી અને ઓછી નિદ્રાવાળો હોય, જેણે શાસ્ત્રનું અધ્યયન કરેલું હોય, જેને પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રનું શરણ મેળવવાની તાલાવેલી લાગેલી હોય, જેને સંસારની પરાધીનતા, દરિદ્રતામાંથી મુક્ત થઇ સ્વતંત્ર સાધનસંપન્ન બનવું હોય, ટુંકામાં કહીએ તો પરોપકારીપણાની મહત્વાકાંક્ષા જેનામાં જાગ્રત થઇ હોય તેજ યોગ સાધવાને લાયક છે.

**યોગ** એટલા માટે સાધવો કે મનુષ્ય માત્ર સુખને ઇચ્છે છે. એ સુખ બે પ્રકારના છે; એક ધન સંપત્તિ વિલાસ સત્તાનું સંસારી ક્ષણિક સુખ અને બીજું સ્થાયી મોક્ષ ધામનું પરમ અલૌકિક નિત્ય સુખ. આપણે યોગની ક્રિયાઓ કરતા કરતા જેમ જેમ આગળ વધતાં જઇએ છીએ તેમ તેમ ઇંદ્રિય સુખજન્ય વિષયો આપણા ગુલામ થતા જાય છે, આપણા તાબામાં આવતા જાય છે. અર્થાત્ અષ્ટસિદ્ધિ પ્રાપ્ત થાય છે, જેને અણિમા, લઘિમા, તમુમા, પ્રાપ્તવ્ય, કામવ્ય, વશિત્વ અને ઇશત્વ કહે છે. જે થકી આપણે ધારીએ તો અણુ જેવડા નાના થઇ શકીએ છીએ, પહાડ જેવડા મોટા થઇ શકીએ

છીએ, હરકોઇ સ્થળે અદ્રશ્ય રીતે ભ્રમણ કરી શકીએ છીએ, હરકોઇ વસ્તુ સ્મરણ કરતાં આવી મળે છે, હરકોઇને સ્વતંત્ર કે દાસ બનાવી શકીએ છીએ. અત્યારે જો કે યુરોપીય પ્રજા આ યોગનું અજ્ઞાનપણે સેવન કરે છે તો પણ તેના ફળરૂપે તેઓ નવી નવી પ્રકારની શોધો કરવા શક્તિમાન્ થયા છે અને થાય છે, જેને જોઈ આર્ય-શાસ્ત્રથી વિમૂખ અજ્ઞાન લોકો દિગ્મૂઢ થાય છે. પરંતુ હિંદુ શાસ્ત્રની રીતિએ એ કાંઇ નવીન નથી. અત્યારે જે કોઇ શોધખોળો કરવાની શક્તિ ધરાવે છે તેના કરતાં પ્રાચીન કાળમાં કોટયાવધી ઘણી શક્તિ ઋષિમુનિઓ ધરાવતા હતા. માત્ર કાળે કરી અસ્તોદય થયા કરે છે તેથી પોતાનું પોતાથી ભૂલી જવાય છે. મોજશોખની, ઉપભોગની વસ્તુઓ ( મોટર, રેલ્વે, ટ્રામ, ટેલીફોન, સંચા, બલુન, ભયંકર તોપો, કપડાઓ, ખોરાક, ગ્રામોફોન, સ્ટીમર, અખૂટ દ્રવ્ય ભંડાર કે સમસ્ત દુનિયાનું સ્વામીત્વ ) મેળવીએ, તો પણ તેનું સુખ ઘડી સુધી છે. થોડો વખત પછી તે વસ્તુ અને ભોગવનારો બન્ને મરણ શરણ થાય છે. અરે પોતાની તીક્ષ્ણ બુદ્ધિ ( યોગ સાધના ) ના પ્રતાપે બીજાને મોહાંધ કરી ગુલામ બનાવે છે અને તે મોહાંધ થયેલાની શક્તિ બીજાનું દ્રવ્ય હરણ કરી અતિ ભોગે અતિ રોગ—અતિ દુઃખની ઉત્પત્તિ કરી વિનાશ પામે છે. તેથીજ પ્રચંડ શક્તિશાળી પ્રાચીન ઋષિ-મુનિઓ ભૌતિક ( આ લોકના ક્ષણિક ) સુખમાં રાચ્યા નહોતા, કિંવા ઇંદ્રિયજન્ય સુખ, પછી તે દ્રવ્યથી, સત્તાથી, વિલાસના સાધનો-થી કે ગમે તેથી હો પરંતુ તેઓ અપૂર્વ સત્ય વસ્તુની પારખ કરનારા હોઇ તેમાં લુબ્ધ થયા નહોતા. તમામ લોક શરીર પોષણાર્થે ખેતીવાડી કરી ફળ અનાજાદિ ઉત્પન્ન કરતા અને હાથની શાળો વતી કપડા તૈયાર કરાવતા. બે ચાર કલાક વ્યવહારના કામોમાં ગાળી બાકીનો ઘણો સમય પરમાર્થ ચિંતન—ઈશ્વર સ્મરણ—યોગારૂઢતામાં ગાળતા.

યોગારૂઢ થવાથી પ્રભુની સાથે તાદાત્મ્ય–એક ચિત્તતા થતાં સકળ ચિંતાઓથી મુક્ત થવાય છે. પરમ સુખાનંદનો ભાસ થાય છે અને પ્રારબ્ધકર્મ ક્ષીણ થતાં ચોરાશી લક્ષ યોનિની, આ સંસારની દુઃખદાયક યાત્રા પૂર્ણ કરી પરમબ્રહ્મ પરમધામ પ્રાપ્ત કરી શકાય છે.

યોગ સાધી મનુષ્ય જન્મ સફળ કરવો અને સહવાસમાં આવનારનો કરાવવો એ યોગ સાધવાનો હેતુ છે. મનુષ્યે સંસારી સુખોમાં, રિદ્ધિસિદ્ધિમાં ન મોહાતાં યોગેશ્વર શ્રીકૃષ્ણનું શરણ ગ્રહણ કરી આત્યંતિક સુખનાં ભાગી થવું ઘટે. આખા જગતમાં માત્ર એક અદ્વિતીય બ્રહ્મજ છે અને એ સિવાય પ્રતીત થતું સઘળું ચલિત–"**માયા**" છે. એ માયાની પણ બ્રહ્મમાં આહુતિ આપી "सर्वं खलु विदं ब्रह्म" "विष्णु मयं जगत्" નીજ ભાવના કેવળ અવશેષ રહે; એટલાજ માટે યોગ સાધવાનું છે.



# હિંદુ પ્રજાપર ભયંકર આક્રમણ.



દેશમાં જ્યારથી અસહકાર અને ખિલાફતની હિલચાલ શરૂ થઇ છે ત્યારથી હિંદુઓની અને હિંદુ સનાતન ધર્મની ભારે દુર્દશા થઈ રહી છે. હિંદુઓએ મુસલમાનોનો જાતીય સ્વભાવ ભૂલી ખિલાફતની ચળવળને અવિચારી ઉત્તેજન આપવાથી આજે હિંદુઓનેજ અસહ્ય હુમલા સહેવાનો મોકકો પ્રાપ્ત થયો છે. હિંદુઓના કોઈ પણ પ્રકારના દોષ વિના મુમલમાનોએ મલબાર, મુલ્તાન, ઝાંસી, સહરાનપુર, નાગપુર, સિદ્ધપુર, દિલ્હી વગેરે સ્થળે હિંદુઓપર એકદમ તૂટી પડી, સખ્ત માર મારી, દેવમંદિરોને ઉખેડી, દેવતાઓની મૂર્તિઓને ભાંગી તોડી, માલમિલકતો લૂંટી બાળી, સ્ત્રીઓપર બળાત્કાર ગુજારી, હજારો હિંદુઓને જોરજુલ્મથી વટલાવ્યા છે. આવા દુષ્ટ આક્રમણો અટકાવવા માટે હિંદુઓએ અનેક વખત સરકારને, કોંગ્રેસને તથા ગાંધીજીને વિનંતિ કરી પરંતુ ત્રણેયમાંથી એકેયે હિંદુઓની દાઝ દિલે ધરી મુસલમાનોની ક્રૂરતા રોકવા યત્ન કર્યો નથી; એટલુંજ નહિ પણ ગાંધીજી જેવાએ તો ઉલટો મુસલમાનોનો કઇકવાર બચાવ કરી હિંદુઓપર આક્ષેપો કર્યા છે.

જેમ સરકાર, કોંગ્રેસ અને ગાંધીજી હિંદુઓપર ગુજરતો જુલ્મ અટકાવવા યત્ન કરતા નથી તેમ હિંદુ રાજા મહારાજાઓ, શ્રીમંતો, ધર્માચાર્યો તથા સર્વ સાધારણ હિંદુ પ્રજાપણ હજુસુધી તે સંબંધમાં પુખ્ત વિચાર કરી હિંદુત્વ બચાવવાનાં માર્ગ યોજી શકેલ નથી. પંડિત માલવિયાજી અને સ્વામી શ્રદ્ધાનંદે હિંદુ સંગઠન અને શુદ્ધિના નામે બેહુદો યત્ન કર્યો પરંતુ તેઓય હિંદુ ધર્મનું નિકંદન કાઢનારા ગાંધીજીના અંત્યજ સ્પર્શના અવિચારી આંદોલનને વશ

થઇ તેનું તથા આર્યસમાજના સિદ્ધાન્તોના આડકતરા પ્રચારનું લફરૂં હાંકવાથી તેઓ પણ નાશીપાસ થઈ શાંત પડી ગયા છે; ત્યારે કાગનો વાઘ કરી મિથ્યા વાતો માટે શોરબકોર કરી તદ્દન નિરૂપયોગી લખાણ છાપતા પારસીઓના હાથતળે ચાલતા દૈનિક અઠવાડિક સ્વાર્થી પક્ષપાતી છાપાવાળાઓ તો તે વિશે બિલકુલ મૌનતા કે ઉપેક્ષા દર્શાવે એમાં આશ્ચર્ય નથી, માત્ર મુંબઇનું અઠવાડિક પત્ર "ગુજરાતી" અને પુનાનું "કેસરી" પ્રસંગોપાત સ્પષ્ટ લખાણ કરી એક પત્રકાર તરીકેનો પોતાનો સાચો ધર્મ બજાવે છે.

આવી આપણી–હિંદુઓની શિથિલતા, ભીરૂતા, કુસંપ અને ગાફલપણું જોઇ ઉલટા મુસલમાનો તથા પરધર્મીઓ વધારે આવેશમાં આવ્યા છે. આગાખાને તેના અનુયાયી ખોજાઓની મદદથી એક કરોડ ઉપર રૂપિયા કાઢી હિંદુઓને વટલાવવાનું કાર્ય શરૂ પણ કરી દીધું છે એમ સંભળાય છે. ખોજાઓએ આગાખાનને નકલંકનો અવતાર–કલ્કિ ભગવાન્ ઠરાવી બેસાડવાનો ઢોંગ આદરી અજાન તથા ગરીબ હિંદુઓને ભમાવવા માટે થોડા પૈસાની મદદ સાથે બીજી ઘણી ખોટી લોભ લાલચો બતાવી, હિંદુ ધર્મશાસ્ત્રોના વાકયોનો અનર્થ કરી, નાની નાની અનેક ચોપડીઓ લખાવી, તેનો અત્યંત મોટા પ્રમાણમાં ફેલાવો કરી દીધો છે. ગાંધીજી ધર્મશાસ્ત્રોને કલંકિત ક્ષેપક મનાવી, તેના રચનાર ઋષિમુનિઓને સેતાન પાખંડી કહી વગોવે છે અને બાઇબલને જ્યાં ત્યાં અતિ આદર આપી તેની સૂચના મુજબ જીવન ગાળતા હોવાનો ભાસ કરાવે છે એટલે અંગ્રેજ અમેરિકન વગેરે ક્રિશ્ચિયન પ્રજા તેને ખ્રિસ્તી સમજે છે ને વખતો વખત તેઓ ગાંધીજીને જીસસ ક્રાઇસ્ટનો અવતાર પણ કહી દે છે. એવા ખ્રિસ્તી–પાદરી જેવા આચરણવાળા

ગાંધીજીપર આપણા અજ્ઞાન હિંદુઓને અંધશ્રદ્ધા હોવાથી તેનો ગેરલાભ લેવા ઈંગ્લંડ અમેરિકાના ખ્રિસ્તી મિશનરીવાળાઓએ તેઓના અનુયાયી અંગ્રેજ અમેરિકન કરોડાધિપતિઓ પાસેથી લાખો રૂપિયાની રકમ મેળવી, ઉપદેશ આપી, પેમ્ફલેટ દવાખાના તથા નિશાળો કાઢી અને દુષ્કાળ નિમિત્તે કાર્ય કરી હિંદુઓને વટલાવવા માટે હિંદમાં ઠામ ઠામ થાણા નાંખી પ્રવૃત્તિ ચાલુ કરી દીધી છે. આવે વખતે મુસલમાનો તો આવી અનુપમ તક કેમજ ગુમાવે? તેઓએ પણ મોલવી ખ્વાજાહસન નિઝામીની આગેવાની હેઠળ સાત કરોડ હિંદુઓને વટલાવવાની એક અતિ વિસ્મયકારક પ્રચંડ યોજના ઘડી છે (જે "પ્રાતઃકાલ" માસિકનો અંક જોવાથી સંપૂર્ણ જાણી શકાશે) ને તદનુસાર તેઓએ કાર્ય પણ શરૂ કરી દીધું છે. મુસલમાનો (તેના "ઇન્સાફ" નામના છાપામાં તથા છૂટક પેમ્ફલેટો પ્રસિદ્ધ કરીને) છડે ચોક કહે છે કે "ગાયના કતલ કરી અમે બેધડક તેનું માંસ ખાઇશું. ગૌવધ કરવા માટે જેમ અમારા મુસલમાનોના કુરાનનું ફરમાન છે (ચાર વર્ષ પહેલાં ખિલાફતની બાબતમાં હિન્દુઓ પાસેથી મદદ લેતી વખતે એ ફરમાન ઉડી ગયું હતું, હવે મદદ લીધા પછી પાછું તે દાખલ થયું છે.) તેમ બાઇબલમાં પણ લખેલું છે ને હિંદુઓના વેદશાસ્ત્રોમાં પણ તેવી છૂટ છે અને તેથીજ આગલા કાળમાં હિંદુઓ ગાયનું માંસ ખાતા હતા. વળી તેઓ કહે છે કે અમે ગાયોને કાપીને ખાઇએ છીએ તેથી ગાયો અમને તેના ખરા હિતેચ્છુ ગણે છે; કારણકે તેથી તેનો ઝટ મોક્ષ થાય છે વગેરે." આવી આવી અવિચારી વર્તણુક કરી ઉપર પ્રમાણે અનેક આપત્તિઓ વરસાવવા છતાં કેમ જાણે તેઓ હજુ અસંતોષી રહ્યા હોય? તેમ માની તેઓ (મુસલમાનો) એ નિઝામ-ગુલબર્ગા શહેરમાં ગયે અઠવાડિયે હિંદૂઓના તરફથી કોઇ પણ પ્રકારનો ઉપદ્રવ નહિ

થયેલ છતાં બિલકુલ કુટિલતાથી પોલિસની મદદ સાથે એકદમ અચાનક હિંદુઓપર તૂટી પડી, હિન્દુઓના તમામ મંદિરો જે આશરે ૪૦ ઉપર છે તે સઘળાનો નાશ કરી, તેમાંની દેવ મૂર્તિઓના ટુકડે ટુકડા કરી નાંખી મહમદ ગીઝની, અલ્લાઉદ્દીન ખુની તથા નાદીરશાહના ઘોર અમાનુષી કૃત્યોને પણ ઝાંખા પાડી દીધા છે.

શ્રી રામચંદ્રજી, યુધિષ્ઠિર, રાણો પ્રતાપ તથા શિવાજી છત્રપતિના વંશજ રાજા મહારાજાઓ અને ઠાકોર સાહેબો! અમે અત્યંત દુઃખની લાગણીથી આપને પ્રશ્ન કરીએ છીએ કે શું ઉપરના હિંદુ જાતિ તથા ધર્મ વિધ્વંસકતાના એક સામટા સર્વ દિશાએથી થતાં પ્રયત્નો નિહાળી આપનું હૃદય કમકમતું નથી? શું આપ રાજા મહારાજાઓ તથા ઠાકોર સાહેબો આવા કટોકટીના વખતે પણ મૃત સમાન મૌન રહી આપના મહાનુભાવ પૂર્વજોની કીર્તિને બટ્ટો લગાડી ગૌબ્રાહ્મણ પ્રતિપાળ તરીકેની અપૂર્વ પદવીને મિથ્યા ઠરાવશો? જો રાજા તરીકેનું અરે! એક સુખી સાધન સંપન્ન હિંદુ સદ્‌ગૃહસ્થ તરીકેનું જો આપના હૃદયમાં લેશપણ અભિમાન હોય તો કૃપા કરી હિંદુ પ્રજા તથા ધર્મનું રક્ષણ કરવા નિશ્ચય કરી તત્કાળ બહાર પડો. હવે કાયરતા કે મૌનતા રાખવાથી હિંદુઓનું તો નામ નિશાન પૃથ્વીપર નહિ રહે પણ આપને પોતાનેય સ્થાન ભ્રષ્ટ થઈ આ લોકમાંજ અસહ્ય યાતના ભોગવવાનો દુર્ઘટ પ્રસંગ પ્રાપ્ત થશે; માટે આપને અમારી નમ્ર વિનંતિ છે કે મે. કરી આપ તુરતજ કર્તવ્ય-પરાયણ થાવ.

પૂજ્ય ધર્માચાર્યો! શું આપનું કતવ્ય લોકો પાસેથી દ્રવ્ય લઇ માત્ર મોજશોખ આનંદ વિલાસ ઉડાવવામાંજ સમાપ્ત થાય છે? શું આપના પૂર્વજ પિતામહે આદ્ય આચાર્યે (શ્રીમદ્ આદ્ય

શંકરાચાર્યે કિંવા શ્રીમદ્ વલ્લભાચાર્ય મહાપ્રભુજીએ ) તમારી માફક ઘરમાં છૂપાઈ રહી ભીરૂતા પ્રમાદ કે સંસારાસક્તિ સેવી હતી ? અમે સાફ જણાવીશું કે કદાપિ નહિ. તેઓ મહાનુભાવોએ તો કોઇ સ્થળે સ્થિર બેસી ધરાઇને અન્ન પણ ખાધું નહોતું, કોઇપણ પ્રકારના મોજ-શોખ કર્યા નહોતા, ઇંદ્રિયાસક્તિ કે સ્વાર્થ બિલકુલ રાખ્યો નહોતો; પરંતુ તેઓએ જીવના પણ જોખમે ગામેગામ અને વનજંગલોમાં પગે પર્યટન કરી, હજારો પાખંડ મતવાદીઓને હરાવી, લોકોને વાસ્તવિક તત્ત્વનો સદ્બોધ આપી સનાતન ધર્મનું રક્ષણ કર્યું હતું, ત્યારે અત્યારે તો હિંદુ પ્રજા તથા ધર્મપર બેસુમાર મુશીબતો ગુજરે છે ને આપ ધારો તો પ્રયત્નથી ટાળવા સમર્થ છો કારણકે આપની પાસે વિપુલ સાધન સંપત્તિ તથા લોકોપર અસાધારણ સત્તા છે છતાં આપની નિદ્રા કેમ ઉડતી નથી ? શું આપને પણ તારકેશ્વર કે વાઇ-કોમના જેવો મામલો પ્રત્યેક મંદિર સામે ઉભો કરાવી સ્થાન ભ્રષ્ટ થવા સાથે વિધર્મીઓના હાથે વટલી નાશ પામવાની ધારણા છે ? અરે ! આસપાસ સર્વત્ર દાવાનળ સળગે છે તેનું સ્વરૂપ વિચારી હવે તો કાંઇક જાગ્રત થઇ, નિર્ભય બની, ધર્મરક્ષણાર્થે કાર્ય કરવા કટિબદ્ધ થાવ ? જો હજુપણ સમજી નહિ શકાય ને ઉપાય નહિ લેવાય તો ધર્મજ્ઞાનના અભાવે, નાસ્તિકોના મિથ્યા ઉપદેશથી તથા પરધર્મીઓના અત્યાચારોથી હિંદુ પ્રજા અત્યારે તમારા પ્રત્યે કંટાળો બતાવી રહી છે, ઘણાને તમારાપરથી શ્રદ્ધા-આસ્થા ઉડવા માંડી છે અને તેમાં વિશેષ ઉમેરો થતાં છેવટે દુઃખ અને મૂર્ખતાના આવેશને આધીન થઈ તમારાપર ઘા કરવા તત્પર થશે અને તમારી પાસે જે હશે તે ઝુંટવી તમોને સ્થાન ભ્રષ્ટ કરશે; માટે આપ ધર્માચાર્ય છો, આપની ફરજ ધર્મરક્ષણ તથા પ્રચાર કરવાની છે તો આપને અમારી પ્રાર્થના છે કે કૃપા કરી આપ ધર્મ રક્ષણના પવિત્ર કાર્ય માટે તુરતજ પ્રવૃત્તિ શરૂ કરો.

શ્રીમંત-પૈસાદાર ગૃહસ્થો ! શું તમે તમારી જીંદગીનું સાર્થક સુખ સંપત્તિ સાહેબી ભોગવી અધિકારીઓની ખુશામત કરવામાંજ પરિપૂર્ણ માનશો ? શું તમે તમારા પૈસાનું કીર્તિદાન હિંદુ પ્રજા તથા સનાતન ધર્મનું નિકંદન કાઢનારાઓનેજ આપી પોતાને સદાને માટે કૃતાર્થ સમજશો ? તમે તમારા પૂર્વજ ભામાશા તથા જગડુશાને યાદ કરો ? તેઓએ તમારી માફક તેઓની અનર્ગળ સંપત્તિનો વ્યય કોઈપણ પ્રકારના મોજશોખ ભોગવવામાં કે કીર્તિદાન આપવામાં કર્યો નહોતો; પરંતુ હિંદુ પ્રજા તથા ધર્મના હિતકાર્ય પાછળજ ગુપ્ત રીતે સર્વસ્વ ખર્ચ્યું હતું. તેઓએ વિવેક બુદ્ધિથી પાત્ર અપાત્રની પરીક્ષા કરી સુપાત્રેજ દાન કરેલા છે. માટે મે. કરી કીર્તિદાન કે અપાત્રે દાન આપવાનું ધોરણ બદલી તમે કે જેઓ મોટે ભાગે ગરીબ હિંદુઓ પાસેથી કમાઈ શ્રીમંત બનેલા છો તે હિંદુઓનું તથા તમારા અને તેઓના પરમ પવિત્ર સનાતન ધર્મનું અત્યારે પરધર્મીઓને તથા નાસ્તિકોને હાથે ગુડ નીકળી રહ્યું છે તેને સદંતર રોકી સનાતન ધર્મ તથા હિંદુ જાતિના સંરક્ષણની ચળવળમાં ઉદાર મને દ્રવ્ય ખર્ચી પુણ્યના ભાગી થાવ; નહિતર તમારા આવા અવિચારી ઉડાઉપણાથી કિંવા કૃપણતાથી તમારાજ હથે તમારો નાશ થશે ને દારૂણ દુઃખના ભાગી બનશો; માટે વિવેક બુદ્ધિ રાખી સનાતન ધર્મ અને હિંદુ જાતિના સંરક્ષણના કાર્યમાં સહાય આપી-અને તેટલી મદદ કરી ચાલુ આફતથી બચો અને બચાવો.

આપણા હિંદુઓનો સર્વસાધારણ વર્ગ મોટે ભાગે ભોળો, અજ્ઞાન અને અંધશ્રદ્ધાળુ છે. ધર્મજ્ઞાન વિના તેઓને કાર્ય અકાર્યનું ભાન હોતું નથી ને તેથી તેઓને નાના મોટા દરેક કાર્ય કરવામાં ખત્તા ખાવી પડે છે. જ્ઞાનના અભાવે તેઓ જે તે માણસની બનાવેલી

લોભ લાલચ કે મોટી પણ વસ્તુતઃ ખોટી આશાને વશ થઈ તેવા પ્રપંચીને ખરો આગેવાન માની, તેની 'જે' બોલાવી, પોતાની સ્થિતિ દુર્બળ છતાં તેનો દ્રવ્ય માનપાનાદિકથી સત્કાર કરી, તેના કહેવા પ્રમાણે વર્તવા માંડે છે; એથી જ આજે આવું આપણું અધઃપતન થયું છે. એવી નાદાનીભરી અંધશ્રદ્ધાથીજ ઉપર પ્રમાણે અત્યાચારો સોસવાનો સમય હિંદુઓને પ્રાપ્ત થયો છે. માટે સ્વરક્ષણ ઇચ્છનાર હિંદુઓએ તેવી અંધશ્રદ્ધા ત્યજી પોતાનું ખરૂં ધર્મ કર્મ સમજી આચરી હમેશા સદાચારી ધર્મનિષ્ઠનેજ આગેવાન તરીકે પસંદ કરવો અને પસંદ કર્યા પછી જ્યાં ત્યાં તેના વ્યક્તિત્વની પૂજા કે પ્રશંસાના કાર્યમાં પડી ન જતાં, તેની આગેવાની હેઠળ હિંદુ પ્રજા તથા સનાતન ધર્મનું રક્ષણ પ્રથમ સાચવી સંભાળી પછી દેશોદય કરવા તૈયાર થવું એવી અમારી પ્રત્યેક હિંદુભાઇને આગ્રહપૂર્વક ભળામણ છે. આજકાલ આપણા હિંદુઓમાં પ્રાયઃ પ્રત્યેક હિંદુ એક એકના વેરી–દુશ્મન તરીકેનો પાઠ ભજવે છે એ શરમ ભરેલું છે. જ્યારે કોઈ હિંદુ કે હિંદુઓ પર આફત આવે છે અથવા અમુક (હિંદુ) સંપ્રદાય ઉપર કે તેઓના મંદિરો પર પ્રહારો થઇ રહ્યા હોય છે ત્યારે તેઓની વ્હારે ચડી બચાવ કરવાને બદલે ઉલટા કેટલાક હિંદુઓ કહે છે કે એમાં આપણે શું ? તે તેનો બચાવ કરી લેશે. તેમ કેટલાક ક્ષુલ્લક બુદ્ધિના હિંદુઓ એમ પણ કહેતા લજાતા નથી કે તે તો એ લાગનો જ હતો, એનું તો એમજ થવું જોઇતું હતું વગેરે. આમ બોલવું કે વર્તવું એ એક પ્રકારની અધમતા છે, જાતિ અને ધર્મદ્રોહ છે. એવી રીતિનીતિ ગ્રહણ કરવાથી જ અત્યારે હિંદુઓનું સઘળું પાયમાલ થઈ રહ્યું છે. મુસલમાનોનો આમ વર્ગ તદ્દન અજ્ઞાન છે છતાં તેઓ જ્યારે તેના કોઇ જાણ્યા કે અજાણ્યા મુસલમાન બિરાદર ઉપર કે ભિન્ન મતવાળા મુસલમાનોપર આફત

આવી પડે છે ત્યારે તે આફતને પોતાપર આવેલી સમજી તુરત તેઓ તેની વ્હારે ચડે છે, અને તેઓનામાં તેવી એકસંપી હોવાથીજ તેઓ હિંદુઓના પ્રમાણમાં ચોથે હિસ્સે હોવા છતાં ફાવ્યા છે ને આપણે હિંદુઓ તેઓનાથી સંખ્યામાં ચારગણા વધારે હોવા છતાં છૂંદાઇ મરીએ છીએ. માટે પ્રત્યેક હિંદુએ હિંદુ માત્રને પોતાનો સગો ભાઈ સમજી તેનાં દુઃખ પ્રસંગે વગર આનાકાનીએ કે વગર બોલાવ્યે તેની સહાયે પહોંચવું; કારણકે આ સમય સંઘશક્તિનો છે; અને જેઓમાં એવી અરસપરસની સહાયતા આપવાની ભાવના—સંઘશક્તિ મજબુત હશે તેઓજ અંતે નિઃસંદેહ ફાવવાના.

હવે અમે હિંદુઓ માટે સ્વાત્મ રક્ષણના કેટલાક વ્યવહારૂ ઉપાયો સૂચવીએ છીએ.

૧. પ્રત્યેક ગામ તથા શહેરના હિંદુઓએ તાબડતોબ હિંદુઓની સભા બોલાવી મુસલમાનોના ( દિલ્હી ગુલબર્ગા વગેરે સ્થળે થયેલા ) અત્યાચારો સામે સખ્ત અણગમો પ્રદર્શિત કરી ગુન્હેગાર દુષ્ટોને સખ્ત શિક્ષા કરાવવા માટે સરકાર, નિઝામ સ્ટેઇટ તથા હિંદુ રાજા મહારાજાઓને આગ્રહ કરવો.

૨. પ્રત્યેક પ્રાંતમાંથી આગેવાન હિંદુઓનું પ્રતિનિધિ મંડળ તત્કાળ ઉભું કરવું ને તે મંડળે પ્રાંતના ગવર્નર, વાઇસરોય, સ્ટેઇટ સેક્રેટરી તથા હિંદુ રાજા મહારાજાઓને મળી સમજાવી માર્ગ કાઢવો.

૩. પ્રત્યેક સ્ટેઇટના હિંદુ રાજા મહારાજા તથા ઠાકોર સાહેબે પોતાના સ્ટેઇટમાં સખ્ત હુકમ ફરમાવવો કે કોઇએ કદિ પણ ગાયનો વધ કરવો નહિ, હિંદુઓનું કે હિંદુઓના દેવમંદિરોનું અપમાન કરવું નહિ તેમ સનાતન ધર્મ વિરૂદ્ધ વર્ણાન્તર લગ્ન, વર્ણસંકર ખાનપાન કે સ્પર્શ્યાસ્પર્શ્યની ચળવળ કરવી નહિ છતાં હુકમનો અનાદર કરી

કોઇ અવિચારી ઉદ્ધતો કરશે તો તે કઠોર શિક્ષા (ભારેમાં ભારે શિક્ષા ઠરાવેલી હોય તે) ને પાત્ર થશે.

૪. પ્રત્યેક હિંદુ મહારાજા તથા ઠાકોર સાહેબે મુસલમાન સ્ટેઇટ જેવા કે: નિઝામ, ભોપાળ, જુનાગઢ વગેરેના રાજ્યકર્તાઓને ચેતવણી આપી દેવી જોઇએ કે જો તમે તમારા રાજ્યમાં હિંદુઓની, હિંદુઓના દેવમંદિરોની તથા ગાયોની સલામતી નહિ રાખો એટલે કે તમારા તરફથી અથવા તમારી મુસલમાન પ્રજા તરફથી કોઇપણ પ્રકારની હિંદુઓને ઇજા પહોંચી તો ખચિત માનજો કે અમારી હિંદુ પ્રજા ઉશ્કેરાઇ તમારી મુસલમાન કોમ ઉપર તથા કબર અને મસિદો ઉપર આઘાત કરશે, જેના જવાબદાર તમે ગણાશો.

૫. હિંદુ મહારાજાઓએ તથા શ્રીમંતોએ પ્રજાને ધર્મોપદેશ આપી સ્વધર્મમાં દૃઢ રાખવા માટે પોતાના ખર્ચે સદાચારી બુદ્ધિમાન્ અને એકનિષ્ઠ વિદ્વાન્ ઉપદેશકોને દેશમાં સર્વત્ર સનાતન ધર્મનો ઉપદેશ કરવાર્થે મોકલી દેવા.

૬. શ્રીમંતોએ ઉદાર હૃદયે મોટી રકમની સહાય આપી મુંબઇ, કલકત્તા, મદ્રાસ, કાશી, મથુરા, પ્રયાગ, દિલ્હી, નાગપુર, કરાંચી, રંગુન વગેરે સ્થળે સનાતન ધર્મના દૈનિક તથા અઠવાડિક પત્રો કઢાવી, સંસ્કૃત પાઠશાળાઓ તથા ઋષિકુળ બ્રહ્મચર્યાશ્રમો વિના વિલંબે સ્થાપવા.

૭. દરેક ગામ તથા શહેરના હિંદુઓએ પોતપોતાના ગામમાં મલ્લકુસ્તી, લાઠી યુદ્ધ, મગદળીઆ ફેરવવા, મલ્લકમ ખેલવા વગેરે અંગ કસરતની તાલીમના અખાડાઓ ચાલુ કરી દેવા.

૮. પ્રત્યેક ગામના હિંદુઓએ પોતપોતાના ગામમાં "હિંદુ સનાતન ધર્મ સભા" સ્થાપી તેના વડપણ હેઠળ હિંદુ સ્વયંસેવકોની ટુકડીઓ ઉભી કરવી કે જે ટુકડીઓ આફતના પ્રસંગે હિંદુઓના દેવમંદિરો, સ્ત્રી પુત્રો તથા માલમિલકતનું સાવધાનતાથી સંરક્ષણ કરે,

૯. પ્રત્યેક હિંદુએ સરકાર પાસેથી પરવાનો મેળવી ઘરમાં હથિયાર અવશ્ય રાખવા, પણ જેને તરવાર બંદુક પીસ્તોલાદિ વાપરવાની તક ન મળે તેણે મજબુત લોઢી–કડીઆળી લાકડીઓ વસાવી તેનો પ્રસંગ પરત્વે સ્વઆત્મા, ગાયમાતા, હિંદુ જાતિના સ્ત્રી પુત્રો અને માલમિલકત તથા સનાતન ધર્મના સંરક્ષણાર્થ ઉપયોગ કરવો.

૧૦. કોંગ્રેસ સ્વરાજ્ય ફંડ, રાષ્ટ્રીયશાળા વગેરે કોઇપણ ફંડ ફાળામાં જો તેનો ઉપયોગ કરનારા શુદ્ધ સનાતની હિંદુઓ ન હોય અને તેઓ પણ સનાતન ધર્મનું રક્ષણ કરીને (અત્યારની જેમ ભક્ષણ કરીને નહિ) વાપરવા બંધાતા ન હોય ત્યાં સુધી તેમાં કોઇ હિંદુએ એક પણ પાઇની સહાયતા ન આપવી. તેમ મ્યુનિસિપાલિટી કે ધારા-સભામાં મેમ્બર તરીકે જવા ઇચ્છનારાઓ જો તેઓ શુદ્ધ સનાતની હિંદુઓ ન હોય અને સનાતન ધર્મનું ગૌરવ સાચવી ગાય માતાનું રક્ષણ કરવાની પ્રતિજ્ઞા ન લે તેવાને કોઇ હિંદુએ એકપણ મત ન આપવો.

આ રીતે પ્રત્યેક હિંદુ–રાજા પ્રજા, ગુરૂ શિષ્ય, શ્રીમંત ગરીબ ઉંચ નીચ, વિદ્વાન અભણ, બ્રાહ્મણ, રજપુત, વાણીયા, ભાટીયા, લુવાણા, કણબી, કોળી, ભરવાડ તેમ વૈષ્ણવ, શિવ, શાક્ત, સ્વામી-નારાયણ, જૈન, શીખ આદિ ભિન્ન ભિન્ન જાતિ તથા સંપ્રદાયના હિંદુઓ સ્વાત્મ રક્ષણના ઉપાયો જો વિના વિલંબે હાથ ધરશે તો હિંદુ જાતિ તથા સનાતન ધર્મનું અસ્તિત્વ જળવાઇ શકશે. અને જો હિંદુ જાતિ તથા સનાતન ધર્મ આબાદ રહ્યો તો વ્યવહાર વ્યાપાર સમૃદ્ધિ કીર્તિ વગેરે આલોકના સુખ સાધનો અને દાન પુણ્ય જપ તપ યજ્ઞ ભક્તિ જ્ઞાન વગેરે પરલોકના–સ્વર્ગ મોક્ષ પ્રાપ્ત કરવાના અલૌકિક સાધનોનો ઉપયોગ કરી શકાશે.

મુંબઇ, તા. ૨૩–૮–૧૯૨૪

# અખંડ શાન્તિ.

હરેક સ્ત્રી પુરૂષ બાળકના હૃદયમાં ઉંડી અભિલાષા નિત્ય સુખ અથવા અખંડ શાન્તિ પ્રાપ્ત કરવાની છે. અત્યારે મનુષ્યો આકાશ પાતાળને ઉથલાવી નાંખનારા દિવસ રાત્રિનો, સત્ય અસત્યનો, પાપ પુણ્યનો, ઉંઘ ઉજાગરાનો, ભૂખ તરસનો, ટાઢ તડકાનો કે માન અપમાનનો વિચાર કર્યા વિના અવિશ્રાંત મહેનત કરી રહ્યાં છે તે કેવળ એકજ ઉદ્દેશથી કે નિત્ય સુખ કિંવા અખંડ શાન્તિ શી રીતે મળે!

એવી રીતે નિત્ય સુખ અથવા અખંડ શાન્તિની પાછળ જાણ્યે અજાણ્યે શ્રમ લેવાનું કારણ એ છે કે તેથી મનુષ્યના દુઃખ માત્રનો નાશ થઇ જઇ હમેશની સુખ શાન્તિ અનુભવાય છે. પછી માણસને ભય, રોગ, દરિદ્રતા, જન્મ મરણ, સંયોગ વિયોગ પીડતા નથી.

પરંતુ તે શાન્તિ આપણે જે બાહ્ય સુખ સાધનો મેળવવા માટે વલખા મારીએ છીએ તેમાં નથી. ધન વૈભવ સત્તા બળ બુદ્ધિ વિદ્વતા માતાપિતા સ્ત્રી પુત્ર મિત્ર સેવક કે લાગવગમાં અખંડ શાન્તિ મળી જાય છે એમ માનવું ભૂલ ભરેલું છે; કારણ કે તેવા સાધનો ધરાવનારા ઘણા માણસો રોજ આપણે જોઇએ છીએ તો તેમ લાગતું નથી. તેવા બાહ્ય સાધનો અલબત્ત ઉપયોગી છે, મનુષ્ય માત્રને તે થોડાઘણા પ્રમાણમાં જોઇએજ. કોઈ પણ જુલ્મીના હાથે અપમાન, પ્રહાર ખમવા એ તો બાયલાપણુંજ છે. એવી નિર્માલ્યની શાન્તિ એ વાસ્તવિક સુખ શાન્તિ આપનારી હોતી નથી. કદાચ તેથી અલ્પ કાળ મન આનંદમાં રહે પણ પછી તો હૃદયમાં ભભુકતી ચિંતા, વેર, ક્રોધ, ભય, જરા, રોગાદિ ત્રિવિધ તાપમાંથી કોઇને કોઇ વ્યથા ઘેરી વળેલીજ હોય છે.

જ્યારે બાહ્ય સુખ સાધન સંપત્તિ ઐશ્વર્યમાં ખરૂં સુખ કે શાન્તિ પ્રાપ્ત થતાં નથી ત્યારે તે કયાં રહેલા છે? અને કેવા ઉપાય થકી મેળવી શકાય એમ છે! આવો સવાલ પ્રત્યેક મુમુક્ષુને ઉદ્‌ભવે એ સહજ છે.

નિત્ય સુખ અથવા અખંડ શાન્તિ પ્રભુકૃપાએ અનેક પુણ્યના યોગે પ્રાપ્ત થયેલ દેવદુર્લભ આપણા શરીરમાં બિરાજતા આત્મામાં છે. નત્ય સુખ અથવા અખંડ શાન્તિ, (જગન્નાથ શ્રીકૃષ્ણની લીલાથી, માયાથી, ઇચ્છાથી ઉદ્‌ભવેલ મનુષ્ય હૃદયમાં) પ્રાણી માત્રનાં હૃદયમાં વ્યાપી રહેલ શ્રીહરિના ચરણમાં છે. એ આત્મા–પરમાત્માનું જે સંસ્કારી જીવ આરાધન કરે છે, એકાગ્ર ચિત્તે ધ્યાન ધરે છે, પૂર્ણ પ્રેમથી દેહનું ભાન ભૂલી ભક્તિ કરે છે તેને દર્શન થાય છે. અને જે ભાગ્યશાળી જીવને આત્મા પરમાત્માનું દર્શન–સાક્ષાત્કાર થાય છે તેના તમામ સંકટ માત્ર ટળી જઇ હમેશનું સુખ કિંવા પરમ શાન્તિ પ્રાપ્ત થાય છે.

આત્મા પરમાત્માને ઓળખવામાંજ સત્ય સુખ શાન્તિ રહેલી છે તો શું કળિયુગમાં પણ તેનું અનુષ્ઠાન થઇ શકે ખરૂં! જો થઈ શકે તો તે કયા માર્ગે થવા સંભવ છે! એવી જીજ્ઞાસાનું સમાધાન આ છેઃ–

કલિયુગમાં જ્યાં મોટે ભાગે લોકો યવન મ્લેચ્છના સંસર્ગથી દુષ્ટ નાસ્તિક શઠ પાખંડી બની ગયા હોય છે ત્યાં આત્મ-પ્રભુ સાક્ષાત્કાર કરવો અશક્ય નહિ તો વિકટ તો છેજ; પરંતુ પ્રભુ અતિ દયાળુ છે. તેણે આ બધી બાબતોનો વિચાર કરી જે જીવ તેનું શરણ અંગિકાર કરી તેને પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેને સત્ય ત્રેતા દ્વાપર યુગની માફક બહુ કાળ ન તપાવતાં અલ્પ સમયમાંજ તેની દૃઢતા જોઇ દર્શન દે છે. માત્ર જીવાત્માની શ્રદ્ધા, આતુરતા અને ઉગ્ર

પુરૂષાર્થ જોઇએ. જેવી રીતે પેટ ભરવા સારૂ જીવના જોખમે દ્રવ્ય મેળવવાનો ઉદ્યમ કરાય છે તેવી રીતે પ્રભુને મેળવવા અર્થે પ્રયત્ન કરાય તો અવશ્ય પ્રભુ મળેજ.

આત્મા-પરમાત્માના દર્શનની જીજ્ઞાસાથી કેટલાક અણસમજ માણસ એમ ધારે છે કે સ્ત્રી પુત્ર માતાપિતા ઘરબાર છોડી વન જંગલ હિમાલય તીર્થયાત્રામાં જવાથી પ્રભુનો ભેટો થઇ જશે પણ તેમ થતું નથી. ક્ષણિક વૈરાગ્યથી ગૃહ સ્ત્રી પુત્ર છોડી જનાર આખરે દુઃખી થઇ ઉલટા તેની જીંદગી રદ કરે છે. તીર્થયાત્રા ગંગા યમુના સ્નાન દાન પુણ્ય હિમાલયાદિ પવિત્ર દેવભૂમિના દર્શન ભલે કરી પાપમુક્ત થવાય; પરંતુ પ્રભુ સાક્ષાત્કાર ગૃહસ્થાશ્રમમાં રહી વેદ શાસ્ત્ર સ્મૃતિ પુરાણની આજ્ઞા મુજબ વર્ણાશ્રમ ધર્મ પાળીને નિષ્કામ કર્મ કરી પ્રભુ આરાધના થાય તોજ થઇ શકે. શુદ્ધ આચાર વિચાર સેવી પ્રાપ્ત ધંધો પ્રમાણિકપણે કરી સ્વધર્મ, જ્ઞાતિ અને દેશના હિતમાં બનતો ફાળો આપી સાત્વિક આહારના સેવનથી પવિત્ર પ્રભુ પરાયણ વૃત્તિ રાખી વર્તાય તો આત્મા પરમાત્માનો સાક્ષાત્કાર અત્યંત સુલભ છે. આ રીતે જેને પ્રભુ સાક્ષાત્કાર થાય તેનેજ નિત્ય સુખ કિંવા અખંડ શાંતિ મળી શકે છે.



# હિન્દુ મુસલમાન ઐકય.

જે બાબતનું હિંદુઓને સ્વપ્નું પણ નહોતું તે અત્યારે હિંદુ મુસલમાનના ઐકયનો પ્રશ્ન જેમ હવા પાણી વિના મનુષ્યના પ્રાણ જાય તેમ તેને તેના જેવો કેટલાકોએ વિકટ, ગહન અને અગત્યનો બનાવી દીધો છે. જેનો સિદ્ધાંતજ હિંદુઓને કાફરો ગણી તેને બળાત્કારે વટલાવી ઇસ્લામ બનાવવાનો તથા ગોવધ કરી કુરબાની આપવાનો છે તે જાતિને હિંદુઓ સાથે ઐક્ય શી રીતે થાય ? અને થાય તો તે કેમ નીભે ! પૂર્વનો ઇતિહાસ જોતાં પ્રતીતિ થાય છે કે શાહબુદ્દીન ઘોરી અને અલાઉદ્દીનને મહારાજા પૃથ્વીરાજ તથા વીર ચૂડામણી હમીરે તેઓના તમામ અપરાધો ભૂલી અતિ ઉદાર હૃદયે અનેક વખત ક્ષમા બક્ષીને છોડી દીધા હતા છતાં તેઓ નીચ નિષ્ઠુર કૃતઘ્ની નિવડયા હતા તો હવે તેની પ્રજા શી રીતે મિત્ર થઇ રહેવાની હતી ! અર્થાત્ તેઓ કદાપિ મિત્ર થઇ રહી શકેજ નહિ; કારણકે તેઓ સંસ્કારી હિંદુ પ્રજા સાથે મિત્રતા કરવાને લાયકજ નથી. તેઓ તો મહારાણા પ્રતાપસિંહ અને પ્રાતઃસ્મરણીય શિવાજી મહારાજની માફક પ્રતાપ અને બાહુબળ બતાવ્યેજ સ્વતઃ સીધા નમી ભજી ચાલનારા થઇ શકે.

સ્વરાજ્યના બહાના હેઠળ જ્યારે ગાંધીજીએ હિંદુઓ પાસેથી મુસલમાનોને અત્યંત ચડાવી ખિલાફતને મદદ અપાવવા માંડી ત્યારે તેજ વખતે અમે સ્પષ્ટ કહ્યું હતું કે આનું પરિણામ બહુ અનિષ્ટકારક આવશે. આ દાન અપાત્રે થાય છે તેથી તે દેનારની દુર્દશા કરી વિશેષ અધોગતિના ખાડામાં હડસેલશે પરંતુ એ વખતે જાદુગરના પ્રપંચમાં ફસાયલા લોકોએ અમારૂં કહેવું લક્ષપર ન લીધું તો આજે હિંદુઓને મલબાર, મુલ્તાન, દિલ્હી, સહરાનપુર, ગુલબર્ગા, કોહાટદિના

ભયંકર હુલ્લડો પ્રત્યક્ષ જોવા પડે છે. રંડાયા પછીના ડહાપણની જેમ હવે લાલા લજપતરાય અને પંડિત માલવિયા જેવાઓને પણ ગાંધી સામે થઇ, તેના કારણભૂત સત્યાગ્રહ, અસહકાર અને ગાંધીને ગણીને ઐક્યની અશક્યતા સ્વીકારવી પડે છે એટલુંજ નહિ પરંતુ હિંદુઓનું સંગઠન અને શુદ્ધિની ચળવળને આગળ વધારવા પ્રયાસ કરવો પડે છે.

અજ્ઞાન મુસલમાનોને બહેકાયલા તથા કેટલીક જગ્યાએ હુલ્લડોમાં ફાવેલા જાણી જે શયતાનો સાધુના વેશમાં દેશભક્ત સ્વરાજીષ્ટ કોંગ્રેસમેનાદિ બની ઉપદેશ કરતા હતા તે સઘળા અત્યારે તેના ઢોંગનો બુરખો ખસેડી હિંદુઓને ખુલ્લી રીતે ચેલેન્જ આપી ગુલામ બનવાનું કહી રહ્યા છે. પેશાવર ખાતે ડો. કીચલુ તથા ઝફરઅલીખાં નામના બે આગેવાન ગણાતા મુસલમાનોએ ભાષણ કરતાં હિંદુઓને ખુબ ધમકી આપી તિરસ્કાર કર્યો છે. ડો. કીચલુ કહે છે કે "જો તમે હિંદુઓ મુસ્લીમ તંઝીમ-સંગઠનના માર્ગમાં અંતરાય નાંખશો અને અમારા અધિકાર જો અમને મેળવવા નહિ દો તો અમે અફગાનીસ્તાન અગર બીજી કોઈ પણ મુસલમાન સરકાર સાથે મળીને તમારા-હિંદ પર અમારી સત્તા સ્થાપન કરીશું, હિંદુ ગુલામી કરતાં અમે સ્વધર્મી ગુલામીને અધિક પસંદ કરીશું." તેવીજ રીતે મિયા ઝફરઅલીખા કહે છે કે, "અધિકાર પ્રાપ્તિના માર્ગમાં અમારી ઉપર કોઈ આંખ ચઢાવશે તો અમે તેની આંખ કાઢી લઈશું. પૂરો અધિકાર મેળવીને અમે રહેવાના-અમે ઇચ્છીએ છીએ કે હિંદુઓ પ્રસન્નતાપૂર્વક મુસલમાનોને એમના અધિકાર સોંપી દે, નહિં તો કોપનું કારણ જાગશે અને એમાં હિંદુઓની બરબાદી પણ થશે, તેમ સરહદપરના મુસલમાનોને ઉશ્કેરતા ડો. કીચલુએ તો એમ પણ કહી દીધું હતું કે તમારી આટલી વિશાળ સંખ્યા હોવા છતાં તમે હિંદુઓ સાથે હુલ્લડ

કર્યું નથી તેથી મને આશ્ચર્ય થાય છે વગેરે એ પરથી સ્પષ્ટ માલુમ પડે છે કે હિંદુઓનો કુસંપ, નિર્બળતા, સહનશીલતા આદિનો લાભ લઈ મિયા સાહેબો હિંદુઓને ગુલામ બનાવવા, વટલાવવા કિંવા સર્વસ્વ લુંટી સ્વધામ પહોંચાડવાનો ઇરાદો રાખતા જણાય છે, પરંતુ અમે એ અવિચારી મિયાઓને જણાવીશું કે આ પ્રકારની ધમકી આપી હિંદુઓને ડરાવવા, સ્વાર્થ સાધી હવે હિંદુઓને દબાવી આધીન બનાવવા, જુલ્મો ગુજારી, મૂર્તિઓ તોડી, મિલકતો લુંટી, વટલાવવાની જે તમે અધમ બાજી રચી બેઠા છો તે ચોખ્ખે ચોખ્ખો વિશ્વાસઘાત છે, તેમ કરી તમારી કુટિલતા અને નાલાયકી જ તમે દર્શાવો છો. બાકી તમે ડર બતાવો છો તો તમે સાત કરોડ છો પણ અમે હિંદુઓ ચોવીશ કરોડ છીએ એથી વિગ્રહ થશે તો તમારામાંના એકની હયાતી રહેવી પણ મુશ્કેલ છે. હિંદુઓ ભલે ગાંધી જેવા જાતિ તથા ધર્મદ્રોહીના મિથ્યા ઉપદેશથી હમણાં અહિંસાવાદી સહનશીલ બન્યા હોય પણ જ્યારે અતિશય થશે ત્યારે ગાંધીને દરિયામાં પધરાવી તમારા બાપદાદાઓને જેવો મરાઠાઓએ સ્વાદ ચખાડ્યો હતો તેવોજ ચખાડશે કારણકે હજુ હિંદુઓ એના એ પ્રતાપ અને શિવાજીનાજ સંતાનો છે. તમારી આડે આવનારની તમે આંખ કાઢવાનું કહો છો પરંતુ અમે પણ જણાવીએ છીએ કે અમારી જાતિ ધર્મ કે હકનું અપમાન કરનાર કે આડે આવનારને જગતમાં પણ જીવતો નહિ રહેવા દઇએ. વળી તમે અફગાનની ધમકી આપો છો તો અફગાન કરતા અનેકગણું બળવાન નેપાલનું સ્વતંત્ર હિંદુ રાજ્ય અમે પણ અમારી મદદે લાવી શકીએ એમ છીએ પરંતુ અમે તમારા જેવા કૃતઘ્ની કે પરદેશી નથી. અમારી તો હિંદુસ્થાન માતૃભૂમિ છે એટલે અમારા ધર્મને અનુસરી ઐતિહાસિક માર્ગે પ્રયત્ન કરશું તો સ્વરાજ્ય અને સ્વાધીનતા અવશ્ય મળી રહેશે પણ જો

કદાચ તેમ નહિ થાય તો તમારા કરતાં તો અંગ્રેજોનું શાસન કરોડગણું ઉત્તમ છે એમ માનીશું.

આ પ્રમાણે આપણા હિંદુઓની હાલત છે. એક તરફ શિખંડીનું સ્વરૂપ ધારણ કરી અંત્યજ સ્પર્શને નામે ગાંધી હિંદુઓને પતિત બનાવી રહેલ છે, બીજી તરફથી આર્યસમાજ ગુણ કર્મથી જાતિ, શ્રાદ્ધ મૂર્તિ પૂજાનું ખંડન અને મંદિર સુધારના નામે સનાતન ધર્મનું સર્વસ્વ નષ્ટ કરવા તત્પર થયા છે, ત્રીજી તરફથી દાસ નેહરૂ પટે...દિ સ્વરાજ્યને નામે બ્રાહ્મણ ભંગીને એક બનાવીને પરસ્પર રોટી બેટી વ્યવહાર ચાલુ કરાવવા મથે છે, ચોથી તરફથી આગાખાનીઆઓ તથા ખ્રિસ્તીઓ ભોળા અજ્ઞાન હિંદુઓને વટલાવી ધર્મચ્યુત કરી રહ્યા છે અને પાંચમી તરફથી મુસલમાનો પોતાની સબળી સત્તાનો ઉપયોગ કરી નષ્ટ ભ્રષ્ટ કરવા ઇચ્છે છે; તેવે વખતે અમે પૂછીશું કે શું હિંદુઓ તમે મૂઢ મૂક થઈ બેઠા રહેશો કે આત્મ રક્ષણ માટે કાંઇ યત્ન કરશો ?

શ્રીમાન્ આચાર્યો, રાજા મહારાજાઓ અને ઠાકોર સાહેબો, શ્રીમંતો તથા વિદ્વાન્ હિંદુઓ ! શું તમારૂં હૃદય મન બુદ્ધિ આંખ કાન ઠેકાણે છે કે ? શું તમે પવિત્ર હિંદુ બીજનાજ સંતાન છો કે ? શું તમારો પણ જાતિ ધર્મ સુખ સંપત્તિ સત્તા કીર્તિ સ્વમાન તમોને પ્રિય છે કે ! જો હોય તો તમે કેમ મુંગા પામર પશુ જેવા બની શાંત ચિત્તે જોયા કરો છો ? પશુ પક્ષીનાપર દુઃખ પડતાં તેઓ પણ ધોંધાટ મચાવી આત્મરક્ષણના ઉપાય શોધે છે પરંતુ તમે તો તેનાથી પણ બેજ નિવડયા છો, કારણકે તમે એટલા મોજી શોખી પ્રમાદી ડરપોક બની ગયા છો કે તમારી અગવડતા--દુર્દશાનો આર્તનાદ સુદ્ધાં આટલું વિતતાં છતાં પણ સંભળાવી શકતા નથી. જે

વખતે તમારે તમારી બુદ્ધિ જ્ઞાન સત્તા અને સંપત્તિનો ઉપયોગ કરી જાતે તરી આત્મરૂપ–લોહીરૂપ હિંદુઓને તારવાના છે તે વખતે તમે કર્તવ્યહીન થઈ બેસી રહ્યા છો તેથી સ્મરણમાં રાખશો કે તમે ભયંકર પાપના ભાગી બનો છો–પ્રભુના મહાન ગુન્હેગાર ઠરો છો. આજ સુધી બેવકૂફીમાં તમે ઘણું ગુમાવ્યું છે પણ હજુય ચેતો–ને હિંદુ જાતિને ઉગારવા માટે યત્ન કરાય તો ઘણું સારૂં.

માત્ર મુસલમાનો સાથે જ નહિ પરંતુ આખા જગતની તમામ પ્રજાઓ સાથે આપણે હિંદુઓને ઐક્ય–મિત્રતા અવશ્ય જોઇએ છીએ પરંતુ તે નમ્યે ભજ્યે કદાપિ નહિ થાય. ઐક્ય અને મિત્રતા જો હિંદુઓએ પરધર્મી કે પરદેશી પ્રજા સાથે કરવી કે રાખવી હોય તો પોતાની નિર્બળતા ત્યજી સૌથી પહેલા અખુટ બળ સંપાદન કરવું જોઇએ. સ્વધર્મમાં દૃઢ થઇ શાસ્ત્રાજ્ઞા પ્રમાણે આચરણ રાખી બ્રહ્મચર્યના પાલનથી તથા કસરતથી શરીર શક્તિ હિંદુઓએ સંપાદન કરવી ઘટે. સનાતન ધર્મના સિદ્ધાંતો તથા જાતિ હક્કો યથાર્થ રીતે સમજી વર્ણાશ્રમ ધમના પાલનથી એક બીજા હિંદુને પોતાનો ભાઇ સમજી તેને સુખ દુઃખમાં સહાય કરવી જોઇએ; કોઇ પણ હિંદુના પર આફત આવી પડી હોય તો તેને પોતાપર આવેલી માની તેની વ્હારે ચડવું ઘટે એટલે આવી માંહોમાંહેની અદ્વિતીય એકતા જોઈ અન્ય જાતિઓ પોતાની મેળે આપણે શરણે આવી એકતા–મિત્રતા માગશે અને ત્યારેજ તેઓ સાથે સાચી મૈત્રી થશે ને જળવાશે. હમેશા સમાન સમાનની મૈત્રી–ઐક્ય હોય છે. અસમાન એટલે એક બળવાનને બીજા નિર્બળની મૈત્રી કદાપિ થઈ શકતી નથી અને કદી મારી ઠોકીને કરી હોય તો તે દીર્ઘકાળ નભતી નથી, માટે હિંદુઓએ બીજાની સાથે મૈત્રી કરી પ્રગતિ કરવી હોય કિંવા જાતીયતા રાખવી હોય તો બળવાન અને નિડર બની જેવાની સાથે તેવું વર્તન કરવું જોઇએ.

# કન્યાવિક્રયનું ક્રૂર સ્વરૂપ.



ઇચ્છાથી કે અન્ ઇચ્છાથી જેઓ પોતાની ગાય જેવી વહાલી દીકરીને માંસનો ટુકડો સમજી વેચે છે, કન્યાવિક્રય કરે છે તેને કેટલું ભયંકર પાપ લાગે છે એ ભગવતી ભાગવતના નવમા સ્કંધનો ૩૩ મો અધ્યાય વાંચવાથી જણાશે. યમ સાવિત્રીના સંવાદમાં ધર્મરાજા સાવિત્રીને કહે છે કે, "જે માણસ પોતાની કન્યાનું પાલન કરીને પછી તેને ધનના લોભથી વેચે છે તે માણસ માંસ કુંડમાં પડીને કન્યાના રૂંવાટા જેટલા વર્ષો સુધી માંસ ખાધા કરે છે. મારા કિંકરો (યમરાજના નોકરો) તેને ધોકાના પ્રહાર કરે છે અને તે માણસ માથાપર માંસની ભારી લઇને ભૂખથી લોહીને ચાટયા કરે છે. પછી એ કન્યાવિક્રયી પાપી ભરતખંડમાં સાઠ હજાર વર્ષ સુધી કન્યાના પેટનો કીડો થાય છે, પછી સાત જન્મ સુધી પારધિ, ત્રણ જન્મ સુધી સૂવર, સાત જન્મ સુધી કૂકડો, સાત જન્મ સુધી દેડકો, સાત જન્મ સુધી જળો અને સાત જન્મ સુધી કાગડાનો અવતાર ભોગવી પછી શુદ્ધ થાય છે." આ પ્રમાણે કન્યાવિક્રય કરનાર કરાવનારની મરણ બાદ સ્થિતિ થાય છે પણ જીવતા તે કેવી દશા ભોગવે છે! એ વિચારીએ.

એ તો સ્પષ્ટ છે કે કન્યાવિક્રય કરવા, કરાવવાથી કરનારની અપકીર્તિ થાય છે, તેને કોઇ ધર્મ પરમાર્થનું કાર્ય સૂઝતું નથી, તેનો દીકરો કંકુને ચાંલ્લે ક્યાંય વરતો પરણતો નથી, સારા માઠા પ્રસંગે તેને કોઇ મદદ કરતું નથી અને છેવટ તે મરે છે ત્યારે કોઇ તેના શબને બાળવા જવા પણ ખુશી હોતું નથી.

આમ છતાં જે મૂઢ માણસો લોભ લાલચ કે દરિદ્રતાથી કન્યા-વિક્રય કરે છે તે તેનો પાપી ચેપ આખી જ્ઞાતિને લગાડી કલંકિત કરે છે. એકનું જોઈ બીજાઓ પણ કરતા શીખે છે. હમણા કન્યા-વિક્રય કરવાનું સ્વરૂપ જરા પલટાયું છે, તેણે સુધરેલી ઢબનું રૂપ ધારણ કર્યું છે. આજકાલ કેટલાક કન્યાના ભાઈ બાપ એમ કહે છે કે અમારે કન્યાનો દોકડો લેવો નથી પણ અમારા દીકરાને વરાવી પરણાવી આપો એટલે બસ. વળી કેટલાક શ્રીમંત અને વૃદ્ધ જમાઇ ગોતે છે. શ્રીમંત જમાઇ મળે એટલે બારેય માસ આવક ચાલુ રહે અને વૃદ્ધ મરી જાય તો તેની સઘળી દોલતના માલિક થવાય.

આ ઉપરાંત પ્રત્યેક જ્ઞાતમાં એક નવી બેહુદી માન્યતા દેસાવા માંડી છે. પોતે પોતાની હાલત શું છે ! પોતા પાસે કેટલું નાણું જ્ઞાન અને યોગ્યતા છે તેનો લવલેશ વિચાર કર્યા વિના દીકરીને માટે સૌને શ્રીમંત વિદ્વાન્ વર ઘર જોઇએ છીએ. શ્રીમંત અને વિદ્વાન્ તો જ્ઞાતિમાં ગણ્યા ગાંઠયા હોય છે અને કદાચ કોઈ હોય છે તે લાયક ભાગ્યેજ હોય છે. કોઇ દેહને પણ છાંટ નાખે નહિ તેવો કંજુસ તથા વટલેલ વર્ણસંકર મદાંધ પણ હોય છે; તેમ ઘણા શ્રીમંતના છોકરા તો નાનપણમાં પણ વરી જાય છે, તેથી શ્રીમંત વિદ્વાનની આશાએ લટકી ન મરવું. દીકરીને એકદમ મોટી કરી પછી એકાએક જે મળે તેને આપી દેવી તેના કરતા છોકરાનું —વરનું ઘર સ્થિતિ વિદ્યા ભલે સાધારણ (સુખપૂર્વક વ્યવહાર નિભાવી શકે તેટલા પૂરતી) હોય પણ જો છોકરો સદાચારી ગુણવાન હોય તો તેને કન્યા વરાવવી એજ ઉત્તમ છે. એથી વરકન્યાનું જોડું સુખી જીંદગી ગાળે છે, કદી પણ પરસ્પરમાં અસંતોષ થતો નથી. જ્યારે અસમાન વ્યવહાર અર્થાત્ ગરીબ શ્રીમંતનો મેળ થવાથી દીકરી

માબાપની મટી જાય છે. ગરીબ ગામડીઓ વેવાઈ આંગણે જાય ત્યારે તેનો સત્કાર કે તેને ઉતારો પણ ઘણા શ્રીમંતને ત્યાં મળતો નથી. શ્રીમંતો એટલા બધાય ખરાબ છે એમ કહેવાનો અમારો આશય નથી. કેટલાક શ્રીમંતો ધર્મનિષ્ટ પરોપકારી અને માયાળુ પણ હોય છે પણ શ્રીમંતોનો મોટો ભાગ તો શ્રીમંતાઇને લીધે છકી ગયેલ, મિથ્યા અહંભાવમાં તણાઇ ગયેલ હોવાથી જો તેને તેના જેવોજ ટાટ મળે તોજ તેઓ સીધા વર્તે છે પણ ગરીબ સાધારણનો ત્યાં પત્તો લાગતો નથી.

ઉપરની હકીકત લક્ષમાં રાખી હરેક ભાઈ પોતાની સ્થિતિ લાયકાત દરજ્જાનો વિચાર કરી પંદર વીસ વર્ષની કન્યા મોટી ન કરતા કન્યા આઠ નવ વર્ષની હોય ત્યારથીજ પોતાની બરાબરીઆ લાયક ગૃહસ્થના ગુણી દીકરા વેરે સંબંધ જોડી રાખી કન્યાના તેરમે વર્ષે લગ્ન કરે તો અત્યારે વર નથી મળતા, કન્યા મોટી થઇ છે, પાઇ લેવી નથી પણ નાતમાં ક્યાંય વર ઘર છે નહિ; એવી જે કેટલાકને ફરિયાદ કરવી પડે છે તે નહિ કરવી પડે. તેમ અમને કન્યા કોઈ દેતું નથી, બધાયને ઉંચું ઉંચું ગમે છે અને ખુબ મોઢા ફાડે છે એમ જે કહેવું પડે છે તે પણ જો તેઓ કન્યાવિક્રય કદી કરતા નહિ હોય તો તેવાને કહેવાનો સમય નહિ આવે એ ખાત્રીથી માની રાખવું. કન્યાવિક્રયનું ક્રૂર સ્વરૂપ આ પ્રમાણે સમજી વર્તાય તો હિંદુઓનો ગૃહસંસાર અવશ્ય સુખી નિવડશે.

---

## જાપાનનો ઉદય.

સુધરેલા અને હુન્નર ઉદ્યોગ તથા સ્વતંત્રતાના ધામરૂપ ગણાતા યુરોપ અમેરિકાદિની હરોળમાં આજે જાપાન બરાબર ઉભું છે. યુરોપની ગોરી પ્રજા એશિયાટીક કાળી પ્રજાને જોઇ છીડ કરતી તે હવે જાપાનને કુદકે અને ભુસકે આગળ વધતું જોઇ જાપાન તરફ માનની દૃષ્ટિથી જોવા લાગી છે. યુરોપની સફેદ ચામડીવાળી પ્રજાના મગજમાં એવો ફાંટો હતો કે દુનિયામાં જો કોઈ સ્વતંત્રતા સત્તા અને સુખ ભોગવવા જન્મ્યું હોય તો તે આપણે ગોરાજ છીએ બાકી એશિયાની કાળી પ્રજા તો આપણી ગુલામી કરવાજ પેદા થઇ છે. યુરોપના લોકોનો મદ હતો કે નવી નવી પ્રકારની શોધો અને રાજ્ય વ્યવસ્થા સંભાળવાની પૃથ્વી ઉપર જો કોઇ કુશળતા ધરાવતું હોય તો તે આપણે જ છીએ પણ તે બધી ભ્રમણા જાપાને ભુલાવી છે. જાપાને જગતને એવો ઉત્તમ પાઠ શીખવ્યો છે કે દુનિયાનો કોઇ પણ દેશ પછી ભલે તે દેશ નાનો હોય વા મોટો હોય, તેની પ્રજા કાળી હોય વા ગોરી હોય, ઇંગ્લંડની હોય કે આફ્રિકાના હબશીઓની હોય, ઉંચી હોય કે ઠીંગણી હોય, ગમે તે રંગ ઢંગ ધરાવતી હોય પણ જો તે મહાત્વાકાંક્ષી બની પ્રયત્ન કરે તો અવશ્ય તે પ્રજા અગ્રસ્થાને આવી શકે છે.

આપણે હવે વિચાર કરીએ કે જાપાન દેશ વર્તમાન ઉન્નતિ શી રીતે પ્રાપ્ત કરી શકયો ? આટલે સુધી આગળ વધ્યો અને વધતો જાય છે તો એવી કઇ અલૌકિક શક્તિની તેને સહાય છે ! જાપાનની પુર્વાવસ્થા વધારે નહિ પણ ફક્ત ૫૦ વર્ષ પહેલાની જોઇશું તો ઇતિહાસથી જણાય છે કે જાપાન દેશ હિંદુસ્થાન કરતાં એજ હાલતમાં

હતો. પ્રજા ગરીબડી અને ધંધા વેપાર વિનાની હતી. પરદેશી હુમલા અને સ્થાનિક લુટારાઓની કનડગત તેને હંમેશાં ભોગવવી પડતી. શિક્ષણના સાધનોનો તદ્દન અભાવ હતો. જાપાનીઝ માણસો પેટને અર્થે દેશ વિદેશમાં ભુંડે હાલે ભટકતા હતા. સ્ત્રીઓ પરદેશમાં વસવા જતી અને અવળે રસ્તે આજીવિકા મેળવી નિભાવ કરતી. મતલબ કે જાપાનની ૫૦ વર્ષ પહેલાની સ્થિતિ ઘણીજ ભયંકર દુઃખદાયક હતી.

જાપાન જ્યારે દુઃખ ત્રાસ પરાધીનતા અજ્ઞાનતા દરિદ્રતાની મહામારીથી કંપી રહ્યું હતું ત્યારે જાપાનની રાજગાદી ઉપર શહેનશાહ મીકાડો આવ્યો. મીકાડોએ રાજા તરીકે પોતાનું શું કર્તવ્ય છે? એ વિચાર્યું અને રાજાની જેમ શાસ્ત્ર અને બુદ્ધિશાળી પુરૂષો વ્યાખ્યા કરે છે તેમ તેણે પોતાની મેળે સમજી કરી અર્થાત્ રાજા એ પ્રજાનો કોઇ ઇશ્વર તરફથી ઉતરી આવેલો માલિક નથી પણ પ્રજાની સુખ શાન્તિ જાળવવા, પ્રજાને ચોર, લુટારૂ, રોગ, આક્રમણ, માનુષિ અને દૈવી આફતોથી રક્ષણ કરવા—બચાવવા પ્રજા તરફથી નિમાયલો પ્રજાનો એક નિમકહલાલ સેવક અથવા પ્રતિનિધિ છે. રાજાને પસંદ કરવાની રીતિ એવા હેતુથી રાખવામાં આવી છે કે તે પોતે જ્ઞાની પરોપકારી બુદ્ધિમંત અને પરાક્રમી હોવા ઉપરાંત તે પ્રજાની યથાર્થ રીતે સંભાળ અને આબાદી રાખવાની અહર્નિશ કોશિષ કરે. પ્રજામાં પ્રમાણિકતા સત્ય બ્રહ્મચર્ય સદાચાર અને સમૃદ્ધિના ઉત્તમ ગુણો ખીલવે તેજ રાજા. આ અને રાજાની બીજી જે જે વિશેષ ગંભીર ફરજો છે તે મીકાડોએ જાણી બજાવવા માંડી, અને જગત જુએ છે તેમ માત્ર એક માણસના આવિર્ભાવથી જાપાન દેશ જાગૃતિમાં આવી ગયો છે.

શહેનશાહ મીકાડોએ પ્રથમ તો પોતાની આસપાસ જે અયોગ્ય પ્રધાન મંડળ હતું તે બદલી નાંખ્યું. ડાહ્યા પુખ્ત ઉમ્મરના દેશની

સ્થિતિના અનુભવી અને વિચારવંત માણસોને તેણે રાજ્યમાં ગોઠવવા માંડયા. લોકો શિક્ષણ લેશે તો તુરત સમજણા થશે એવી માન્યતાથી તેણે જાપાનના શહેરો અને ગામડાઓમાં ઠામો ઠામ નિશાળો ખોલાવી. લાયક શિક્ષકો મળતા તેને રાખી લેતા અને જેઓનામાં ઉત્સાહ અને તીવ્ર બુદ્ધિ હતી તેઓને વિદેશ હુન્નર ઉદ્યોગની કેળવણી લેવા મોકલવા માંડયા. ફરજીઆત અંગ બળ ખીલવનારી કસરતો આપવા અપાવવા માંડી. પરદેશથી આવતા માલપર મોટી જગાત નાંખી દેશમાં કારખાનાઓ અને બેંકો સ્થપાવી તેને ઉત્તેજન–સહાય આપવાનું શરૂ કર્યું. લોકોની આરોગ્યતા માટે ઠેક ઠેકાણે મફત દવા-ખાનાઓ, બાગ બગીચાઓ તથા સાફ સડકવાળા રસ્તાઓ ખુલ્લા મૂક્યા. વર્તમાન પત્રોને સંપૂર્ણ છૂટ આપી લોકહિતનું સાહિત્ય પ્રકટ કરાવી લોકોને ઘેર ઘેર પ્રચાર કરી મૂક્યું. જેઓએ વિદ્યાભ્યાસ કર્યો પછી લશ્કરી તાલીમ લીધી હોય અને ઉત્તમ સ્વભાવના તથા લોક સેવામાં તત્પર હોય તેવાઓની પોલીસ ખાતામાં નિમણુંક કરી. બાળકોને ફરજીઆત શિક્ષણ લેવાનું, ૧૮ વર્ષની ઉમ્મર સુધી બીડી સીગરેટ નહિ પીવાનું અને ૧૮ થી ૨૧ વર્ષ પર્યંત રાજા હોય કે ભીખારી હોય, શ્રીમંત હોય કે ગરીબ હોય પણ સર્વેએ ફરજીઆત લશ્કરી તાલીમ લેવી જોઇએ એવી રાજ્ય આજ્ઞા કરી. આવી આવી પ્રજા ઉદ્ધારની યોજના કરી તેણે પ્રજાને મૂઢતામાંથી–ઘોર અંધારામાંથી, નિર્માલ્યપણામાંથી બહાર ખેંચી આણી.

દુનિયાનો એક સ્વાભાવિક નિયમ છે કે બાળક પડયા આખડયા વિના હિંડતા શીખતું નથી, પાણીમાં પડયા વિના તરતા આવડતું નથી. ગમે તેવી લાયક પ્રજા હોય પણ જો તેના હાથમાં યોગ્ય અધિકાર ન હોય તો તે નાલાયક ગણાય છે, અને નાલાયક પ્રજા

હોય તેને ઘટતી તાલીમ આપી દેખરેખ નીચે યોગ્ય અધિકાર–સ્વતંત્રતા આપવામાં આવે છે, તો તે પણ ટીચાઇને લાયક બની જાય છે. સારાંશ કે કામ કામને શીખવે છે. કોઇ ગોરો કે કાળો માના પેટમાંથી શીખીને ઉત્પન્ન થયો નથી. શહેનશાહ મીકાડોએ પ્રજાને એક તો દરેક રીતે આગળ વધવાનો માર્ગ યોજી દીધો અને બીજું રાજધુરા પોતે એકલા હાથે વહન કરવાથી હજાર ગોથાં ખાવાનો પ્રસંગ આવે તેથી પ્રજાની ખરી નાડ જાણનારા દેશાભિમાની પુરૂષો પ્રજા તરફથીજ ચુંટાઇને રાજ્ય તંત્ર ચલાવે અને મારી–રાજાની માત્ર ઉપરની દેખરેખ રહે તો દેશનો ઉદય અને રક્ષણ બરાબર રીતે થશે એવું સમજી પાર્લામેન્ટ સ્થાપી અને પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં કારભાર સોંપ્યો.

આમ રાજાએ કેવળ પ્રજાના હિતની ખાતર રાજ્ય ચલાવવાનો પ્રબંધ કરવાથી અને પ્રજા ઉપર વિશ્વાસ મૂકી કામ લેવાથી એવું શ્રેષ્ટ ફળ આવ્યું કે જે ફળે જાપાન દેશનું, જાપાનના શહેનશાહનું અને જાપાનની પ્રજાનું નામ જગતમાં આદર્શ બનાવી દીધું. શહેનશાહ મીકાડોની અદ્દભુત પ્રજા વાત્સલ્યતા જોઇ પ્રજા તેને દેવ તરીકે પૂજવા લાગી. પ્રજાના પ્રતિનિધિઓએ જગતના સુધરેલા યુરોપીઅન દેશોમાં પોતાનું સ્થાન શું છે એ વિચારી પોતાના દેશને તેમની બરોબરીમાં બલ્કે તેમનાથી ચડીઆતી હાલતમાં મૂકવા મથન કરવા માંડયું. રેલ્વે અને સ્ટીમરો બનાવવાનું શીખવા માટે યુવકોને સ્કોલરશિપો આપી શીખવાના સ્થળે મોકલવા માંડયા. યુરોપના સ્થળોમાં કાળી પ્રજાને શીખવા માટે ઘણી કોલેજોમાં અને કારખાનાઓમાં પ્રતિબંધ છે પણ દેશ દાઝવા જાપાનીઝો નાશીપાશ થાય તેમ નહોતા. તેઓ તો ગમે તે ભોગે કાર્ય સિદ્ધ કરવાના

મનોરથવાળા હતા. મજુર તરીકે, વેપારી તરીકે, નોકર તરીકે, (મિત્રતા-બાંધી) મિત્ર તરીકે કુશળ જાપાનીઓએ પારંગતતા મેળવી. સ્ટીમરો રેલ્વેઓ મનવારો મશીનરીઓ કાપડ કટલેરી રસાયણીક પદાર્થો વગેરે દેશની સઘળી જરૂરીઆતો દેશમાં બનવા લાગી. રાજ્યાશ્રયથી લોકો બમણા ઉત્સાહથી પ્રેરાઇ પોતાની અને દેશની ઉન્નતિ કરવા લાગ્યા. તેઓ એક બીજાને સહાયકારી થવા સાથે સ્વદેશ પ્રેમમાં લુબ્ધ બની પ્રથમ દેશનું અને પછી પોતાનું હિત વિચારવા લાગ્યા.

શહેનશાહની પ્રેરણાથી તૈયાર થયેલા દેશભક્ત જાપાનીઓ સ્વતંત્ર કામ ધંધાવાળા, શરીરે સશક્ત, ઉપયોગી, વિદ્યાભ્યાસથી બુદ્ધિ અને જ્ઞાનમાં કુશળતા ધરાવનારા થઇ ગયા. તેઓમાં સ્વદેશ પ્રેમની અવધિજ છે. વિલાયતી ચીજ પાંચ રૂપિયે મળતી હોય અને તેજ ચીજ જાપાનમાં બનેલી હોય અને વિલાયતીથી ઉતરતી, ટકાવ અને દેખાવ ઓછો આપનારી મોંઘી એટલે પાંચને બદલે સાતે વેચાતી હોય તો પણ સારાસારનો વિચાર કરનારા જાપાનીઓ દેશી વસ્તુ રૂા. સાતમાં ખરીદશે પણ પરદેશીના સામું નહિ જુએ; કારણ કે પરદેશી ખરીદવાથી પરદેશમાં પૈસા ઘસડાઇ જશે અને પરાધીનતા ભોગવવી પડશે જ્યારે દેશી વાપરવાથી દેશમાં પૈસો રહેશે અને દેશના લોકોને કામ ધંધો મળશે તથા સ્વતંત્રતા સચવાશે એમ જાપાનીઓ સારી રીતે સમજતા હતા. સ્વદેશ પ્રેમમાં બળવાન બની જાપાને ચીન રાજ્યને આજથી ૨૦ વર્ષ પહેલાં થપ્પડ મારી ફોરમોસા ટાપુ લીધો હતો અને વેપારની છૂટ મેળવી હતી. આ અને આવીજ બીજી જીતોથી કોરીઆ દેશ આધીનમાં લેવા જતાં અડધી દુનિયા પર હાક જેની પડતી હતી એવા રૂશિયા સાથે અથડા અથડી થઇ પડી. રૂશિયા અતિશય બળવાન અને મનવારો વગેરે લડાયક સામગ્રીથી સાધન

સંપન્ન હોવા છતાં તેઓમાં માત્ર એક સ્વદેશ પ્રેમની ખામી હતી. બન્ને રાજ્યો વચ્ચે સંગ્રામ ચાલ્યો. એક બીજાએ એક બીજાને હરાવવા પોતાની સર્વ શક્તિ કામે લગાડી રૂશિયાને તો અભિમાન હતું કે જાપાન જેવા નાના શિખાઉ સાધનહીન દેશને તો મચ્છરની માફક ચોળી નાખી જીતનું રણશિંગડું ફુંકાવીશ, પણ મીકાડોની તાલીમ પામેલા બટુક જાપાનીઝો ગાંજ્યા જાય તેમ નહોતા. પ્રથમ તો તેઓ રૂશિયાનું અખૂટ બળ જોઇ ભયભીત થયા અને તેઓના હોંસકોસ ઉડી ગયા. પણ વીર દેશાભિમાની રાજાએ આજ્ઞા પત્રક કાઢી પ્રજાને જણાવ્યું કે હવે જાપાનની રક્ષાનો છેલ્લો ઉપાય એક છે અને તે એ છે કે ૨૫૦૦ દેશજનોએ દેશને માટે દેહનું બળિદાન આપવા તૈયાર થવું. રૂશિયાની મનવારો જાપાનની ખાડીમાં આવી છે તેને ડુબાવવાને માટે ટોરપીડો (બોટો)માં ૨૫૦૦ માણસ ખાસ મરવા માટે જોઇએ છીએ. જેનામાં હિંમત હોય, ખરી દેશભક્તિ અથવા દેશ રક્ષણની દાઝ હોય તેણે પ્રાણ વિસર્જન કરવાજ બહાર પડવું અને એટલી સંખ્યા બહાર પડશે તો કાંઇક આશાજનક ભવિષ્ય છે.

વીર જાપાનીઝો પોતાના રાજાનો સંદેશો સાંભળી ૨૫૦૦ ને બદલે ૨૫૦૦૦ સ્વદેશ પ્રેમથી ઉભરાઈ જતા હૃદયે પ્રાણ છોડવા તૈયાર થયા. તેઓએ સહીઓ કરી રાજાને અરજી મોકલાવી દીધી. સાધારણ દેશભક્તે તો ફક્ત શાહીથી સહી કરી અરજી મોકલાવી. પરન્તુ પોતાને દેશસેવાની તક ફરીથી નહિ મળે અને પોતે મોટા સમૂહમાં દેશસેવા કર્યા વગરનો રહી જશે એવા વિચારથી જેઓની નાડીમાં દેશાભિમાનપણાનું રક્ત ધક ધક વહી રહ્યું હતું તેવા જાપાનીઝોએ હાથના કાંડામાં ચરકો કરી, લોહી કાઢી, લોહીથી

અરજીઓ સહી કરી મોકલાવી અને પોતાને દેશસેવામાં કામે લગાડવાનો અત્યાગ્રહ કરી સ્વદેશ પ્રેમ ઉત્કટ રીતે બતાવી દીધો. શહેનશાહે લોહીથી સહી કરનારાઓનાજ અરજીઓ પાસ કરી તેઓને લડવા મોકલી દીધા. પરિણામ શું આવ્યું એ જગવિખ્યાત છે. એક કીટ પતંગે મહાન્ ગજરાજને સ્વધામ પહોંચાડી દીધો. નાના સાધન રહિત શિખાવ જાપાને મહાન્ બલાઢ્ય રૂશિયાને હરાવ્યું. સ્વદેશ પ્રેમનો મહિમા અગાધ છે. જ્યાં જ્યાં જે જે દેશમાં, જે જે પ્રજામાં આવો સ્વદેશ પ્રેમ છે તે પ્રજા સર્વોપરી સ્થાન મેળવી શકે છે. મોટામાં મોટી સંપત્તિ અને રાજ્યસત્તા પ્રાપ્ત કરી શકે છે. આવા સ્વદેશ પ્રેમીઓને કોઈ વસ્તુ મળવી કે મેળવવી દુર્લભ નથી. આજ કારણથી જાપાનનો ઉદય થયો છે અને અન્ય દેશોનો થઈ શકે છે.

---

## કોંગ્રેસ અને હિંદુ પ્રજા.

---

હિંદુસ્થાન દેશ એ વસ્તુતઃ હિંદુઓની માતૃભૂમિ છે. હિંદનુ અભિમાન જેટલું હિંદુઓને હોય અને દેશોદ્ધાર માટે તેઓ જેટલો ભોગ આપે તેટલું અભિમાન કદાપિ બીજા લોક જેઓ હમણા પોતાને અમુક હેતુથી હિંદી કહેવરાવે છે એવા મુસલમાન, પારસી, ક્રિશ્ચિઅન, યાહુદી વગેરેને હોય નહિ ને આપત્તિનો પ્રસંગ આવે તો ભોગ પણ આપે નહિ. અત્યારે દેશોન્નતિની તેઓ જે વાતો કરે છે તે માત્ર સ્વાર્થ પૂરતી છે. ખરી રીતે તો સુખ દુઃખના પ્રસંગે તેઓના અંતઃકરણની લાગણી જેમ ઉંટ મરે ત્યારે મારવાડ તરફ જુવે તેમ તુર્કી, અફગાન, પરશિઆ, ઇંગ્લાંડ તરફજ હોય છે; તોપણ

હિંદુઓએ અતિ મોટું દિલ દાખવી પરધર્મી અને પરદેશી પ્રજાને આદર અને આશ્વાસન આપી જેમ દેશમાં રક્ષણ આપ્યું તેમ કોંગ્રેસમાં પણ પોતાની સાથે જોડયા. અલ્પ સંખ્યાવાળી વિધર્મી કોમોનું હૃદય જરાપણ ન દુઃખાય માટે પોતાની પ્રચંડ બહુમતી હોવા છતાં કોઇપણ ધર્મના પ્રશ્નને ચર્ચ્યો નહતો કિંતુ લોકમાન્ય તિલકના વખત સુધી માત્ર રાજકીય વિષયની જ ચર્ચા થવા પામી હતી અને સર્વ જાતિના લોકને સંતોષ આપી કોંગ્રેસે અપૂર્વ પ્રગતિ કરી હતી, કે જેને લઇ બ્રિટિશ ગવર્મેન્ટને હિંદી પ્રજાનો સ્વરાજ્યનો હક્ક સ્વીકારી મોંટેગ્યુ સુધારા આપવાની ફરજ પડી છે.

પરંતુ ચિરસ્મરણીય રોમેશ્ચંદ્ર દત્ત તથા લોકમાન્ય તિલક જેવા કુશળ રાજનીતિજ્ઞ સ્વર્ગસ્થ થતાં કોંગ્રેસની લગામ પ્રથમ બીસંટબાઇ અને પછી ગાંધીજીના હાથમાં આવતા દેશની અત્યારે ભારે દુર્દશા થયેલી દૃષ્ટિગોચર થાય છે. સ્વરાજ્ય પ્રાપ્તિના ઉપાયો જેવા કેઃ—ગોરક્ષણ, ઠામ ઠામ કુસ્તીના અખાડા, તમામ પ્રકારના સ્વદેશી હુન્નરઉદ્યોગ કળા વેપારની ખીલવણી અને બ્રિટિશ ગુડઝ બોયકોટ, ફરજીઆત ધાર્મિક ઔદ્યોગિક શિક્ષણ, ફોરીન પ્રોપેગેન્ડા તથા સામ દામ દંડ ભેદની રાજનીતિ વડે સમય સંજોગ વિચારી, યુક્તિથી હેતુ સાધવાનું જવા દેઈ મંગળાચરણમાંજ અંત્યજ—ઢેઢ ભંગી ચમારને અડકવાનું કર્યું તથા અહિંસા શાન્તિ રાખી, રેંટીઓ ફેરવી, ખાદી પહેરી, નિશાળો તથા કાઉન્સિલો છોડી વણકર પીંજારા તથા ઝાડુવાળાનું કામ કરવા, શીખવા, શીખવવાની ફરજ પાડી એથી અત્યારે સર્વ સત્યાનાશ વળી ગયું છે, તેને (ગાંધીને) પોતાને પણ પોતાની હાર કબુલી, **અમદાવાદની કોંગ્રેસ** કમિટીમાં પોકેપોક રોઇ, હિમાલય જેવડી પોતાની ભયંકર મોટી

ભૂલો થયેલી છે એમ કબુલ કરી, પુતના સ્વરૂપ બીસંટબાઇ તથા સ્વરાજ્ય પાર્ટીના આગેવાનોના ચરણમાં પોતાનો તમામ અસહકારનો પ્રોગ્રામ પાછો ખેંચી શિર ઝુકાવવાની ફરજ પડી છે. આવે વખતે તેના દેશદ્રોહ માટે લોકોએ સખ્ત શિક્ષા કરી પ્રાયશ્ચિત્ત કરાવવું જોઇએ છતાં પામર પશુ બુદ્ધિ જેવા લોકો તેને જ આગામી કોંગ્રેસનું પ્રમુખપદ આપી પોતાનો ઉદ્ધાર અરે ! વિશેષ અધોગતિ ઇચ્છે છે એ શું ઓછા ખેદ અને આશ્ચર્યની વાત છે ?

પૂર્વે કોઇપણ વ્યક્તિ પોતાના કે બીજાના ધર્મને નિંદવા પહેલા વિચાર કરતી, ભય પામતી; પરંતુ ગાંધીજીએ રાવણી રાજ્યનો નાશ કરી રામરાજ્ય અપાવી દેવાની મિથ્યા લાલચે ગમાર લોકોને ઉશ્કેરી મૂકી, પોતાના તરફ ખેંચી, હિંદુ ધર્મશાસ્ત્રો તથા તેના રચનાર ઇશ્વર સ્વરૂપ ઋષિ મુનિઓપર શયતાની પાખંડી સ્વાર્થી ઇત્યાદિ નીચતાભર્યા આક્ષેપો કર્યા એટલે અર્ધદગ્ધ હિંદુઓ સાથે પરધર્મીઓ પણ બહેકાયા છે. પરધર્મીઓ પણ ગાંધીનું પ્રમાણ આપી હિંદુ ધર્મ માટે ફાવે તેમ અત્યારે બકવાદ કરવા લાગ્યા છે. જેમકે હિંદુ ધર્મમાં ઉંચ નીચનો ભેદ છે માટે તે ધર્મ પાખંડી છે, આગાખાન ( જે હિંદુસ્થાનના પૈસે વિલાયતમાં મોજશોખ ઉડાવે છે તે ) રામકૃષ્ણનો અવતાર છે, વેદોમાં પણ ગાયોનું માંસ ખાવાનું કહ્યું છે ને આગલા કાળમાં હિંદુઓ પણ ખાતા હતા. અંત્યજ તરીકે અસ્પર્શ્ય ગણી ઉંચ વર્ણના હિંદુઓ તમને ધિક્કારે છે માટે હિંદુ ધર્મ ત્યજી તમે અમારા—ખોજા, મુસલમાન કે ક્રિશ્ચિયન ધર્મમાં ભળી જાવ વગેરે દુષ્ટતાભરી પ્રવૃત્તિ અતિ જોરશોરથી થઇ રહી છે.

આવે વખતે હિંદુઓના ધર્માચાર્યો, રાજા મહારાજાઓ, શ્રીમંતો તથા વિદ્વાનોએ નિર્ભય રીતે મોખરે આવી પ્રજાને પોતાનો વાસ્તવિક ધર્મ શું છે ? તે સમજાવી, ધર્મનું સંરક્ષણ અને પ્રચાર કરવો

જોઇએ. તેમ ગાંધીજી પટેલ ગૈરાદિ જેવા નાસ્તિક વર્ણસંકરોને તેઓની ખોડ ભૂલાવી મુસલમાન, પારસી, ખ્રિસ્તી આદિ વિધર્મીઓને ચેતવણી આપવી જોઇએ કે, અમારા ધર્મશાસ્ત્રોને કે અમારા પૂર્વજોને નિંદવાનો તમને લેશ માત્ર પણ અધિકાર નથી. કોંગ્રેસ કે ધારાસભામાં તમે ગાંધી સાથે સામેલ થઇ હિંદુઓના ધર્મશાસ્ત્રો પ્રત્યે તિરસ્કાર બતાવી તેમાં ફેરફાર કરાવવાની મૂર્ખતાભરી ચેષ્ટા કરશો તો અમે તમારા પેગમ્બરોની પોલ ખુલ્લી કરી, કુરાન બાઇબલ ઝીંદ અવસ્થાદિને તિરસ્કારી તેમાં ફેરફાર કરાવવા કિંવા તે નવા રચાવવા મથશું. આવું સ્પષ્ટ સૂચન પ્રારંભમાં થયું હતે તો માંહોમાંહેની લડાઇરૂપી અનર્થકારી પ્રવૃત્તિ સદંતર અટકી ગઇ હતે; પરંતુ અફસોસ કે હિંદુઓના દુર્દૈવે તેઓ (અમુક અપવાદ સિવાય) પ્રાયઃ તમામ કર્તવ્યહીન પ્રમાદી મૂઢ સ્વાર્થી બીરૂ બની ગયા છે તેથી પ્રારંભમાં તો તેઓ ન કહી શકયા પણ હમણાય કહેવા જેટલી હિંમત ધરતા નથી.

હિંદુઓના કહેવાતા આગેવાનો તો ન જાગ્યા; પરંતુ હમણા ધર્મનિષ્ટ હિંદુઓમાં થોડી ઘણી જાગૃતિ આવી છે "ગુજરાતી" "હિંદી બંગવાસી" તથા "સિંધુ સમાચાર" જેવા નિડર સનાતની પત્રોના સચોટ લખાણોથી તથા પં. કાલુરામ શાસ્ત્રી પં. અખિલાનંદ વગેરે જેવાના વકતવ્યના પ્રયાસે હિંદુઓ પોતાનો રહ્યો સહ્યો ધર્મ બચાવવા કટિબદ્ધ થયા છે. ગાંધીજી અને તેના જોડીદારો પણ તેઓની અધમતાભરી હિંદુ ધર્મને બોળી પ્રજાને નપુંસક બનાવી, જાસુસીપણામાં કે સંસાર બિગાડામાં કે ઇશ્વર તરીકે પૂજાવાની મહાત્વાંકાક્ષાની ચળવળમાં પાછા પડયા છે. મલબાર, મુલ્તાન, દિલ્હી, ગુલબર્ગા, કોહાટ વગેરે સ્થળે મુસલમાનોના હાથે હિંદુઓપર ગુજરેલા અમાનુષી અત્યાચારોથી

પણ હિંદુઓની કાંઇક આંખ ઉઘડી છે ને હિંદુઓ સ્વધર્મ તથા સ્વાત્મ રક્ષણ કરવા આતુરતા બતાવવા લાગ્યા છે તો ધર્માભિમાની હિંદુઓને અમારી વિનંતિ છે કે તેઓએ સાવધાન બની અમારી નીચેની સૂચના પર સંપૂર્ણ લક્ષ આપી તે પ્રમાણે પોતાથી બને તેટલું કાર્ય કરવા–કરાવવા હજાર કામ પડતા મૂકી કોશિષ કરવીઃ—

૧. નાતાલના દિવસોમાં કોંગ્રેસ વખતે બેલગામમાં સનાતન ધર્મ કોન્ફરન્સ ભરવાની તજવીજ ધર્મજ્ઞ હિંદુઓએ અવશ્ય કરવી અને તેમાં સનાતની હિંદુ ભાઇઓએ મોટી સંખ્યામાં હાજરી આપી બનતી સેવા ઉઠાવવી.

૨. બેલગામ કોંગ્રેસની બેઠકમાં મજબુત મનના ધર્મનિષ્ઠ વિદ્વાન્ હિંદુઓએ મોટી સંખ્યામાં જઇ ભાગ લેવો અને કોંગ્રેસના કાર્યક્રમમાંથી અંત્યજ સ્પર્શની અવિચારી ચળવળ કાઢી નંખાવવા તથા સર્વ રીતે હરેક કોમને અત્યંત લાભદાયી એવો ગોરક્ષણનો ઠરાવ રજુ કરવા ખુબ મથન કરવું. યદિ પ્રયાસ કરતાં ફતેહ ન મળે અને કોંગ્રેસ બહુમતીના જોરે હિંદુ ધર્મના દ્રોહનું કાર્ય ચાલુ રાખે તો કોંગ્રેસનો પણ નિષેધ કરવા–કરાવવા પ્રયત્ન આરંભવો. કોંગ્રેસ એ રાજકીય વિષય ચર્ચનારી સંસ્થા હવે નથી, પણ નપુંસકોનું ખાદી મંડળ, રેંટીઆ કારખાનું, અહિંસા મઠ કિંવા અંત્યજ સ્પર્શરૂપી દેહવાડો છે એવું છડેચોક કહી તેની હયાતી મટાડવા તજવીજ કરવી.

૩. જેમ કોંગ્રેસની ચળવળમાં ધર્મજ્ઞ હિંદુઓએ આગેવાનીભર્યો ભાગ લેવાની જરૂર છે તેમ ધારાસભા મ્યુનિસિપાલિટી લોકલ બોર્ડ, પોર્ટ ટ્રસ્ટ વગેરે જાહેર સંસ્થાઓમાં પણ ધર્મરક્ષક હિંદુઓએ દાખલ થવું જોઇએ, કારણ કે તે પ્રત્યે ઉપેક્ષા બ-

તાવી ન જવાથી કિંવા ઘરમાં બેસી રહેવાથી નાસ્તિકો તેના બાપની આખી દુનિયા સમજી દૈત્યોની જેમ તાંડવ નૃત્ય નાચવા માંડી સર્વસ્વનો નાશ કરે છે માટે તેમાં અવશ્ય જવું.

૪. હિંદુ ધર્મશાસ્ત્રોમાં શ્રદ્ધા રાખી તેની આજ્ઞા પાળે તેજ હિંદુ કહેવાય. ગાંધીજી તેમ વર્તતા નથી માટે તે હિંદુ ગણાયજ નહિ. ગાંધીજીએ તો હિંદુ ધર્મશાસ્ત્રોને કલંકિત કહી પોતાને મૂર્તિભંજક સુદ્ધાં કહ્યાની દુષ્ટતા બતાવી છે. તે સતત ઢેઢ સ્પર્શની ચળવળ કર્યા કરે છે ને ઢેઢની છોકરીને દત્તક લીધાનું જાહેર કરી, ઢેઢ જાતિમાં અવતરવાનું માગી, મુસલમાનો સાથે ડબલ રોટી ખાવામાં વાંધો ગણતા નથી, માટે તે હિંદુ નથી એ ચોખ્ખું પુરવાર થાય છે. તેના જેવા વર્ણસંકર વર્તન કરનારને હિંદુ માનવું મનાવવું એ પણ એક પ્રકારની ભયંકર મૂર્ખતા, સંસ્કાર દોષ, અને અઘોર પાપ છે. માટે પ્રથમ તો તેણે જે પવિત્ર મોઢ વણિક જ્ઞાતિમાં જન્મ ધરી દૂષણ લગાડ્યું છે તેને ધોઈ નાંખવા મોઢ જ્ઞાતિએ તાબડતોબ જાહેર કરવું ઘટે છે કે અમે ગાંધીને મોઢ વણિક તરીકે સ્વીકારતા નથી પણ હિંદુ સુદ્ધાં માનતા નથી અને અમે તેનો તેના કુટુંબ સાથે જ્ઞાતિ બહિષ્કાર કરેલો છે. તેમ હિંદુઓની સઘળી જ્ઞાતિઓએ જાહેર કરવું ઘટે છે કે અમે ગાંધીજીને હિંદુ તરીકે બિલકુલ માનતાજ નથી.

૫. સ્વાર્થ કે અંધશ્રદ્ધાથી જે હિંદુઓ ઉલ્લુ બની ગાંધીજીની માફક અંત્યજ સ્પર્શની હિમાયત કરે છે તેઓને સ્વજ્ઞાતિમાંથી શોધી નડીઆદની ખડાયતા વણિક જ્ઞાતિએ જેમ ગોકળદાસ તલાટી વગેરેનો જ્ઞાતિ બહિષ્કાર કર્યો હતો તેમ બ્રાહ્મણ, વાણિયા,

રજપૂત, લુવાણા, ભાટીયા, કણબી, સોની વગેરેએ પણ તેવાનો જ્ઞાતિ બહિષ્કાર કરવો; જેથી પતિતોની મતિ તુરતજ ઠેકાણે આવશે અને જ્ઞાતિરૂપી કિલ્લાની શુદ્ધિ તથા મજબુતિથી હિંદુ સનાતન ધર્મનું સંરક્ષણ જળવાશે.

૬. જે કોઇ સંસ્થા પછી તે કોંગ્રેસ, રાષ્ટ્રીય શાળા, લાઇબ્રેરી, અનાથાશ્રમ કે ગમે તે હોય પણ જો તેમાં સનાતન ધર્મના રક્ષણનું તત્ત્વ ન હોય તો તેને એક પાઇની પણ મદદ ન કરવી પરંતુ સનાતન ધર્મના સંપૂર્ણ તત્ત્વવાળી સંસ્થાને તો ગમે તે ભોગે સહાય કરવી.

૭. મ્યુનિસિપાલિટી, ધારાસભા આદિ કોઈ પણ સંસ્થામાં મેમ્બર તરીકે જવા ઇચ્છનાર ગૃહસ્થ લાગવગ લગાડી મત લેવા આવે તો તેની પૂર્ણ તપાસ કરતા જો તે ચુસ્ત સનાતની હિંદુજ માલુમ પડે તોજ તેને મત આપવો નહિતર ખાદીપંથી નાસ્તિક ઢેઢીઆને તો કદાપિ મત આપવા નહિ.

૮. સનાતન ધર્મના સિદ્ધાંત સાથે સ્વરાજ્યનો વિષય ચર્ચનારૂં દૈનિક પત્ર મુંબઇ કલકત્તાદિ સ્થળે કાઢવા કઢાવવાની અત્યંત જરૂર છે યદિ કોઇ ઉપાયે દૈનિક કાઢવાનું ન બને તો શ્રીમંતોએ વીસ પચીસ હજાર જેટલી સાધારણ રકમની ઉદારતા બતાવી અઠવાડિક પત્ર તો તુરતજ પ્રસિદ્ધ કરાવવાનું મનપર લેવું જોઇએ. પરંતુ તેઓ નાસ્તિકોના હાથે નીકળતા છાપાના ગ્રાહક થઇ ઉત્તેજન ન આપવું.

૯. લોકો અજ્ઞાનતાને વશ થઇ જે તે સાંભળી જેની તેની પાછળ દોરાઈ જાય છે માટે ચાર પાંચ એકનિષ્ટ વિદ્વાન્ ઉપદેશકોને રોકી તેઓને દેશ આખામાં સર્વત્ર ફેરવી સનાતન ધર્મનો ઉપદેશ અપાવવો.

૧૦ શહેરે શહેર "શ્રી હિંદુ સનાતન ધર્મ સભા" સ્થાપી, ધર્મ-રક્ષણ અને પ્રચારની પ્રવૃત્તિ અતિ જોરશોરથી ચાલુ કરવાની ખાસ જરૂર છે. સનાતન ધર્મ સંરક્ષણ અને પ્રચારનું કાર્ય કરનાર સંસ્થાઓને કે ધર્માત્માઓને લોકોએ અર્વ માનથી વધાવી ઉત્તેજન આપવું; પરંતુ પં. માલવિયા, પં. દીનદયાળ શર્મા, હાથીભાઈ શાસ્ત્રી, પં. નેકીરામાદિ જેવા સનાતન નામધારી ધૂર્તોને કદિ પણ ઉત્તેજન ન દેતા હમેશાં એકનિષ્ટ સનાતનીને માનભર્યું સ્થાન આપી તેઓને પોતાના કરી સહકારથી વિશેષ પ્રગતિ કરવી.

સંક્ષેપમાં સવિનય જણાવવાનું કે ઉપરની વસ્તુસ્થિતિ વિષે સારી પેઠે વિચાર કરી જે દશ સૂચનાઓ કરવામાં આવી છે તે પ્રમાણે જો તમે હિંદુ હોવ અને સ્વધર્મનું કે સ્વદેશનું કાંઈ પણ અભિમાન તમારામાં અવશેષ રહ્યું હોય તો તુરતજ કાર્ય કરવા માટે કટિબદ્ધ થાવ. તમારા હૃદયમાં એ પ્રકારના ભાવ સ્ફુરી, કાર્ય કરવાનું સામર્થ્ય શ્રીહરિ આપે એ અમારી કૃપાળુ જગદીશ પ્રત્યે અભ્યર્થના છે. મુંબાઈ તા. ૮-૧૨-૨૪.

---

# પ્રાચીન અને અર્વાચીન.

બે હજાર વર્ષ પૂર્વે હિંદુસ્થાનની સ્થિતિ એવી ઉન્નત હતી કે જેની સાબીતી આજે ઇતિહાસ આપી રહ્યા છે. જે વખત વીત્યો છે, પસાર થયો છે, તે વીતેલા વખતને આપણે જુનો કાળ અથવા પ્રાચીન કાળ કહીએ છીએ. પ્રાચીનકાળ-જુના કાળમાં આપણા દેશની હાલત દેશજનોને માત્ર એકજ દિશામાં આગળ વધારી અટકી નહતી

પરંતુ રાજકીય, ધાર્મિક, આર્થિક, શારીરિક, માનસિક, આધ્યાત્મિક એમ દરેકે દરેક અંગે વિકસિત કરી બીજા દેશની પ્રજા ઉપર પણ તેનો સંપૂર્ણ પ્રભાવ પાડેલો હતો. આ વાતની રામાયણ, મહાભારત, પુરાણો, ચંદ્રગુપ્ત અને અશોકના વખતના ગ્રંથો તથા શિલાલેખો જોવાથી પ્રત્યક્ષ ખાત્રી થાય છે.

પરંતુ પ્રાચીન કાળમાં જે ઉન્નતિ, જે વિકાસ, જે રહેણી કરણી લોકોએ પસંદ કરેલી હતી અને ભોગવતા હતા તે કેવળ આત્માને અવલંબીને. દુનિયાનો વિકાસ ભલે થાય, ભલે આપણે વિવિધકળા કૌશલ્ય ખીલવીએ પરંતુ તે સઘળું આત્મજ્ઞાન-પરમાત્મ સાક્ષાત્કાર કરવામાં નડતર રૂપ હોવું કે થવું ન જોઇએ કિંતુ દરેક રીતે સહાયક હોવું જોઇએ. પ્રાચીન કાળમાં શિલ્પ વાણિજ્ય ખેતીવાડી હથીઆરાદિ બનાવવાનું કામ બહુ ઉત્તમ રીતે ખીલેલું હતું તે એટલે સુધી કે તે કામ ઘણા લાંબા સમય સુધી ટકી શકતું, બિલકુલ ઓછા ખર્ચમાં થતું, દૈવીગુણો પ્રકટાવતું અને દેશના કે પરદેશના લોકોને હેરાન કર્યા વગર, તેઓની સંપત્તિ સુખ સ્વતંત્રતા લૂટયા વગર હાથ કામથી અને બુદ્ધિથી બળથી થતું અને તે પણ એવા નિયમથી થતું કે વર્ણ કે આશ્રમ ધર્મમાં જરા પણ ડખલ ન પહોંચતી. બ્રાહ્મણો વેદાભ્યાસ યજ્ઞયાગ કરવા કરાવવામાં, ક્ષત્રિયો યુદ્ધ શીખવામાં, દાન દેવામાં અને દેશની પ્રજાના રક્ષણ માટે યુદ્ધ કરવામાં, વૈશ્યો ગોરક્ષા કરવાના અને ખેતી વાણિજ્યના કામમાં અને શૂદ્રો ઉક્ત દ્વિજ પ્રજાની સેવા કરવામાં અને શિલ્પાદિ ઉદ્યોગ કરી જીવન વીતાડતા. તદુપરાંત દ્વિજ જાતિનો પુત્ર આવશ્યક રીતે ૨૪ વા ૩૬ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળી ગુરૂકુળમાં અભ્યાસ કરતો, ૫૦ વર્ષ પર્યંત ગૃહસ્થાશ્રમી રહેતો અને પછી અનુક્રમે વાનપ્રસ્થ તથા સન્યસ્ત ધારણ કરતો એટલે કે મોક્ષનો માર્ગ પકડતો.

આ તો પ્રાચીન કાળના સર્વ સાધારણ જનસમૂહની વાત થઈ પરંતુ જે માણસોના મન બુદ્ધિ અતિ તીવ્ર અને શોધક વૃત્તિના હતા તેઓ વનની અંદર, ગુફાઓની અંદર, ગિરિ કંદરાઓની અંદર શાંત એકાંત સ્થળમાં તપશ્ચર્યા અને યોગ સાધતા જેના પરિણામે અણિમા લઘિમાદિ સિદ્ધિઓ તેમની સેવામાં ઉપસ્થિત થતી છતાં તે મહા પ્રાજ્ઞ પુરૂષો નાશવંત અને વખત જતાં આખરે પોતાનું અને જગતના લોકોનું સુખ હરી જાય અને દુઃખ ઉત્પન્ન કરે તેવી સિદ્ધિઓમાં લુબ્ધ નહોતા થતા. તે મહાનુભાવોએ તે સિદ્ધિઓને વશ થઈ આધુનિક મોજશોખના સાધનો જેવાં કે મોટર એન્જીન રેલ્વે સ્ટીમર અને દરેક જાતનું સાંચાકામ ઉત્પન્ન કરવા ધાર્યું હોત તો સહજ કરી શકત પણ તેઓ પ્રૌઢ વિચારજ્ઞ હતા કે એ ચીજો ઉત્પન્ન કરવાથી તો દુનિયા સદંતર આત્મભાન ભૂલી જશે અને ભવાટવીમાં અથડાયા કરશે માટે તેનો અનાદર કરી આત્માનો સાક્ષાત્કાર કરવો એજ પરમ શ્રેય અને પ્રેય છે એમ તે મહાનુભાવોએ વિચાર્યું હતું.

અહા ! તે વખતની તદ્દન સાદી રહેણી કરણી, ધર્મમય દીર્ઘાયુષ્ય, પવિત્ર પરમાર્થી વિચાર, શાંત એકાન્ત સ્થળમાં નિવાસ, અનાજ ફળ વસ્ત્ર આદિ ખાદ્ય અને પહેરવેશના વસ્ત્રોની અતિ વિપુલતા તે એટલે સુધી કે તેનું દામ બિલકુલ ઓછું અથવા નજ હતું, લોકો તેજસ્વી શૌર્ય વીર્યયુક્ત હતા, તેઓના હૃદય મન આનંદમય ભવ્ય અને દિવ્ય હતા જે સર્વની તુલના અત્યારે ભાગ્યેજ થઈ શકે.

પ્રાચીન સમયની મહાનતાનું દિગ્દર્શન સંક્ષેપમાં કરી ગયા. હવે અર્વાચીન સમય-વર્તમાનકાળ, જે કાળમાં અલ્પ બુદ્ધિના મા-

ણુસો અવિચારીપણાથી ડંફાસ મારે છે કે અમો આગળ વધ્યા છીએ, સુધર્યા છીએ, તેઓની જીંદગી તપાસીએ.

પ્રથમ વર્ણાશ્રમ ધર્મની પ્રણાલી તપાસીએ તો તે તદ્દન છિન્ન-ભિન્ન થયેલી જણાશે, વર્ણસંકર થઇ જેને જેમ રૂચે છે તેમ વર્તે છે, કેટલાક કહેવા પૂરતો નામ માત્રનો ધર્મ પાળે છે, સંયમ સાદી જીંદગી રહ્યા નથી, દિનરાત દ્રવ્ય એકઠું કરવા પાછળ અને વિષય વાસના તૃપ્ત કરવામાં કાળક્ષેપ થાય છે, શાસ્ત્રોનું પઠન પાઠન બ્રહ્મચર્ય જાતિ સંસ્કાર જેવું જવલ્લે દૃષ્ટિગોચર થાય છે, નિર્ધનતા ગુલામી–પરાધીનતા અજ્ઞાનતા સ્વાર્થીપણું તથા દુઃખ અને દુઃખના પોકારો સર્વત્ર સંભળાય છે. અશાન્તિ અને નકલીપણું અતિ ઘણું વધી ગયું છે. આત્માની ઓળખાણ કરવાની ક્યાંઇ ગોષ્ટીજ થતી નથી. પિંડ પોષવાના અને ઇંદ્રિય તૃપ્તિના અવળે રસ્તે ચડાવનારા, અધઃપતન કરનારા હજારો મોજશોખના સાધનો ઉત્પન્ન થયા છે જે સાધનો લાખો ગરીબો પાસેથી ધન લુંટાવી લઇ એક શોધકને અને તેના વેચનારને શ્રીમંત બનાવે છે અને તેજ સાધનોથી હાલમાં યુરોપમાં જે દુર્દશા--અધમ સ્વાર્થાંધતા ચાલે છે તેવી સ્થિતિ ઉત્પન્ન કરી કચ્ચરઘાણ વાળે છે. નિર્બળતા અને રોગની હદ નથી. કયાંય સ્નેહ સંપ નિઃસ્પૃહતા જોવામાં આવતી નથી. નાસ્તિકો–સુધારકો સ્વાર્થી પાખંડીઓ અને પરભાષાનું થોડું ઘણું જ્ઞાન મેળવી હિંદુ પ્રાચીનતાને ધિક્કારનારા અને ઋષિ મુનિઓને જંગલી કહેનારા ક્ષુદ્ર જંતુઓ મોટી સંખ્યામાં ઉભરાઇ પડયા છે. નાત જાત ધર્મ રાજ્ય કે કોઇપણ કલ્યાણકારી સંસ્થાઓનું બંધારણ રહ્યુંજ નથી. આવી વિષમ અને ભયંકર સ્થિતિ અર્વાચીન–ચાલુ વખતમાં પ્રવર્તિ રહી છે.

ઉપરોક્ત બને સ્થિતિનું સંક્ષેપમાં આપણે અવલોકન કરી ગયા. તેમાં કયી ઉત્તમ છે અને કયી કનિષ્ટ ભયાવહ તથા નરકે પહોંચાડ-

નારી છે, એ સમજવું કાંઇ મુશ્કેલ નથી. અર્થાત્ અર્વાચીન સુધારો કોઇ રીતે પસંદ કરવા જેવો નથી. તેની બહારની ટાપટીપમાં ન ફસાતા તેની આંતરિક દશાને અનુભવશું તો તે સંહાર કરાવનારો જ છે. શ્રેષ્ટ કનિષ્ટ, આત્મવાદી અનાત્મવાદી, સત્ય અસત્ય, સ્થાયી અસ્થાયીનો સ્થિર ચિત્તે વિચાર કરવામાં આવે તો તત્કાળ ભાન થયા વિના નહિ રહેશે કે અર્વાચીન કાળને આધીન થવું એ આત્મ વિનાશ કરનારૂં કિંવા અત્યંત દુઃખદ સ્થિતિએ પહોંચાડનારૂં છે, તેથી સ્વજીવનને સુખી અને સફળ બનાવવા ઇચ્છનારા પુરૂષોની એ ફરજ છે કે આપણા પૂર્વજોના પ્રાચીન આદર્શનું સંપૂર્ણપણે અધ્યયન કરી અવલંબન કરવું.

---

## હિંદુ મહાસભા.

---

જ્યારે વિધર્મીઓ તરફથી હિંદુઓપર અત્યાચાર ગુજરે, મંદિરો મૂર્તિઓ ભાંગી તોડી, મિલકતો લુંટી બાળી, સ્રીઓપર બળાત્કાર ગુજારી વટલાવવા યત્ન થાય, ત્યારે હિંદુઓએ તત્કાળ એકત્ર થવાની અને એકત્ર થઇને આત્મરક્ષણ કિંવા જાતિ ધર્મરક્ષણ કરવાની પારાવાર અગત્યતા છે એમ હરેક સમજુ હિંદુ માને છે. ગયાજીની હિંદુ મહાસભામાં પંડિત માલવિયાએ પણ પ્રથમ એજ હેતુ જાહેર કર્યો હતો કે હિંદુઓ તમે નિર્બળતા ભીરૂતા ત્યજી શરીરબળ તથા ધર્મજ્ઞાન પ્રાપ્ત કરી વિધર્મીઓના જુલ્મથી ઉગરો; પરંતુ ત્યાર પછી કાયરતા કે મોહથી પંડિતજીએ પોતાનું ધ્યેય છોડી ગાંધીજીની જેમ અંત્યજસ્પર્શની અવિચારી પ્રવૃત્તિ ઉપાડી હિંદુઓ તથા સનાતનધર્મ પર ઘા કરવા માંડ્યો ત્યારે કાશી પ્રયાગની સભાથી

સનાતનીઓ અળગા પડતા પડતા બેલગામ અને કલકત્તામાં સદંતર જુદા પડી અનિષ્ટ અટકાવવા તત્પર થયા છે.

માધવબાગમાં તેના ટ્રસ્ટીઓએ હિંદુ મહાસભાની બેઠક નહિ ભરવા દેવા બદલ મી. મુકુંદ માલવિયા તેઓનાપર રોષ ખાલી કરે છે, પણ તે તેની મોટી અણસમજ છે. હિંદુ મહાસભા અંત્યજોને સ્પર્શ કરવાને ખુલ્લો ઠરાવ કરતી નથી તે તેનો એક પ્રકારનો દંભજ છે, કારણ કે અંત્યજોને સ્કુલમાં તથા મંદિરમાં દાખલ કરી કૂવાપર પાણી ભરવા દેવાની હિમાયત તો હિંદુ મહાસભાજ કરી રહી છે. મી. મુકુંદને શું એટલું પણ ભાન નથી કે હિંદુ મહાસભાની બેઠકમાં ઉચ્ચ વર્ણના હિંદુઓ સાથે અંત્યજોને બેસાડી ઉપર પ્રમાણે હિમાયત થાય છતાં પોતાને સનાતની અને વૈષ્ણવ કહેવરાવી ઠરાવની વાત રજુ કરી હિંદુઓને જાળમાં ફસાવવા બાજી ખેલવી ? પણ હવે બહુ અનુભવને અંતે અનેક ઠોકર ખાઈ સનાતની હિંદુઓ સત્ય સમજ્યા છે ને કોઈ રીતે ફસાય તેમ નથી, એ ભાવનગર અને કચ્છની પ્રજાના ગાંધીજી સાથેના વર્તનથી નાસ્તિકોએ જાણી લેવું ઘટે છે.

હિંદુ મહાસભાએ સનાતનધર્મ વિરૂદ્ધનાં કાર્યો કર્યા હોય તો તે મી. મુકુંદ માલવિયા જાણવા માગે છે. આ સંબંધમાં હું મારા જાતીય અનુભવથી જણાવીશ કે આર્યસમાજી જૈન શીખ બૌદ્ધ મતાવલંબી અંત્યજસ્પર્શની ઘેલછામાં જેમ હિંદુઓપર તથા સનાતન ધર્મશાસ્ત્રોપર કુટિલતા ભર્યો પ્રહારો કરી અનર્થ કરે છે તેમ ખુદ પંડિત માલવિયા પણ કરે છે. બેલગામમાં હિંદુ મહાસભાના પ્રમુખસ્થાનેથી ભાષણ કરતાં પંડિતજીએ અંત્યજોને અસ્પર્શ્ય ગણવા બદલ હિંદુઓને તિરસ્કારના ઘણા કટુ શબ્દો સંભળાવી ધર્મવ્યાધનું આખ્યાન તથા ગીતાજીના **શુનि चैव श्वपाके च** વાળા શ્લોકનો

અર્થ અત્યંત વિપરીત રીતે ઠસાવ્યો હતો. તેમ સંપ્રદાય વચ્ચેની એકતા કરાવી જાતીય હક્કના રક્ષણની હિમાયત સાથે અખાડા ખોલી તેમાં હિંદુઓને શરીર શકિત ખીલવવા માટે તાલીમ આપવાની વાત પડતી મુકી બુદ્ધ ગયાનું મંદિર બૌધ્ધોને સોંપી દેવાનું, અકાલી શીખો પોતાને હિંદુ માનતા મનાવતા નથી ને મુસલમાનોની જેમ તેઓ મંદિર મૂર્તિઓ તોડે છે છતાં તે શીખોને દ્રવ્યની સહાય કર્યાનું, તારકેશ્વરના મંદિરનો વહીવટ મહંતના હાથમાંથી અસહકારીઓ, વેશ્યાઓ તથા આર્યસમાજી વગેરે દ્વારા લેવાયો તેને સહાનુભૂતિ બતાવ્યાનું, વાઇકોમમાં ઉંચ વર્ણના હિંદુઓના બાપમાલિકીના ખાનગી રસ્તાપર અંત્યજોને ઉશ્કેરી ચલાવવા માટે સત્યાગ્રહ-દુરાગ્રહ ચાલુ થતા તેને સહાય કર્યાનું કાર્ય, હિંદુ મહાસભાના પ્લેટફોર્મ ઉપરથી વિધવાવિવાહ કરવાનું, જન્મથી નહિ પણ ગુણ કર્મથી જાતિ માનવાનું, અંત્યજસ્પર્શ કરવાનું તથા શ્રાદ્ધ પુરાણ મૂર્તિ-પૂજામાં નહિ માનવાનું આર્યસમાજીઓ છડેચોક વિધાન કરે છે, તેનું મી. મુકુંદ માલવિયાને લેશ પણ ભાન નથી ને ઉલટા તે સનાતનીઓને પાખંડી ધર્મદ્રોહી કહી નિંદે છે તે કેવળ તેની દુષ્ટતાજ છે.

હિંદુ મહાસભાની આવી અનિષ્ટકારક પ્રવૃત્તિ વિષે સંપૂર્ણ વિચાર કરી સ્વધર્મપ્રેમી માધવબાગના ટ્રસ્ટીઓએ માધવબાગમાં સભા ભરવા દેવાની મનાઈ કરી હોય તો તેઓએ તે ઉચિતજ કર્યું છે, ને તે માટે તેઓ ધન્યવાદને પાત્ર ગણાય. હિંદુ મહાસભાની પ્રવૃત્તિમાં વિવાદાસ્પદ વાત દૂર કરી સનાતની હિંદુઓને પક્ષમાં લઇ એકતા કરવાને બદલે 'પુત્રના પગ પારણામાંથીજ વર્તાય' તેમ હજુ તેના પગરણ મુંબઇમાં થયાં નથી તે પહેલાં જ તેઓ સનાતનીઓને ગાળો

ભાંડવાની મૂર્ખાઇ કરવા લાગ્યા છે માટે હવે આપણા મુંબઇના સનાતનીઓની સ્પષ્ટ ફરજ છે કે આપણામાં હમણાં જે સંપ્રદાય સંપ્રદાય ઉપર આક્ષેપ કરાય છે, શંકરમતવાળા વલ્લભમતને નિંદે છે, ને વલ્લભમતવાળા શંકરમતને વખોડે છે, તે માંહોમાંહેની ક્ષુદ્ર તકરાર જતી કરી મી. મુકુંદ માલવિયાના આવાહનને વધાવી હિંદુ મહાસભાની અવિચારી પ્રવૃત્તિ સામે જબ્બર ઝુંબેશ ઉઠાવી હિંદુઓના તથા સનાતન ધર્મના સંરક્ષણનો વાસ્તવિક માર્ગ દાખવવા સારૂ કલકત્તાના સનાતનીઓની જેમ તત્કાળ તનતોડ પ્રયત્ન આદરવો ઘટે છે.

## હિત શિક્ષા.

જે દેશમાં આદર ન હોય, જીવિકા ન હોય, ભાઇ મિત્ર ન હોય, વિદ્યા લાભ ન હોય ત્યાં વસવું નહિ જોઇએ.

ધનવાન, વેદ જાણનાર બ્રાહ્મણ, રાજા, નદી અને પાંચમો વૈદ્ય જે સ્થળે ન હોય ત્યાં એક દિવસ પણ રહેવું નહિ.

કામકાજમાં લગાડવાથી નોકરોની, દુઃખ આવી પડતા ભાઇઓની વિપત્તિ વખતે મિત્રની અને વૈભવનો નાશ થતા સ્ત્રીની પરીક્ષા થાય છે.

બુદ્ધિમાન ઉત્તમ કુળની કન્યા પછી તે કુરૂપ હોય તોપણ તેની સાથે સંબંધ બાંધે, પણ નીચ કુળમાં જન્મેલી કન્યા સુંદરી હોય તોપણ તેની સાથે સંબંધ જોડવો નહિ કારણ કે વિવાહ સમાન કુળમાં વિહિત છે.

નદીઓનો, શસ્ત્રધારીઓનો, નખવાળા અને શિંગવાળા પ્રાણીઓનો, સ્ત્રીઓનો અને રાજકુળનો વિશ્વાસ કદિ કરવો નહિ.

જેનો પુત્ર અંકુશમાં રહે છે, સ્ત્રી આજ્ઞાનુસાર ચાલે છે ને પ્રાપ્ત વૈભવમાં જે સંતોષ રાખે છે તેને સ્વર્ગ અહીંઆ જ છે.

તમામ પર્વતોમાં માણેક નથી હોતા, તમામ હાથીઓમાંથી મોતી મળતા નથી, સત્પુરૂષ સર્વ સ્થળે સાંપડતા નથી તેમ ચંદન તમામ વનમાં થતું નથી.

બ્રાહ્મણોનું બળ વિદ્યા છે, રાજાનું બળ સેના છે. વૈશ્યોનું બળ ધન છે ને શૂદ્રોનું બળ સેવા છે.

આચાર કુળની ઓળખાણ કરાવે છે, બોલી દેશનો પરિચય આપે છે, આદર સત્કાર પ્રીતિનો પ્રકાશ કરે છે ને શરીર ભોજનને બતાવે છે.

કન્યા શ્રેષ્ટ કુળવાનોમાં આપવી જોઇએ, પુત્રને વિદ્યાભ્યાસમાં લગાડવો જોઇએ, શત્રુને હરકત પહોંચાડવી ઉચિત છે અને મિત્રને ધર્મનો ઉપદેશ આપવો જોઇએ.

કોકીલાની શોભા સ્વર છે, સ્ત્રીઓની શોભા પાતિવ્રત્ય છે, કુરૂપની શોભા વિદ્યા છે અને તપસ્વીઓની શોભા ક્ષમા છે.

ઉપાય કરવાથી દરિદ્રતા આવતી નથી, જપ કરવાથી પાતક લાગતું નથી, મૌન રહેવાથી કલહ થતો નથી અને જાગતા રહેવાથી ભય પાસે આવતો નથી.

એક ઉત્તમ વૃક્ષ કે જેમાં સુંદર ફુલ તથા ગંધ હોય છે તો આખું વન સુવાસિત થાય છે તેમ સુપુત્રથી કુળ કીર્તિવાન્ થાય છે.

જેમ આગથી જરતા એક સુકા વૃક્ષથી આખું વન બળીને ભસ્મ થઇ જાય છે તેમ કુપુત્રથી કુળનો નાશ થાય છે.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારમાંથી જે મનુષ્યે એકેય ન સાધ્યું તેનો જન્મ તે કેવળ મરણુજ છે.

જ્યાં મૂર્ખને આદર અપાતો નથી, જ્યાં અન્નનો સંગ્રહ રહે છે અને જ્યાં સ્ત્રી પુરૂષમાં પરસ્પર કલહ થતો નથી ત્યાં લક્ષ્મી પોતાની મેળે બિરાજે છે.

એ નિશ્ચય છે કે આવરદા, કર્મ, ધન, વિદ્યા અને મરણ એ પાંચ જ્યારે જીવ ગર્ભમાં હોય છે ત્યારે વિધાતા લખી જાય છે.

જ્યાં સુધી દેહ નિરોગી છે અને જ્યાં સુધી મૃત્યુ દૂર છે ત્યાં સુધીમાં પોતાના હિત માટે પુણ્યાદિ સત્કર્મ કરી લેવા ઉચિત છે. પ્રાણ નીકળ્યા પછી કોઈથી કાંઈ બની શકતું નથી.

એકાદ પણ ગુણવાન પુત્ર શ્રેષ્ટ છે પણ સેંકડો ગુણહીન બુરા છે જેમ એક ચંદ્ર તમામ અંધકારનો નાશ કરી શકે છે પણ તારા કાંઈ કરી શકતા નથી.

કુગ્રામમાં વાસ, નીચ કુળની સેવા, ખરાબ ભોજન, કુળહીન સ્ત્રી, મૂર્ખ પુત્ર અને વિધવા કન્યા એ છ વિના અગ્નિએ શરીરને બાળી નાંખે છે.

રાજા લોક એકજ વાર આજ્ઞા કરે છે, પંડિત લોક એકજ વાર બોલે છે ને કન્યાનું દાન એકજ વાર થાય છે, અર્થાત્ એ ત્રણેય વાત એકજવાર થાય છે.

એકલાથી તપ, બેથી ભણવાનું, ત્રણથી ગાવાનું, ચારથી રસ્તા પર ચાલવાનું, પાંચથી ખેતી કરવાનું અને બહુ જણથી યુદ્ધ કરવાનું ઉત્તમ રીતે થાય છે.

સ્ત્રી તે છે કે જે પવિત્ર અને ચતુર છે, સ્ત્રી તે છે કે જે પતિવ્રતા છે, સ્ત્રી તે છે કે જેના પર પતિની પ્રીતિ છે, સ્ત્રી તે છે

કે જે સત્ય બોલે છે, અર્થાત્ તેવા શ્રેષ્ટ ગુણોથી સ્ત્રી દાન માન પોષણ પાલનને યોગ્ય બને છે.

અભ્યાસ વિના શાસ્ત્રો વિષ થઇ જાય છે, પચ્યા વિના જમણ વિષ થઈ જાય છે, દરિદ્રને વાતચીત–સભા વિષ સમાન લાગે છે ને વૃદ્ધને યુવતી ઝેર માફક જણાય છે.

સ્ત્રીઓનો ગુરૂ પતિ છે, બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યોનો ગુરૂ અગ્નિ છે, ચારે વર્ણોનો ગુરૂ બ્રાહ્મણ છે પણ અતિથિ–અભ્યાગત તમામનો ગુરૂ છે.

ઘસવાથી, કાપવાથી, તપાવવાથી ને પીટવાથી એમ ચાર પ્રકારે જેમ સોનાની પરીક્ષા થાય છે તેમ દાન, શિલ, ગુણ અને આચાર એ ચાર પ્રકારથી પુરૂષની પરીક્ષા થાય છે.

ત્યાં સુધી ભયથી ડરવું કે જ્યાં સુધી ભય આવ્યો નથી પણ નિકટ આવી પહોંચેલા ભય સામે તો હિંમતથી ઝઝુમવું ઉચિત છે.

સાપના દાંતમાં ઝેર રહે છે, માખીના શિરમાં ઝેર રહે છે, વિંછીના પુછડામાં ઝેર રહે છે પણ દુર્જનના તો તમામ અંગો ઝેરથીજ ભરેલાં છે.

અન્ન જળની સમાન કોઇ દાન નથી, દ્વાદશી બરાબર કોઇ તિથિ નથી, ગાયત્રીથો વધીને કોઇ મંત્ર નથી અને માતાથી વધીને કોઈ દેવતા નથી.

શાસ્ત્ર અનંત છે, વિદ્યા બહુ છે, કાળ થોડો છે અને વિઘ્ન ઘણા છે માટે જે સાર હોય તે લેવો ઉચિત છે જેમ હંસ જળની મધ્યમાંથી દૂધ લઇ લે છે.

યુગના અંતમાં સુમેરૂ ચલાયમાન થાય છે, કલ્પના અંતમાં સાતે સાગર ડગે છે પણ સત્પુરૂષો હાથ ધરેલા ઉત્તમ કાર્યથી કદી ડગતા નથી.

જળમાં તેલ, દુર્જનમાં ગુપ્ત વાર્તા, સુપાત્રમાં દાન અને બુદ્ધિમાનમાં શાસ્ત્ર એ થોડું પણ હોય તોય વસ્તુની શક્તિને લઇ પોતાની મેળે ઘણું ફેલાઈ જાય છે.

ધર્મ સંબંધી કથા સાંભળવાથી, સ્મશાન જવાથી અને રોગી અવસ્થામાં જે બુદ્ધિ ઉત્પન્ન થાય છે તે જો સદા રહે તો કોણ બંધનમાંથી મુક્ત ન થાય ?

વિદેશમાં વિદ્યા મિત્ર થાય છે, ઘરમાં પત્ની મિત્ર છે, રોગીને દવા મિત્ર છે અને મરણ પામેલાનો મિત્ર ધર્મ છે.

પુરૂષોમાં હજામ ધુર્ત હોય છે, પક્ષીઓમાં કાગડો ધુર્ત હોય છે, પશુઓમાં શિયાળ ધુર્ત હોય છે ને સ્ત્રીઓમાં માલણ ધુર્ત હોય છે.

મનુષ્ય શાસ્ત્ર શ્રવણ કરીને ધર્મ જાણે છે, દુર્બુદ્ધિ છોડે છે, જ્ઞાન પ્રાપ્ત કરે છે અને મોક્ષ મેળવે છે.

ભ્રમણ કરવાવાળો રાજા માન પામે છે, ભ્રમણ કરવાવાળો બ્રાહ્મણ આચાર્ય પૂજાય છે, ભ્રમણ કરવાવાળો યોગી સન્માન પામે છે પરંતુ સ્ત્રી ભ્રમણ કરવાથી ભ્રષ્ટ થઇ જાય છે.

પુલમાં ગંધ, તલમાં તેલ, લાકડામાં આગ, દુધમાં ઘી, શેરડીમાં ગોળ-જેમ જોઈ શકાય છે તેમ વિચારથી દેહમાં આત્માને પણ જોઇ શકાય છે.

શરીરે તેલ લગાડનાર, ચિતાનો ધુતાંડો લાગનાર, સ્ત્રી પ્રસંગ કરનાર અને હજામત કરાવનાર જ્યાં સુધી સ્નાન કરે નહિ ત્યાંસુધી ચંડાલ જેવો અસ્પર્શ્ય ગણાય છે.

વિધાતાએ સુવર્ણમાં ગંધ, શેરડીમાં ફળ, ચંદનમાં ફુલ, વિદ્વાન્ શ્રીમંત અને રાજાને ચિરંજીવી ન બનાવ્યા એથી એમ નિશ્ચય થાય છે કે વિધાતાને પહેલા કોઇ બુદ્ધિદાતા નહિ મળેલ હોય.

વિદ્યાર્થી, સેવક, મુસાફર, ભૂખથી પીડાયેલો, ભયભીત, રસોઇઓ અને દ્વારપાળ એ સાત સુતેલા હોય તો પણ તેને કામ પડયે જગાડવા.

જેના ક્રોધે થવાથી કાંઈ ભય નથી, જેના પ્રસન્ન થવાથી કાંઇ લાભ થઇ શકે એમ નથી તે રૂષ્ટ થઇને પણ શું કરી શકે ?

દૃષ્ટિથી તપાસીને પગ મુકવો, વસ્ત્રથી ગાળીને જળ પીવું, શાસ્ત્રથી શુદ્ધ કરીને વાક્ય બોલવું અને મનથી વિચાર કરીને કાર્ય કરવું.

જેને સ્વાભાવિક બુદ્ધિ નથી તેને શાસ્ત્ર શું કરી શકે છે ? આંખથી આંધળાને અરીસો શું કરી શકે ?

મારા જીવનમાં શું ચિંતા છે ? યદિ હરિ દુનિયાને પાળવાવાળા કહેવાય છે તો; એમ ન હોય તો બચ્ચાને જીવવા માટે માતાના સ્તનમાં દૂધ કેમ બનાવે ? એનો વારંવાર વિચાર કરીને માગવું કે હે યદુપતિ ! હે લક્ષ્મી પતિ ! હમેશા હું માત્ર તારા ચરણકમલની સેવામાં સમયને વિતાડું.

ભોજન, નિદ્રા, ભય અને મૈથુન એ મનુષ્ય અને પશુઓમાં સમાન છે. મનુષ્યોમાં કેવળ જ્ઞાન અધિક છે પણ જે મનુષ્ય ધર્મજ્ઞાન વિવેક વિચારથી રહિત છે તે પશુ સમાન છે.

---

## સ્વધર્મને ખાતર બલિદાન.

બેલગામ કોંગ્રેસની બેઠકમાં પ્રમુખસ્થાનેથી ગાંધીજીએ ભાષણ કરતા "હિંદુ ધર્માચાર્યો જૂઠા છે," એવા તિરસ્કારયુક્ત વાક્ય ઉચ્ચાર્યા તે સામે વિરોધ દર્શાવવા મુંબઇના આગેવાન શહેરીઓની એક ગંજાવર સભા ઓનરેબલ શેઠ સર મનમોહનદાસ રામજીના પ્રમુખપદે તા. ૫-૧-૨૫ની સાંજે શેઠ મુળજી જેઠા મારકીટ હોલમાં મળી હતી. લોકોથી હોલ ખીચોખીચ ભરેલો હતો તેથી ઘણાને નિરાશ થઈ પાછું જવું પડયું હતું.

પ્રમુખ ઓનરેબલ શેઠ સર મનમોહનદાસ રામજીએ જણાવ્યું કે સ્વરાજ્ય મેળવવા દરેક હિંદી ઉત્સુક છે અને તે માટે ધાર્મિક માન્યતા મુજબ ઉપાયો યોજવા ઇંતેજાર છે પરંતુ કોઇનાપર ધર્મ-વિરૂદ્ધના ઉપાયો બળાત્કારે ઠોકી બેસારવા એ એક જાતનો અન્યાય છે. ગાંધીજી પોતાના વિચારો પરાણે બીજા પાસે સ્વીકારાવવાને મહેનત કરે છે. જો ઢેડોની સાથે અડવાથી અથવા ભોજન વ્યવહાર કરવાથી સ્વરાજ મળતું હોય તો પ્રત્યેક સનાતની હિંદુ એવા સ્વરાજ્યને ઠોકરે મારશે. યુરોપના સુધરેલા દેશોમાં પણ અસ્પૃશ્યતા પ્રચલિત છે. કર્માનુસાર રચાયેલી સ્પૃશ્યાસ્પૃશ્યતાનો ઉચ્છેદ કરવો એ પાપ છે. હલકા વર્ગની સાથે વ્યવહાર કરવાથી વિચારો પણ હલકા સુઝે. ધાર્મિક સિદ્ધાંતોનો ભોગ આપીને સ્વરાજ મેળવવા હિંદુઓ ઇચ્છતા નથી. આ સભાનો ઉદ્દેશ ગાંધીજીએ બેલગામમાં દર્શાવેલા અને વર્તમાન પત્રોમાં છપાયેલા વિચારો ખરેખર ગાંધીજીનાજ છે કે કેમ? અને તેમ હોય તો તે સામે શા શા પગલા લેવા? તેનો વિચાર



મુંબઇના અગ્રગણ્ય શહેરી અને કાઉન્સિલ ઓફ
સ્ટેઇટના માનનીય સભ્ય
ધર્મજ્ઞ શ્રીમાન્ શેઠ સર મનમોહનદાસ રામજી.

જોશી આર્ટ, કોટ-મુંબઇ.



સનાતન ધર્મના સિધ્ધાંતોના રક્ષણાર્થે લડત ચલાવનાર
"ગુજરાતી" પત્રના શ્રીરવીર અધિપતિ
શ્રાયુત મણિલાલ ઇચ્છારામ દેસાઇ, બી. એ.

કરવાનો છે. એ તપાસ એક સમિતિ કરશે અને તેની ભલામણ અનુસાર જાહેર સભા ભરી પગલા લેવાશે.

આ સભામાં ત્રણચાર ગાંધીપંથી સફેદ ટોપીવાળા ઘુસી ગયા હતા તેમાંથી એકે પૂછ્યું કે ગાંધીજીએ હિંદુધર્મ પર કરેલા આક્ષેપો વાંચી સંભળાવો. તેના ઉત્તરમાં પ્રમુખે તેને બેસી જવાનું કહી છાપું ખરીદી વાંચી લેવા સૂચના કરી હતી.

બાદ રા. નારણજી પુરુષોત્તમ સાંગાણીએ લાંબુ ભાષણ કરતાં જણાવ્યું કે બેલગામ કોંગ્રેસમાં હું હાજર હતો. ગાંધીજીએ હિંદુ ધર્માચાર્યો જૂઠા છે, એમ સ્પષ્ટપણે કહેલું છે; પરંતુ મને અજાયબી થાય છે કે આપનું લક્ષ આજ્જ કેમ ખેંચાય છે? તે આજે ચાર વર્ષ થયા હરેક લેખ તથા વ્યાખ્યાનમાં અંત્યજ સ્પર્શની ઘેલછામાં ધર્મશાસ્ત્રો તથા ઋષિ મુનિ આચાર્યોને શયતાની પાખંડી સ્વાર્થી ક્ષેપક જૂઠા આદિ કહી રહેલ છે. તેના સ્પષ્ટ પુરાવારૂપે હું તેનાજ શબ્દો આપની પાસે તેના નવજીવનમાંથી રજુ કરૂં છું. બાદ સાંગાણીએ ગાંધીજીનું નવજીવન અંક ૯ માંના ફકરાઓ વાંચી સંભળાવતાં ગાંધીજી પ્રત્યે સભામાં ભારે ધિક્કારની લાગણી પ્રકટ થઈ હતી. આગળ બોલતા સાંગાણીએ જણાવ્યું કે અંત્યજ સ્પર્શ ધર્મશાસ્ત્ર તથા વ્યવહારથી વિરૂદ્ધ છે. એક નહિ ને બીજા રૂપમાં તે તમામ દેશમાં તથા જાતિમાં પળાય છે. અંત્યજો તેના પૂર્વ જન્મના ગુણ કર્મથી તે યોનિમાં ઉત્પન્ન થયા છે. કોઇના બનાવવાથી કોઈ ઉચ્ચ નીચ બની શકતું નથી. અને જે જે જાતિ ઇશ્વરે બનાવીને તે તે જાતિના કર્મ ધર્મ નક્કી કરેલા છે તેજ તેને તારનાર છે. વળી સંસારની સુવ્યવસ્થા રાખવામાં પણ તે પરમોપયોગી છે. આપણે આપણી સ્ત્રી બેન કે માતા રજસ્વળા હોય ત્યારે ન અડકીએ તો શું તેથી તેઓનો તિરસ્કાર કર્યો ગણાય! કદાપિ નહિ. તેવીજ રીતે અંત્યજોને ધર્મશાસ્ત્રની આજ્ઞાનુસાર આપણે અડકતા નથી, આપણે

ઉંચ વર્ણના હિંદુઓ તેઓને અડકતા નથી છતાં પ્રેમ ભાવથી તેઓ સાથે વર્તન કરી તેઓને હરેક પ્રસંગે મદદ કરીએ છીએ. ગાંધીજી વગેરે સુધારકો યુરોપનો જડવાદ જોઇ અત્રે વર્ણસંકરતા લાવવા મથે છે પરંતુ તે હિંદુઓ કદિ સ્વીકારી શકે તેમ નથી. તેમના જેવા કંઇક સુધારકો જન્મી લય પામી ગયા છતાં હિંદુ ધર્મની વર્ણાશ્રમ મર્યાદાને કોઇ તોડી શકેલ નથી. મનુસ્મૃતિ તથા કલિયુગમાં પ્રમાણરૂપ ગણાતી પારાશર સ્મૃતિ અંત્યજ સ્પર્શ વિશે ચોખ્ખી મનાઇ કરે છે. બાદ સાંગાણીએ ધર્મશાસ્ત્રોના પ્રમાણરૂપ શ્લોકો અર્થ સાથે વાંચી સંભળાવી જણાવ્યું કે હિંદુ ધર્મદ્રોહી નાસ્તિકોની ડખલ આજ-સુધી અમે મૂંગે મોઢે સહન કરી પરંતુ હવે બિલકુલ સહન કરી શકીએ એમ નથી. ગાંધીએ યુરોપ કે તુર્કસ્થાનમાં જન્મ લઈ જો ત્યાંના જીસસ ક્રાઇસ્ટ કે મહમદ પેગમ્બર અથવા તો બાઇબલ કુરાન વિરૂધ્ધ શબ્દો કાઢ્યા હોત, તેઓને શયતાની પાખંડી કહ્યા હોત તો તેજ વખતે ત્યાંના લોકોએ તેના ટુકડે ટુકડા કરી નાંખ્યા હોત, પરંતુ "ગરીબકી ઓરત સબકી ભાભી" એ ન્યાયે તેણે આપણી નબળાઈ, પ્રમાદ, મૂર્ખતા જોઇ ધર્મધ્વંસ કરવા પ્રવૃત્તિ જોસભેર કરવા માંડી છે. હિંદુ ધર્મશાસ્ત્ર તથા ઋષિ મુનિ આચાર્યોને શયતાની પાખંડી કહેનાર હરેક દુરાત્માને હું મારા તરફથી તથા સર્વ સનાતનીઓ તરફથી ચેતવણી આપું છું કે જો હવે તમે તમારૂં પાખંડ બંધ નહિ રાખો તો અમે અમારા ધર્મના ખાતર અમારો પ્રાણ આપીશું અને વિરોધીઓનો લઇશું. આ વખતે આવા ઉદ્‌ગારથી આખી સભા ધર્મભાવના અત્યંત આવેશમાં આવી ગઈ હતી અને ઉપરા ઉપરી તાળીઓના અવાજથી સાંગાણીના ભાષણને વધાવી લેતી હતી પરંતુ બે ત્રણ ધોળા ટોપાવાળાઓએ અવાજ કર્યો કે પ્રાણ લેવા દેવાના શબ્દો સાંગાણી પાસે પાછા ખેંચાવવા જોઇએ. જવાબમાં સાંગાણીએ તથા બીજા સેંકડોએ જણાવ્યું કે કદાપિ

નહિ. ત્યારે પ્રમુખે ઘોંઘાટને શાંત કરતા સાંગાણીને પૂછ્યું કે તમે પ્રાણ લેવા આપવાની વાત આવેશમાં બોલ્યા છો ! સાંગાણીએ જણાવ્યું કે જરાપણ આવેશથી નહિ પરંતુ તે મારા અંતઃકરણના ખરા ઉદ્દગાર છે. એથી પ્રમુખે સાંગાણીને પૂછ્યું કે તે તમારો એકનો વ્યક્તિગત મત કહેતા હશો ? સાંગાણીએ જણાવ્યું કે હું માત્ર મારો વ્યક્તિગત મતજ કહેતો નથી પરંતુ તમામ સનાતનીઓના વતી પણ કહું છું અને તે વાતની હમણાજ મારા સનાતની બંધુઓ આપને ખાત્રી કરી બતાવશે, એટલું કહેતામાં તો બે ત્રણ ધોળી ટોપી બાદ કરતા લગભગ આખી પ્રચંડ સભા ઉભી થઈ ગઇ ને સૌએ જણાવ્યું કે સાંગાણીના કહેવા મુજબ અમે વર્તવા ખુશી છીએ.

બાદ સાંગાણીએ પોતાનું ભાષણ સમાપ્ત કરતા કુટિલોથી સાવધ રહી નિડરપણે પોતાનું રક્ષણ અને સંગઠન સનાતનીઓએ કેવી રીતે કરવું ! તેની રૂપરેખા કહી બતાવી હતી. તેમણે જણાવ્યું કે આપણે સ્વરાજ્ય જોઇએ છીએ, રામરાજ્ય જોઇએ છીએ અરે ! સ્વતંત્ર હિંદુ રાજ્ય જોઇએ છીએ પરંતુ તે ખાદી અહિંસા રેંટીઆથી નહિ મેળવી શકાય. તે તો રાણા પ્રતાપની માફક ધર્મ અને જાતિ મર્યાદાનું સંરક્ષણ કરી વીરતાથી મેળવી શકાશે. આપણા કહેવાતા આગેવાનોએ આપણા કરોડો રૂપિયા હરી, આપણને દગો દઇ, સ્વરાજ્યને બદલે આપણું સત્યાનાશ કઢાવ્યું છે તેથી હવે તેઓપર કોઈ પ્રકારનો વિશ્વાસ ન રાખતાં તેઓને પાઇની પણ મદદ કે એક પણ મત ન આપતા ધર્મ અને ઇતિહાસની દૃષ્ટિએ આપણે સ્વાલંબનથીજ કાર્ય કરવાનું છે.

ત્યારબાદ રા. નારણજી દયાળે એક વગવાળી કમિટી નિમવાની દરખાસ્ત રજુ કરી હતી જેને રા. બા. હરજીવન વાલજી વગેરેએ ટેકો આપ્યા બાદ પ્રમુખનો આભાર માની સભા વિસર્જન થઈ હતી.

## પ્રભુ સાક્ષાત્કાર.

---

મનુષ્ય જન્મનું સાર્થક શેમાં ? ભવબંધન શી રીતે છૂટી શકે ! આવો પ્રશ્ન પ્રત્યેક જીજ્ઞાસુ હૃદયને સહજ ઉદ્ભવે. જીવાત્માનો ઉદ્ધાર પ્રભુ સાક્ષાત્કારથી–આત્મજ્ઞાનથી થઈ શકે. ત્યારે પ્રભુ સાક્ષાત્કાર કિંવા આત્મજ્ઞાન શી રીતે થઈ શકે ? પ્રભુ સાક્ષાત્કાર નિષ્કામ કર્મથી, તપથી, યોગથી, જ્ઞાનથી અને ભક્તિથી થઈ શકે છે.

નિષ્કામ કર્મ એટલે શું ? ફળની આશા રાખ્યા વિના શાસ્ત્રની આજ્ઞા મુજબ વર્તવું–કર્તવ્ય, ફરજ બજાવવી, તે નિષ્કામ કર્મ.

તપ એટલે શું ? નિર્જન પ્રદેશમાં અન્ન પાણીનો ત્યાગ કરી ભૂખ તરસ ટાઢ તડકો વરસાદ સહન કરતા થકા અનન્યભાવે એકાગ્ર ચિત્તે ઇષ્ટદેવની ઉપાસના કરવી, તે તપ.

યોગ એટલે શું ? યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિ એમ યોગના આઠેય અંગોનું ગુરૂદ્વારા પાલન કરવાથી ચિત્તવૃત્તિનો નિરોધ થતાં આત્મા અથવા પ્રભુ સાથે એકતા–યોગ થાય છે, તે યોગ.

જ્ઞાન એટલે શું ? ઉપનિષદ્ જેને વેદાંત શાસ્ત્ર કહેવામાં આવે છે તેનું શ્રદ્ધાપૂર્વક શ્રવણ મનન અને નિદિધ્યાસન કરવું, તે જ્ઞાન.

ભક્તિ એટલે શું ? ભાવથી ભગવાનને ભજવા. ગીતાદિ માંહેની પ્રભુ આજ્ઞા પ્રમાણે વર્તી ચોવીશે કલાક અખંડ પ્રભુ સ્મરણ કરતાં સજીવ કે નિર્જીવ જે કાંઇ પદાર્થ નજરે પડે તે સર્વમાં પ્રભુ બિરાજી રહ્યો છે-પ્રભુના જ દર્શન થાય છે એમ વિચારવું, તે ભક્તિ.

પ્રભુ સાક્ષાત્કાર કિંવા આત્મજ્ઞાન પરમ સુખદાયી છે, નિત્ય શાન્તિ આપનાર છે, ચિંતા ભય વેદના વ્યાકુળતા, જન્મ મરણ રૂપ ઘોર કષ્ટની નિવૃત્તિ કરનાર છે; અર્થાત્ મોક્ષ આપનાર છે અને તે નિષ્કામ કર્મ, તપ, યોગ, જ્ઞાન અથવા ભક્તિથી પ્રાપ્ત થઈ શકે છે. પરંતુ તે પ્રાપ્ત થવું એ શું આવા વિષમ કલિકાળમાં શકય છે? હા, પ્રભુ દર્શન અત્યારના વખતમાં પણ સત્યયુગની માફક થઇ શકે છે પણ પ્રબળ પુરૂપાર્થ કરવો જોઇએ.

શાસ્ત્રજ્ઞ પુરૂષો કહે છે કે પુરૂપાર્થ પ્રારબ્ધ આગળ નિબળ છે તેનું કેમ? એમાં સમજ ફેર થાય છે. પુરૂપાર્થ વ્યવહારિક બાબતમાં ચાલી શકતો નથી. વ્યવહાર વ્યાપારની સિદ્ધિ પુરૂષાર્થથી મળતી નથી તેમાં તો પ્રારબ્ધ અનુકૂળ હોય તો જ લાભ મળી શકે છે એ વાત ખરી છે; પરન્તુ પ્રભુ સાક્ષાત્કાર માટે પુરૂષાર્થ અવશ્ય ઇપ્સિત હેતુ સિદ્ધ કરાવે છે. પુરૂષાર્થથી મોક્ષ મળ્યાના શાસ્ત્ર ઇતિહાસમાં પ્રમાણ છે ખરા? હા પુષ્કળ છે. ધ્રુવ, પ્રહ્‌લાદ, વાલ્મીકિ, વિશ્વામિત્ર, તુકારામ, નરસિંહ મહેતા, મીરાંબાઇ એ સર્વ પુરૂષાર્થના યોગેજ તરી ગયા હતા. પુરૂપાર્થ મોક્ષ આપનાર છે એમ સમજાયું પણ તે નિષ્કામ કર્મ, તપ, યોગ, જ્ઞાન, ભકિત વગેરેમાંથી કોણ કઇ દિશાએ કરવાથી સત્વર સફળ થાય છે? હમણાના સંયમ રહિત જીવને માટે સુલભ ઉપાય શું? તપ યોગ વગેરે આચરવા અતિ કઠિન છે., માત્ર ભક્તિ એ અત્યંત સરળ સાધન છે. ગમે તે અવસ્થામાં ગમે તે જાતના માણસથી આનંદપૂર્વક થઈ શકે એવું માત્ર એકજ સાધન ભક્તિ છે. અત્યારના અલ્પજ્ઞ જીવોની શક્તિનો તોલ કાઢી તેનાથી વગર અડચણે આચરી શકાય એવું સાધન ભક્તિ હોવાથી પૂજ્યપાદ નારદજી, શુકદેવજી, શ્રીમદ્ વલ્લભાચાર્યજી વગેરે તેનું અવલંબન કરવાનો ઉપદેશ આપી ગયા છે. ભક્તિથીજ પ્રભુ પ્રાપ્ત થાય છે. ઇતર સાધનોથી થતાં નથી

ત્યારે શું ઘણા ભાવિકો તીર્થયાત્રા, સ્નાન, દાન, પુણ્ય, સંન્યાસ વગેરે લે છે કરે છે, તે શું નકામું છે! નકામું નહિ પણ તેથી પ્રભુ દર્શન થવા સંભવિત નથી. તીર્થયાત્રા સ્નાન દાનથી દોષ નિવારણ એટલે કે દેહશુદ્ધિ થાય છે એ વાત સત્ય છે. સંન્યાસ પણ વિવેક વૈરાગ્ય ઉત્પન્ન થતાં સગાં સંબંધીની સંમતિથી લેવાય તો તેનાથી ભગવત્ ચિંતન થઇ શકે છે, પરંતુ આજકાલ કંદમૂળ ફળ જંગલોમાં મળવા મૂશ્કેલ હોવાથી તથા પાખંડ વધતાં ગૃહસ્થાશ્રમીઓની શ્રદ્ધા શિથિલ થવાથી ભિક્ષા મેળવવામાં બહુ મુશ્કેલી વેઠવી પડે, માટેજ શ્રીવલ્લભાચાયજી મહાપ્રભુજીએ સંન્યાસ લેવાનો નિષેધ કરેલ છે. તાત્પર્ય કે શુદ્ધ હૃદયથી પ્રભુની અનન્ય ભક્તિ કરવાથી પ્રભુ સાક્ષાત્કાર થાય છે તેથી સર્વદા ભક્તિ સર્વભાવે કરવી.

## હિંદુ સંગઠન.

પ્રાયઃ વીશ વર્ષ થયાં પઠાણો–કાબુલીઓ કલકત્તામાં ત્રાસ વર્તાવતા હતા. કલકત્તામાં મારવાડી લોકોની વસતી મોટા પ્રમાણમાં છે ને તેઓ વેપારરોજગાર તથા સંપત્તિ સ્થિતિએ સુખી છે, પણ તેઓ ધર્મપરાયણ હોઈ સ્વભાવે નરમ છે, તેથી પઠાણોનો હલ્લો બહુધા તેઓ ઉપરજ રહેતો. ગઈ સાલ આર્ય સમાજીઓના વાજાના અવાજથી ભડકી ઉઠેલા મુસલમાનોએ તોફાન શરૂ કર્યું. એ તકનો લાભ લઇ મવાલી એવા કાબુલીઓએ આખા શહેરમાં મારામારી, લુંટફાટ, સ્ત્રીહરણ, બળાત્કાર, અગ્નિદાહ વગેરેથી અનવધિ ત્રાસ વહેવડાવ્યો; ત્યારે કાયર ભીરૂ ગણાતા મારવાડીઓ પુરૂષાતનમાં આવી ગયા. પુરૂષોએ તો છુરી બંદુક લાકડી અને દ્રવ્યથી આત્મરક્ષણ

કર્યું, કિંતુ તેઓની સ્ત્રીઓએ પણ બળબળતી ખાંડની ચાસણી, તેલ તથા પાણી ઉન્માદગ્રસ્ત ટોળાં ઉપર ફેંકી પોતાનાં ઘરબાર, ઇજ્જત અને પ્રાણ બચાવ્યાં હતાં. અઠવાડીઆ પહેલાં કલકત્તામાં પાંચ દિવસ સુધી રહી અમે પ્રત્ક્ષ અનુભવ લીધો કે દીન દીન કરતા મુસલમાનોનાં બબ્બે ત્રણ ત્રણ હજારનાં ટોળાં હિંદુઓપર એકાએક ચડી આવતાં અને જ્યાં કયાંય હિંદુ હાથ પડે ત્યાં તેઓ નિર્દયપણે તેને મારી નાંખતા; આ વખતે સંયુક્ત પ્રાંતના બ્રાહ્મણ ક્ષત્રિય ભૈયાઓ કે જેઓ અત્યંત વફાદાર તથા પવિત્ર હોઇ ઓફિસ તથા પેઢીઓમાં દરવાનનું તથા ઉઘરાણીનું જોખમદાર કામ કરે છે તેઓએ શ્રીમાન્ મારવાડીઓની સહાયથી જીવના પણ જોખમે પોતે દોઢસો હોવા છતાં દોઢ દોઢ હજાર મુસલમાનોને માર મારી ભગાડયા છે. હુલ્લડ વખતે કોઈ પણ હિંદુ આફતમાં ઘેરાયાની ખબર બીજા હિંદુઓને પડતી કે તુરતજ હિંદુઓ તેને ઉગારવા દોડતા. મુસલમાનોના હાથમાં વેપારધંધાની લગામ તો નથી કે જેથી તેઓની ગરજ રહે, પણ કેટલાક હિંદુઓએ મૂર્ખાઇથી મુસલમાનને ગાડી હાંકનાર કોચમેન, કુલી કે દરવાન તરીકે રાખેલા હતા તેઓના તરફથી કડવો અનુભવ થતાં હિંદુ શ્રીમાનોએ મુસલમાન માત્રને ખસેડી હિંદુ કોચમેન તથા હિંદુ કુલી રાખી દરવાન તરીકે પ્રત્યેક દુકાને નેપાલી-ગુર્ખા હિંદુની ચોકી બેસાડી દીધી છે. એ બુદ્ધિમતા, પરાક્રમ, જાતિઅભિમાન તથા નિડરતાને લઈ આજે કલકત્તાના હિંદુઓએ પોતાને માનભેર જીવંત રાખ્યા છે ને હમેશના પ્રહાણોના પ્રહાર-દહેશતનો અંત આણ્યો છે. સંયુક્ત પ્રાંત અને પંજાબમાં પણ મુસમલાનો કાયદો હાથમાં લઈ તોફાનો કરે છે; પરંતુ ત્યાંના હિંદુઓ સાવધ તથા શરીરે મજબૂત હોઇ એજ પ્રકારે આત્મ રક્ષણ કરે છે, માત્ર જ્યાં અતિ અલ્પ સંખ્યામાં હિંદુઓ હોય છે ત્યાં સોસવું પડે છે.

હિંદુઓ પર માત્ર એક મુસલમાન જાતિજ પ્રહાર કરે છે એટલુંજ બસ નથી, પણ તે સાથે ખ્રિસ્તી–પાદરીઓ અને આગાખાનીઓ પણ હિંદુઓને વટલાવવા માટે અનેક ષડ્યંત્રો રચે છે. આવા આપત્તિના સમયે હિંદુઓને આળસ, બેદરકારી, માંહોમાંહ કુસંપ, સંકુચિત વૃત્તિ, બાયલાપણું વગેરે નિર્માલ્યતા છોડી કલકત્તાના હિંદુઓની જેમ આત્મરક્ષણાર્થે કટિબદ્ધ થવાની જરૂર છે. વિધર્મી તથા વિજાતિના લોકો હિંદુઓનો સમૂળો નાશ કરવા ઉદ્યોગ કરે અને નોકરશાહી મૌનતા ધારણ કરી લીધું કે આડકતરૂં તેને ઉત્તેજન આપે ત્યારે હિંદુઓએ સંગઠન કરી પોતાનું રક્ષણ પોતે કરવું અત્યંત અનિવાર્ય ઠરે છે; પરંતુ તે સંગઠન માલવિયા કે આર્યસમાજીઓની હિંદુ મહાસભાના માર્ગે નહિ.

પંડિત માલવિયા અને આર્ય સમાજીઓની હિંદુ મહાસભા સંગઠન માટે હિંદુઓને એવો માર્ગ બતાવે છે કે જે વડે હિંદુઓનો જલ્દી વિનાશજ થાય. તેઓ કહે છે કે તમે ઢેઢ, ભંગી, ચમાર સાથે સ્પર્શાસ્પર્શનો બાધ કાઢી નાખી તેઓને દેવમંદિર પાઠશાળામાં તથા કુવાપર આવવા દો, બ્રાહ્મણ જેવા ઉચ્ચ વર્ણે શૂદ્ર વર્ણમાં લગ્ન કરવાં અને શૂદ્રે બ્રાહ્મણમાં લગ્ન કરવાં. અર્થાત્ અનુલોમ, પ્રતિલોમ લગ્ન છૂટથી કરવાં, વિધવાઓના પુનર્વિવાહ કરવા, વર્ણાન્તર લગ્ન કરવાં, જન્મથી નહિ પણ ગુણકર્મથી જાતિ માનવી, એટલે કે જન્મ જન્માન્તરના યવન મ્લેચ્છને ચાર પાણીના છાંટાથી તે ઇચ્છે તે જાતિમાં તેને દાખલ કરવો (શુદ્ધિ કરવી), તથા માંસાહારની પ્રથા દાખલ કરવી વગેરે વગેરે મંતવ્યો ડૉ. મુંજે તથા લાલા લજપતરાયે હિંદુ મહાસભાના અધિવેશનના પ્રમુખસ્થાનેથી ઉપરા ઉપરી રજુ કર્યા છે. વસ્તુતઃ આ પ્રકાર હિંદુઓના સંગઠનનો નથી, કિંતુ ઘોર સંહારનો છે.

હિંદુ સંગઠનનો પ્રકાર તો હિંદુઓને જો પોતાના ધર્મનું ભાન કરાવવામાં આવે તો સ્વતઃ સિદ્ધ છે. શાસ્ત્રકાર ઋષિમુનિઓએ તથા ઇશ્વરી અવતારોએ વર્ણાશ્રમ ધર્મની પ્રથા એવા પાયાપર રચી છે કે જો તેનું રહસ્ય યથાર્થ રીતે જાણવામાં અને સમજાવવામાં આવે તો માત્ર હિંદુઓનું સંગઠનજ નહિ, પરંતુ સ્વરાજ્ય અને ચક્રવર્તી રાજ્ય સુદ્ધાં સ્થાપી શકાય એમ છે. ૭ કરોડ ક્ષત્રિયોને ક્ષાત્રધર્મ, ૭ કરોડ વૈશ્યોને વૈશ્ય ધર્મ અને ૭ કરોડ શૂદ્રોને શૂદ્રધર્મ બરાબર રીતે સમજાવાય તો કૃત્રિમ વિનાશકારી સંગઠનની કોઇ આવશ્યકતા રહેતી નથી. ૭ કરોડ બ્રાહ્મણોમાં માત્ર છસો બ્રાહ્મસો અને ૭ કરોડ ક્ષત્રિયોમાં ફક્ત છસો ક્ષત્રિયો પોતાનો ધર્મ–કર્તવ્ય–ફરજ–મહત્તા–આત્મભાન સમજે તો માત્ર હિંદુઓનું કે હિંદુસ્થાનનુંજ નહિ પણ આખા જગતનું રક્ષણ થઇ શકે. એક શંકરાચાર્ય, એક વલ્લભાચાર્ય, એક રાણો પ્રતાપ, અને એક શિવાજી તેત્રીશ કરોડનું રક્ષણ કરી શકે તો વિશેષ સંખ્યાના કર્તવ્યનિષ્ટ પુરૂષો શું ન કરી શકે? અર્થાત્ એવો એક ઉગ્ર સનાતન ધર્મમાં દૃઢ નિષ્ઠાવાળો પુરૂષ ધારે તે રીતે હિંદુઓનું રક્ષણ કરવા સમર્થ છે, પરંતુ તેના અભાવે હાલતુરત નીચેના માર્ગે પુરૂષાર્થ કરવો હિતાવહ છે.

સનાતન ધર્મમાં એકનિષ્ઠ શ્રદ્ધાવાળા વિદ્વાન્ નિઃસ્પૃહી સુચારિત્રવાનોને ઉપદેશક તરીકે મોકલવા; પ્રાંતે પ્રાંતની ભાષામાં સનાતન ધર્મનાં દૈનિક વર્તમાનપત્રો તથા ગુરૂકુળો સ્થાપવા; ગામેગામ સંસ્કૃત પાઠશાળા કસરતી અખાડા, સનાતન ધર્મસભા તથા સ્વયંસેવક મંડળો ખોલવાં; નિરાધાર વૃદ્ધ અને વિધવાઓનું રક્ષણ પોષણ કરવું; મ્યુનિસિપાલિટી લોકલ બોર્ડ તથા ધારાસભામાં સનાતન ધર્માગ્રહી પુરૂષોને મતો આપી મોકલવા; કોંગ્રેસ, કોન્ફરન્સ તથા હિંદુ મહાસભાને કાંતો તોડી

પાડવી, નહિતર મોટી સંખ્યામાં સનાતનીઓએ તેમાં ધુસી તેનો કબજો મેળવવો; સંપ્રદાય સંપ્રદાય વચ્ચે એકતા કરી હિંદુ માત્રની મદદે તૈયાર રહેવું અને ગાંધીપંથી માલવિયા પંથી, આર્ય સમાજીઓ તથા બીસંટબાઇ વગેરેના પ્રપંચથી લોકોને સાવધ કરી તેઓને એક પાઈની મદદ આપવા દેવી નહિ.

આ રીતે જ્યાં સુધી પ્રયત્ન નહિ થાય ત્યાં સુધી સનાતન ધર્મી હિંદુઓનું રક્ષણ કે હિત થવાનું નથી, એ હરેક હિંદુએ ખાત્રીપૂર્વક માની લેવું; પરંતુ તેવું સંગઠન કરતાં ગાંધી પંથી,–બદમાશોનો સંઘ, હિંદુ મહાસભા તથા મુસલમાનો અંતરાયરૂપ થવાની કોશિષ કરવાના પણ જો આપણે દૃઢ કર્તવ્યપરાયણ હઇશુ તો અંતે આપણોજ વિજય થવાનો છે, કારણ કે સત્ય અને ધર્મ ઉભય આપણી બાજુમાં છે.

---

## શિષ્ટાચારમાં સાહેબજી.

આર્ય સંસ્કૃતિ એવી છે કે એક ગૃહસ્થને જ્યારે બીજા ગૃહસ્થનો મેળાપ થાય ત્યારે જો તે વડીલ હોય તો દ્વિકર જોડી પ્રણામ કરવા, સમાન હોય તો જયશ્રીકૃષ્ણ, રામરામ કિંવા જય જય આદિથી સત્કાર કરવો અને પોતાથી કનિષ્ટ–નાનો હોય તો કેમ ભાઇ આનંદમાં છો ? વગેરે કુશળ પ્રશ્ન પૂછવો પરંતુ અત્યારે હિંદુઓથી અને તેમાં પણ મુંબઇ જેવા શહેરના વસવાટી હિંદુઓથી તે ગૌરવયુક્ત પ્રાચીન શિષ્ટાચાર તદ્દન ભૂલાઇ જવાયો છે એમ કહીશું તો તેમાં ભાગ્યેજ અતિશયોકિતનો દોષ આવશે.

ઘરની બહાર નીકળી અમો જ્યાં જ્યાં એક હિંદુને બીજા હિંદુનું સન્માન કરતા જોઇએ છીએ ત્યાં ત્યાં એક બીજાના સન્માનમાં

"સાહેબજી" શબ્દથી થાય છે. "સાહેબજી" શબ્દ પારસીઓએ પોતાની કોમ માટે પસંદ કરેલો શબ્દ છે. આપણા હિંદુઓને તે શબ્દ સાથે કે તેના અર્થ સાથે જરાયે સંબંધ નથી. તેમ તે શબ્દમાં એવી કોઇ અર્થસૂચકતા કે દિવ્ય ભાવના નથી કે આપણે તેનું અનુકરણ કરવા લલચાઈએ છતાં કેટલા ખેદની વાત છે કે હિંદુઓ વગર વિચાર્યે પોતાનો શ્રેષ્ટ શિષ્ટાચાર "રામરામ", "જયશ્રીકૃષ્ણ" વગેરે ત્યજી "સાહેબજી" જેવા અર્થહીન અને જાતિ સંસ્કૃતિનો નાશ કરનારા શબ્દનો હિંદુ હિંદુઓ વચ્ચે પ્રયોગ કરી રહ્યા છે. મિત્ર મિત્ર સાથે ભાઇ ભાઈ સાથે અરે પુરૂષ સ્ત્રી! સુદ્ધાંને સાહેબજી શબ્દથી આવકાર આપે છે કિંવા વિનય દાખવી જૂદા પડે છે એ કેટલી લજ્જાની વાત છે? આજ રીતે બેસતા વર્ષે "મુબારકબાદી" થી પણ છબરડો વળાય છે.

કદિ હિંદુ પારસીને મળે અને સાહેબજી કહે તો ચાલે, કદિ હિંદુ મુસલમાન ખ્રિસ્તીને મળે અને સાહેબજી શબ્દથી સત્કાર કરે તો તે પણ ચાલે; પરંતુ એક હિંદુ બીજા હિંદુને મળતા સાહેબજી કહે એ તો મૂર્ખતા અને અજ્ઞાનતાની અવધિજ ગણાય માટે સુજ્ઞ હિંદુજનોએ હવેથી એ પોતાનો મહાન દોષ–ભૂલ સુધારી આપણા આર્યોના શિષ્ટાચારમાં માત્ર સાહેબજી શબ્દ રહી આર્યત્વ ભૂલાવી આપણને કલંક ન લગાડે એ વાત સ્મરણમાં રાખી હિંદુ હિંદુ સાથેના વ્યવહારમાં "રામરામ", "જયશ્રીકૃષ્ણ", "જય જય", "અભિનંદન", "અભિવંદન", "નમસ્કાર", "દંડવત્" વગેરે ભાવદર્શક અને અર્થસૂચક શબ્દો યથાસ્થાને યોજવા એવી અમે આશા રાખીશું.



# સનાતન ધર્મનું સ્વરૂપ.

આજથી વીશ વર્ષ પહેલાં આર્યસમાજીઓએ ઉપદ્રવ શરૂ કર્યો હતો ત્યારે સનાતન ધર્મ વિશે ઉમરાવતીમાં ભાષણો થયા હતા તે બાદ ગઇ કાલે એટલે તા. ૨૭–૫–૨૭ની રાત્રે ધર્મમંડીના વિશાળ ચોગાનમાં મુંબઇવાસી રા. નારણજી પુરૂષોત્તમ સાંગાણીનું ભાષણ થયું હતું

કાર્ય પ્રસંગે રા. સાંગાણીનું બિરારમાં આવવું થતાં તેને ઉમરાવતીના ગૃહસ્થોએ રોકી પ્રથમ વ્યાખ્યાન શ્રીબાલકૃષ્ણલાલજીના નવા મંદિરમાં "પુષ્ટિસંપ્રદાય" ઉપર કરાવ્યું અને બીજું "સનાતન ધર્મનું સ્વરૂપ" એ વિષય ઉપર શ્રીમાન્ શેઠ વિશ્વેશ્વરદાસજીના પ્રમુખપદે અપાવ્યું.

રા. સાંગાણીએ વ્યાખ્યાન શરૂ કરતાં જણાવ્યું કે જે ધર્મને ભારતની ૨૪ કરોડ હિંદુ પ્રજા માને છે, જેના સિદ્ધાંત સર્વોત્કૃષ્ટ છે, જેનું રહસ્ય જાણીને તે પ્રમાણે વર્તવાથી મનુષ્ય આલોક સુખદાયી બનાવી પરલોક સહજ સફળ કરી શકે છે તે સનાતન ધર્મ વિશે આજે મારે કંઇક કહેવાનું છે. જગત્ અનાદિ છે, તેનો આરંભ કે અંત નથી પણ સત્ય ત્રેતાદિ યુગની વ્યવસ્થા પ્રમાણે જ્યારથી સૃષ્ટિની શરૂઆત થાય છે ત્યારથી જે ધર્મ અસ્તિત્વમાં છે તે સનાતન ધર્મ છે. સનાતન ધર્મનો અર્થજ એ થાય છે કે પ્રાચીનમાં પ્રાચીન. આજકાલ પૃથ્વીની સપાટી ઉપર જેટલા ધર્મ પ્રચલિત છે તે સઘળા અર્વાચીન છે. બૌદ્ધ, જૈન, ક્રિશ્ચિયન, મહોમેદન આર્યસમાજ, બ્રહ્મોસમાજ વગેરેની ઉત્પત્તિ ત્રણ હજાર વર્ષ દરમ્યાનની છે, એટલુંજ નહિ પણ તે સઘળાનું જો સૂક્ષ્મ રીતે અવલોકન કરવામાં આવે તો તે સનાતન ધર્મમાંથીજ વિકૃત સ્વરૂપે પ્રકટેલા જણાશે.

જગન્નાથ નારાયણની ઇચ્છાથી જ્યારે સૃષ્ટિનો આવિર્ભાવ થયો ત્યારે તેજ ભગવાનના નિશ્વાસરૂપ સૃષ્ટિની સુવ્યવસ્થા અને મોક્ષ માટે વેદ પણ પ્રકટ થયા. વેદ અતિશય ગહન છે. સામાન્ય બુદ્ધિના માણસથી તેમાં પ્રવેશ થઈ શકે એમ નથી તેથી વેદને અનુસરીને ઋષિ મુનિઓએ સ્મૃતિ ઇતિહાસ પુરાણ બનાવ્યા. ધર્મશાસ્ત્રોમાં ધર્મ આચરવાના બે પ્રકાર કહ્યા છે—એકતો સામાન્ય ધર્મ, અને બીજો વિશેષ ધર્મ. સત્ય, અહિંસા, ઇંદ્રિય નિગ્રહ, ક્ષમા, અસ્તેય, ધૈર્ય, શૌચ વગેરે સામાન્ય ધર્મના લક્ષણો છે ને તે સર્વ કોઇને લાગુ પડે છે પણ બ્રાહ્મણ ક્ષત્રિય વૈસ્ય શુદ્ર એ ચાર વર્ણ અને બ્રહ્મચર્ય ગૃહસ્થ વાનપ્રસ્થ સન્યસ્ત એ ચાર આશ્રમ જે આપણા હિંદુઓનો વિશેષ ધર્મ છે તેમાંજ ખરી ખુબી સમાયલી છે. જે વખતે હિંદુઓ વર્ણ અને આશ્રમ ધર્મનું યથાર્થ રહસ્ય સમજી તે પ્રમાણે જીવન ગાળતા હતા તે વખતે તેઓ સંપૂર્ણ સુખી, સ્વતંત્ર, બળવાન, બુદ્ધિમાન, કીર્તિમાન્, સંપત્તિમાન્, દીર્ઘાયુષી હતા એટલુંજ નહિ પણ આ સંસાર કે જે ક્ષણભંગુર અને નાશવંત છે તેને પણ તેઓ વર્ણ—આશ્રમ ધર્મના પાલન વડે તરી મોક્ષના અધિકારી બનતા. પરંતુ દુર્દૈવે વર્ણાશ્રમ ધર્મ ભુલાયો એટલે આવી અધોગતિ કે જે હાલમાં આપણે અનુભવી રહ્યા છીએ તે અનુભવવી પડે છે.

આપણા અર્ધદગ્ધ સુધારકો—બગાડકોને ભલે આપણો સનાતન ધર્મ જુનો પુરાણો અર્થહીન લાગતો હોય પરંતુ ચોવીશ કરોડ હિંદુઓને તેનાપર પૂર્ણ શ્રદ્ધા છે. મેક્ષમુલર, શોપનહોર, થોરો જેવા પાશ્ચાત્ય વિદ્વાનો જ્યારે આપણા વેદ ઉપનિષદ્ દર્શનશાસ્ત્ર મહાભારત આદિ ગ્રંથ જોઇ મુગ્ધ થાય છે ને તેને સર્વ ઉન્નતિનું મૂળ કહે છે ત્યારે આપણે તેની અવગણના કરીએ છીએ એ ખરેખર આપણું

પતન સૂચવે છે. એજ વેદ ઉપનિષદ્‌ના અભ્યાસવડે આ દેશમાં ભૃગુ વસિષ્ઠ યાજ્ઞવલ્ક્ય વિશ્વામિત્ર અત્રિ અગસ્ત્ય ભરદ્વાજ જેવા ઋષિ મુનિઓ પાકતા. એજ વેદશાસ્ત્રના અભ્યાસ અને વર્ણાશ્રમ ધર્મના પાલનવડે રંતિદેવ, દિલીપ, દશરથ, અંબરીષ,હરિશ્ચંદ્ર, ભીષ્મ, ભીમ, અર્જુન જેવા ધીરવીર ધનુર્ધારી ક્ષત્રિયો પેદા થતા. એજ વેદશાસ્ત્ર તથા વર્ણાશ્રમને અનુસરવાથી ભુરીસેન ભુરિશ્રવા તથા ચંપકસેન જેવા વૈશ્યો ઉત્પન્ન થતા અને એજ વર્ણાશ્રમ ધર્મની સર્વોત્તમ પ્રથાને માન આપવાથી ધર્મવ્યાધ તથા એકલવ્ય જેવા શૂદ્રો મહાનુભાવ થતા.

હાલમાં આપણે વેદશાસ્ત્ર પુરાણના અભ્યાસમાં તથા વર્ણાશ્રમ ધર્મના પાલનમાં શિથિલ થવાથી દશે દિશાએથી આપણાપર આક્રમણો થાય છે. મુસલમાનો આપણાપર જોરજુલમ ગુજારી માલમિલકત લુંટી બાળી મૂર્તિ મંદિરો તોડી સ્ત્રીઓનું હરણ કરી વટલાવે છે તેમ આગાખાનીઓ તથા ખ્રિસ્તી પાદરીઓ પણ દવા અન્ન વસ્ત્ર તથા મિથ્યા ઉપદેશથી વટલાવે છે. આવે વખતે હિંદુઓનું સંગઠન થવાની અનિવાર્ય જરૂર છે એમાં જરાપણ સદેહ નથી પણ પંડિત માલવિયા ડૉ. મુંજે તથા આર્ય સમાજીઓ કહે છે તેમ કદિ નહિ થાય. તે રીતે તો આપણો વિનાશજ થાય. ઢેઢ ભંગીને અડવાથી, જન્મ જન્માંતરના મુસલમાનને પાણીના ચાર છાંટા નાખી હિંદુ બનાવવા રૂપી શુદ્ધિ કરવાથી, જાતિ પાંતિના ભેદ કાઢી નાંખી ગમે તેની સાથે બેસી સહભોજન કરવાથી, વર્ણસંકર લગ્ન કરવાથી, પુનર્વિવાહ—નાતરૂં કરવાથી કે માંસાહાર કરવાથી સંગઠન નહિ થાય પણ ઉલટું તેથી માંહોમાંહે વિક્ષેપ વધી હિંદુ જાતિનો ક્ષય થશે અને દુશ્મનોને ફાવવાનું કારણ મળશે. એજ સ્પર્શ્યાસ્પર્શ્ય, જ્ઞાતિબંધન તથા લગ્નમર્યાદા (વિધવા વિવાહ તથા વર્ણાન્તર લગ્ન નિષેધ)ને લઈ હજારો હુમલા

વિધર્મી વિદેશીઓના ખમવા છતાં હિંદુ જાતિ અદ્યાપિ પર્યંત જીવંત રહી છે પરંતુ જેનામા એ પ્રકારનો વર્ણાશ્રમ ધર્મનો અંશ નથી એવી કઈક જાતિઓ ઉન્નત હતી છતાં આજે તેનું પૃથ્વીની સપાટી પર નામનિશાન પણ નથી માટે ધર્મ વિરૂદ્ધના એવા મૂર્ખતાભર્યા સંગઠનથી આપણે બચવું જોઇએ.

હિંદુ સંગઠન કરવાની પારાપાર આવશ્યકતા છે ને તે કાર્ય આપણે સનાતનીઓએ જ આળસ, નિદ્રા, પ્રમાદ, કાયરતા, કુસંપ ત્યજીને જોસભેર ઉપાડી લેવું જાઇએ. સનાતન ધર્મના જ્ઞાન સાથે વર્ણાશ્રમ ધર્મનું રહસ્ય લોકોને બરાબર સમજાવી તે પ્રમાણે વર્તવા વર્તાવવા ઉપદેશકો મોકલી ઠામ ઠામ કસરતી અખાડા, સનાતન ધર્મ સભા, સ્વયંસેવક મંડળ તથા પાઠશાળા ખોલાવવી જોઇએ. પ્રાંતે પ્રાંતમાં સનાતન ધર્મના દૈનિક અને અઠવાડિક પત્રો તથા ઋષિકુળો સ્થાપવા જોઇએ. શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, રામાનુજાચાર્ય તથા મધ્વાચાર્ય એ ચાર મુખ્ય આચાર્યોએ વેદાનુકુળ ભાષ્યો લખી તથા ધર્મ પ્રચાર કરી સનાતન ધર્મનું રક્ષણ કર્યું છે ને એ ચાર સંપ્રદાયનાજ હિંદુઓ પ્રાયઃ સનાતન ધર્મના અનુયાયી છે તો તે ચારેય વચ્ચે એકતા કરી પરસ્પરની મદદથી પ્રયાસ થાય તો સ્વરાજ્ય અને સંગઠન ઉભય સહજ થઈ શકે. સ્વરાજ્યની મિથ્યા લાલચો આપી ખાદી રેંટીયો તથા ચમારને અડવાનો વિનાશકારી ઉપદેશ આપનાર ગાંધીને કરોડો રૂપિયા આપ્યા તેથી આપણું પતન થયું છે, ધર્મદ્રોહી ચારિત્રહીન સ્વાર્થી સફેદ ટોપાવાળાઓને મત આપી ધારાસભામાં, લોકલબોર્ડમાં તથા મ્યુનિસિપાલિટી વગેરે સંસ્થામાં મોકલાવ્યા તેથી આપણે વધારે પરાધીન બન્યા છીએ માટે હવે ચેતો, સાવધ બનો અને તેવા અનર્થોથી બચી ધર્મ તથા જાતિનું રક્ષણ કરો.

ક્ષણે ક્ષણે વેશ બદલી આપણી ભોળી પ્રજાને ભમાવનાર બીસંટ બાઇ હવે એક છોકરાને વિલાયત અમેરિકામાં અંગ્રેજી ભાષાની તથા ટેનીસ રમવાની તાલીમ આપી જગદ્‌ગુરૂ—અવતારી પુરૂષ બનાવવા મથે છે ત્યારે કેટલાક નામધારી હિંદુઓ મહારાણા પ્રતાપસિંહ તથા શિવાજી મહારાજ કે જેઓ હિંદુ જાતિ તથા સનાતન ધર્મ ઉદ્ધારક મહા પવિત્ર પુરૂષો હતા અને જેઓએ પોતાની વીરતાથી જાતિ તથા ધર્મનું સંરક્ષણ કરી મુસલમાનો અને મુસલમાનોના સંસર્ગથી ભ્રષ્ટ થયેલા રાજા માનસિંહના ભોજન લેવાથી દૂષિત થયેલી ભૂમિને પણ ગોબરથી લીપાવી હતી તે પ્રાતઃસ્મરણીય પવિત્ર પુરૂષોની જયન્તિઓ ઉજવાય ત્યારે ઢેઢ ભંગી સાથે બ્રાહ્મણ અને પારસી મુસલમાન બેસી સહભોજન કરે એ દેશોદ્ધાર નથી પણ તે એક અધમ લાંછનાસ્પદ કૃત્ય છે. એથી શુદ્ધિ સંગઠન કે ઉદ્ધાર નથી પણ વર્ણસંકરતા-વિનાશ છે માટે સાવધ રહી આત્માનું કલ્યાણ આત્મા વડે કરો. ઇશ્વર કોઇ યવન મ્લેચ્છ દેશ અથવા જાતિમાં અવતાર લઇ હિંદુઓનું રક્ષણ નહિ કરે પણ આ પવિત્ર ભરતખંડમાંજ અવતરી પાખંડીઓનો સંહાર કરી ધર્મ અને ધર્મજ્ઞોને ઉગારશે પરંતુ હજુ તેને હજારો વર્ષનો સમય છે માટે સનાતન ધર્મ વિહિત માર્ગે સંગઠન કરી કૃતાર્થ થાવ. બાદ વક્તાનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી.

# વીર ચૂડામણિ શિવાજી.

કાશીકુતે કલા ગઇ મથુરા મસિદ ભઇ,
**શિવાજી ન હોત તો સુન્નત હોત સબકી.**

જે વખતે મોગલ બાદશાહી ઉન્નતિને શિખરે પહોંચી હતી, ત્યારે ઔરંગઝેબના કઠોર શાસનથી ભારતના ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ ભાગોમાં સર્વત્ર લોકોનાં હૃદય ભયભીત બની ગયાં હતાં. જ્યારે સ્વાધીનતાના પ્રધાન ઉપાસક અને તેજસ્વી તથા સાહસિક રાજપૂતોમાંના ઘણા ખરા મોગલોને આધીન થઈ ગયા હતા તે સમયે દક્ષિણમાં પશ્ચિમઘાટ નામના પર્વતોથી ઘેરાયેલા પ્રદેશમાં એક મહાશક્તિએ સર્વના હૃદયમાં અતિ વિસ્મયતા ઉત્પન્ન કરી હતી. ધીમે ધીમે ભારતનો અદ્વિતીય પાદશાહ પણ આ શકિતના પરાક્રમથી કંપી ઉઠયો; સમસ્ત ભારતમાં જે મહાશકિતની હાક વાગી રહી હતી તે શક્તિ કયી ? તે શકિત તે શિવાજી મહારાજ !

શિવાજી વીરતાની તેજસ્વી મૂર્ત્તિ અને સ્વતંત્રતાનો અદ્વિતીય ઉપાસક હતો. જે સમયે શિવાજી પ્રકટ થયા તે વખતે ભારતની પ્રાચીન વીરતાનું ઐશ્વર્ય ધીમે ધીમે નષ્ટ થતું જતું હતું. જે લોકો એક વખત સાહસ અને વીરતાની બાબતમાં સૌથી અગ્રસ્થાને વિરાજતા હતા, જેમણે વીરસમાજમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી અનંત કીર્તિનો સંચય કર્યો હતો, તેમનાંજ સંતાનો ધીમે ધીમે પરાધીનતાની બેડીમાં સજજડ જકડાઇ ગયાં અને તેમણે પોતાની સ્વતંત્રતાને તિલાંજલિ આપીને જાણે વિધર્મીઓની ગુલામગીરી ઉઠાવવી એ પોતાની જીંદગીનું પ્રધાન કર્તવ્ય માની લીધું. જે તેજસ્વીતાથી પૃથ્વીરાજ તિરૌરીના

યુદ્ધમાં અજીત રહી શકયો, જે તેજસ્વીતાથી સમરસિંહ પોતાના પ્રાણની લેશ પણ પરવા કર્યા વિના ભયંકર રણક્ષેત્રમાં જાલીમ શત્રુઓની સામે ખડો રહ્યો હતો અને જે તેજસ્વીતાથી પ્રાતઃસ્મરણીય પ્રતાપસિંહ ઘણાં વર્ષો સુધી અતુલ સમૃદ્ધિ સંપન્ન બાદશાહની સામે થયો હતો, તે તેજસ્વીતા અને સ્વાધીનતાનો પ્રેમ હાલ અદ્રશ્ય થઈ ગયાં હતાં. માંહોમાંહેનો સંપ નષ્ટ થવાથી પરાક્રમી રાજપૂતો દિનપ્રતિદિન નબળા પડતા જતા હતા, અને મુસલમાનોને આધીન થઇ પોતાની શોચનીય અધોગતિનું ફળ ભોગવી રહ્યા હતા. મહા પરાક્રમી શિવાજીએ મહારાષ્ટ્રમાં કુસંપને દૂર કર્યો અને એક મહા પ્રજા ઉત્પન્ન કરી. તેના મહામંત્રથી અનેક મુસલમાનોની દિવસે દિવસે પડતી થતી ગઇ અને તેઓ હિંદુને નમવા લાગ્યા.

ભારતવર્ષના નકશામાં દક્ષિણ અને પશ્ચિમ ભાગમાં મહારાષ્ટ્ર નામનો જે પ્રદેશ પહાડોથી ઘેરાઈ રહ્યો છે તેની ઉત્તરે સાતપુડા પર્વત ગંભીર ભાવથી ઉભો છે; પશ્ચિમ દિશાએ અગાધ સમુદ્ર અપાર તરંગો ફેલાવી જડ જગતની અપૂર્વ લીલા બતાવી રહ્યો છે, પૂર્વમાં વરધા નદી વહે છે, અને દક્ષિણમાં ઉંચા નીચા પહાડોથી ઘેરાયેલો પ્રદેશ આવી રહ્યો છે. મહારાષ્ટ્ર દેશ પ્રથમથીજ સૃષ્ટિસૌંદર્યથી વિભૂષિત છે, તે ૧૦૦,૦૦૦ ચોરસ માઇલના વિસ્તારવાળો છે. ભયાનક સહ્યાદ્રિ પર્વત ઉત્તરથી દક્ષિણ સુધી પડેલો છે, પહાડનો ઘણોખરો ભાગ લીલાં લીલાં વૃક્ષોથી શોભી રહ્યો છે, જાણે પર્વતમાલાપર પ્રકૃતિએ પોતાની સુંદરતાનો અખંડ ભંડાર ભર્યો હોય તેવો દેખાવ લાગે છે. નજરે જોયા વિના આ અનંત ભંડારની અપૂર્વ શોભા ધ્યાનમાં આવવી મુશ્કેલ છે. પ્રકૃતિના આ મનોહર પ્રાંતમાં, અનંત વિશ્વના આ સૌંદર્યયુક્ત ભાગમાં મહારાજા શિવાજીનો જન્મ થયો હતો.

ઔરંગઝેબ બાદશાહના સમયમાં દક્ષિણના અનેક સ્થાનોમાં મુસલમાન લોકોની સત્તા હતી. વિજાપુરનો મુસલમાન નવાબ ઘણો પ્રતાપી હતો. તેને ત્યાં શાહજી નામનો એક ક્ષત્રિય યુવક નોકરીએ રહ્યો હતો. શાહજી ધીમે ધીમે પોતાની કુશળતાથી નવાબનો એક પ્રધાન કર્મચારી ગણાવા લાગ્યો. તેની વીરતાથી વિજાપુરના નવાબની વિજયપતાકા અનેક સ્થાનોમાં ફરકવા લાગી. શાહજીનું લગ્ન જીજાબાઇ નામની એક સ્ત્રી સાથે થયું હતું. જીજાબાઇને બે પુત્રરત્નોની પ્રાપ્તિ થઇ. વડા પુત્રનું નામ શાંતાજી અને નાનાનું નામ શિવાજી હતું.

ઈ. સ. ૧૬૨૭ ના મે મહિનામાં પૂનાની ઉત્તરે ૫૦ માઇલિપર આવેલા શિવનારી નામના કિલ્લામાં શિવાજીનો જન્મ થયો. કિલ્લાની અધિષ્ઠાત્રી શિવાઈ દેવીના નામપરથી જીજાબાઈએ પોતાના પુત્રનું નામ શિવાજી રાખ્યું હતું. શિવાજી પોતાની માતા સાથે બાળપણમાં આજ કિલ્લામાં રહેતો હતો શિવાજીનો જન્મ થયા પછી ત્રણ વરસે શાહજીએ તુકાબાઇ નામની એક મહારાષ્ટ્રીય સ્ત્રી સાથે બીજીવાર લગ્ન કર્યું. આથી જીજાબાઈ અને શાહજી વચ્ચે વિરોધ પેદા થયો. આ કારણથી શિવાજી ૭ વર્ષની ઉમ્મર થતાં સુધી શાહજીનું મુખ જોવાને શકિતવાન્ થયો નહિ. શાહજીએ દાદાજી કોંડદેવ નામના એક દૂરદર્શી વૃદ્ધ બ્રાહ્મણને શિવાજી તથા જીજાબાઇની સંભાળ લેવાને અને પૂનાની જાગીરની વ્યવસ્થા કરવાને નિયત કર્યો હતો. દાદાજી ચતુર અને રાજકાજમાં કુશળ હતો. તેણે જીજાબાઇને માટે પૂનામાં એક મોટો મહેલ બંધાવ્યો. પૂનાના આ નવા મહેલમાં દાદાજી કોંડ-દેવની દેખરેખ હેઠળ શિવાજીનું બાળપણ વ્યતીત થયું.

આ સમયમાં મહારાષ્ટ્રીય લોકો ભણવા ગણવા તરફ વધારે લક્ષ આપતા નહોતા; માત્ર પુસ્તકોના કીડા અને મંદ તેમજ તેજ-

સ્વીતાહીન વાચાલ પોપટજી બનવા કરતાં વીરપુરૂષોને છાજે એવા શૌર્યાદિ ગુણો કેળવવાને તેઓ ઉત્સાહી રહેતા હતા. શિવાજી પોતાની સહી પણ કરી શકતા નહોતા, પણ તીર ચલાવવામાં બરછી મારવામાં અને તલવાર વાપરવામાં અદ્વિતીય ચતુરતા ધરાવતા હતા. મહારાષ્ટ્રના ઘોડાઓ પર સ્વારી કરવામાં તે ઘણા કુશળ ગણાતા હતા. તેમની ઘોડા ચલાવવાની ચતુરાઇ જોઇને પ્રેક્ષકો ઘણા પ્રસન્ન થતા હતા. દાદાજીએ શિવાજીને પોતાના ધર્મમાં ચુસ્ત બનાવવાને માટે બહુ ધ્યાન આપ્યું હતું, આખરે તેનું પરિણામ પણ બહુ સારૂંજ આવ્યું. શિવાજી હિંદુ સનાતન ધર્માનુસાર કાર્ય કરવામાંજ પ્રવૃત્ત રહેતા હતા. તે ઘણા ધ્યાનથી હિંદુ ધર્મની કથાઓ સાંભળતા હતા. રામાયણ, મહાભારત અને ભાગવતની કથા સાંભળવામાં તેમને બહુ આનંદ મળતો હતો, બાળપણથીજ કથા સાંભળવામાં તે બહુ શ્રદ્ધાવંત હતા. હિંદુ ધર્મપર આવી અચલ આસ્થા અને હિંદુ ધર્માનુસાર વર્તવામાં તેમને શ્રદ્ધા હોવાથી તેમણે હિંદુ ધર્મનું ગૌરવ રાખવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી. તેમની આ પ્રતિજ્ઞા અનેક વિઘ્નો અને અનેક વિપત્તિઓ આવી પડવા છતાંએ ચલિત થઈ નહિ. શિવાજીએ અંતકાળ પર્યંત નિર્ભયતાથી અને અવિચલ ચિત્તથી આ શુભ પ્રતિજ્ઞાનું પાલન કર્યું હતું.

રામાયણ અને મહાભારતની વીરતાભરી કથાઓ સાંભળવાથી શિવાજીના ચિત્તમાં વીરરસ ઉભરાઈ આવ્યો સ્વાભાવિક સાહસિકતામાં વૃદ્ધિ થવા લાગી. સ્વજાતિ પ્રેમ અને દેશહિતૈષીતા તેના મનમાં મજબૂત જડ ઘાલી બેઠાં. શિવાજીએ મોગલોની બાદશાહી તોડી હિંદુ સામ્રાજ્ય સ્થાપન કરવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી હતી. તેમણે ધર્માંધ મુસલમાનોના અસહ્ય જુલમ કાળમાં હિંદુ ધર્મની મહાશકિતને પ્રકાશિત કરવાનો મહા પ્રયાસ કર્યો હતો. તેમની પ્રતિજ્ઞા

નિષ્ફળ નીવડી નહિ. જે સમયે બાદશાહ ઔરંગઝેબના પ્રતાપથી પ્રાયઃ સમસ્ત ભારતવર્ષ કંપી રહ્યો હતો તે સમયે શિવાજીએ પોતાના બાહુબળને પ્રતાપે દક્ષિણમાં હિંદુ સામ્રાજ્યની સ્થાપના કરી હતી. સ્વાધીનતાના ભકત વીરશિરોમણિ શિવાજીની અલૌકિક વીરતાથી વિજયી મુસલમાનોની વિજયિની શકિત નષ્ટ થવા લાગી. ઘણો વખત વહી ગયા પછી પુનઃ એકવાર હિંદુ લોકોની પ્રતિષ્ઠા તેમની પવિત્ર ભૂમિમાં વધવા લાગી.

શિવાજી પહાડી પ્રદેશમાં રહેતા માવલી લોકોને બહુ ચાહતો હતો. આ લોકો ચહેરે ખુબસુરત નહોતા પણ યુદ્ધ કાર્ય કરવામાં ચતુર, સાહસિક અને દૃઢપ્રતિજ્ઞ હતા. શિવાજીએ આ લોકોના ભરોસાપર અનેક સ્થાનો પર પોતાની વિજય પતાકા ફરકાવી હતી. તે હમ્મેશાં કહેતાં કે હું મુસલમાનોને જીતીને સ્વતંત્ર રાજા બનીશ.

તરૂણ વીરપુરૂષનાં આ વાકયો નિષ્ફળ થયાં નહિ. શિવાજીએ મુસલમાનોને પરાજીત કરી સ્વતંત્ર હિંદુ રાજ્યની સ્થાપના કરી.

સોળ વરસની ઉમ્મરે શિવાજી એવા સાહસિક અને તેજસ્વી બની ગયા હતા કે ઘોડેસ્વાર સેનાની સાથે તે સદા સર્વદા પહાડોપર ઘુમતા હતા. આમ કરવાથી પોતાના દેશના દુર્ગમ પહાડોના સર્વ માર્ગો તેમના ધ્યાનમાં આવી ગયા હતા. મહારાષ્ટ્ર દેશમાં અનેક પહાડી કિલ્લાઓ હતા. શિવાજીએ પોતાની ચતુરાઇથી આ કિલ્લામાંના ઘણાખરા પોતાને હસ્તગત કરી લીધા હતા. આ સઘળા કિલ્લાઓ વિજાપુર નવાબના તાબામાં હતા. આથી વિજાપુરનો નવાબ શિવાજીનો શત્રુ બની ગયો. અફઝુલખાન વિજાપુરની સેનાનો સરદાર થઇને શિવાજીની સાથે યુદ્ધ કરવા આવ્યો. તેણે માર્ગમાં હિંદુ તીર્થોને અપવિત્ર કરવામાં અને હિંદુ દેવમંદિરોને તોડવામાં કશી કચ્ચાશ

રાખી નહિ. આ વખતે શિવાજી રાયગઢના કિલ્લામાં રહેતા હતા. તેમણે હિંદુઓને થયેલા અપમાનનો બદલો લેવાનો નિશ્ચય કર્યો અને સેના એકઠી કરી. તેણે પોતાની માતાને દંડવત્ પ્રણામ કરી પ્રતાપગઢ તરફ પ્રયાણ કરવા માંડ્યું. તેમની સંકલ્પસિદ્ધિમાં કોઈ પ્રકારનું વિઘ્ન આડું આવ્યું નહિ. શુભ સમય આવી ગયો. શિવાજીએ પોતાની મહત્તા સ્થાપિત કરવાને અપૂર્વ ચતુરાઈથી અફઝુલખાનની સામે થવાની તૈયારી કરવા માંડી. જંગલમય દુર્ગમ પહાડી માર્ગોમાં સેનાને લઇને કુચ કરવાનું કાર્ય કેટલું કઠિન છે એ અફઝુલખાન સારી પેઠે જાણતો હતો. આથી તેણે શિવાજીને યુક્તિ લડાવી વશ કરી લેવા માટે ગોપીનાથ પંત નામના એક મહારાષ્ટ્રીય બ્રાહ્મણને શિવાજીની પાસે પ્રતાપગઢ મોકલ્યો. ગોપીનાથ કિલ્લાની નજીકના ગામમાં પહોંચતાં તેણે શિવાજીને ખબર કરી એટલે તે આવીને તેને મળ્યા. ગોપીનાથે ધીરતાથી શિવાજીને કહ્યું "શાહજીની સાથે અફઝુલખાનને ગાઢી મિત્રતા છે તેથી તે પોતાના મિત્રના પુત્રને કોઇ પણ પ્રકારનું દુઃખ દેવા ઇચ્છતો નથી. તે આપની સાથે શત્રુતા કરવા માગતો નથી; પણ એક જાગીર બક્ષીસ આપવા ઇચ્છે છે. શિવાજીએ સૌમ્ય અને વિનયની સાથે અફઝુલખાનના દૂતને જવાબ આપ્યો. "એક જાગીરી મળવાથી મને ઘણો આનંદ થશે, હું તો માત્ર વિજાપુરના નવાબનો એક રંક સેવક છું." દૂતે શિવાજીની આવી નમ્રતા જોઇને પોતાનો સંતોષ જાહેર કર્યો. પછી શિવાજીએ ગોપીનાથને રહેવાને માટે એક જુદો મુકામ આપ્યો અને તેની સાથેના માણસોને માટે જૂદો પ્રબંધ કરવામાં આવ્યો. એક દિવસે ઘોર અંધારી અર્ધ રાત્રે શિવાજી ગોપીનાથ પંતના મુકામપર પહોંચ્યો અને તેને જણાવ્યું કે "મેં હિંદુ ધર્મ અને હિંદુ જાતિના ગૌરવનું રક્ષણ કરવાને માટે દૃઢ પ્રતિજ્ઞા લીધી છે. ગોબ્રાહ્મણની રક્ષા

કરવી, પવિત્ર દેવમંદિરનું અપમાન કરનારને ઉચિત દંડ આપવો અને હિંદુ ધર્મના વિરોધીઓની શક્તિનું તાડન કરવું એવી અમારી પ્રબળ ઇચ્છા છે. હું ભવાનીની આજ્ઞાથી આ પવિત્ર કાર્યની સાધના કરવા માટે ઉદ્યુક્ત થયો છું. આપ બ્રાહ્મણ છો તેથી આપને હરેક પ્રકારની સહાયતા આપવી એ મારૂં પરમ કર્તવ્ય છે. મને આશા છે કે આપણા દેશના બ્રાહ્મણોની સાથે હું પરમ સુખથી મારો સમય વ્યતીત કરી શકીશ." શિવાજીએ ધીર ગંભીર ભાવથી આટલા શબ્દો કહી ગોપીનાથને એક ગામ ઇનામમાં આપવાની પ્રતિજ્ઞા લીધી. ગોપીનાથ આ તરૂણ હિંદુવીરનું અસીમ સાહસ, અલૌકિક ભક્તિ અને ઉજ્જ્વલ સ્વદેશ ભક્તિ જોઇને દંગ થઇ ગયો અને તેના મુખમાંથી શિવાજીને પ્રતિકૂળ થઈ પડે એવી એક પણ વાત નીકળી નહિ. તેણે ધીરતાથી શિવાજીના કાર્યસાધનમાં પોતાનાથી બનતી સહાયતા આપવાની હામ બીડી કબુલાત આપી અને પ્રતિજ્ઞા કરી કે 'જ્યાં સુધી મારા જીવમાં જીવ છે ત્યાં સુધી આપની વિરૂદ્ધ કોઇ પણ આચરણ કરીશ નહિ.' શિવાજીની આશા સફળ થઇ. ગોપીનાથ શિવાજીની હિમ્મત, સ્વદેશ ભક્તિ અને વાક્ચાતુરીથી મોહિત થઇને તેના મુખ્ય કારભારીઓની કક્ષામાં આવ્યો.

પછી શિવાજીએ કૃષ્ણાજી ભાસ્કર નામના એક વિશ્વાસુ કર્મચારીને અનેક પ્રકારની ભેટ સોગાદો આપી ગોપીનાથની સાથે અફઝુલખાનની પાસે મોકલી આપ્યો. કૃષ્ણાજીએ વિજાપુરના સેનાપતિની પાસે જઇને કહ્યું કે "શિવાજી આપની સાથે મૈત્રી રાખવાને ખુશી છે. વિજાપુરના નવાબ સાથે વિરોધ કરવાની તેની ઇચ્છા નથી." આ વાત સાંભળી અફઝુલખાન પ્રસન્ન થઇ ગયો અને ગોપીનાથની સમ્મતિથી શિવાજીની મુલાકાત લેવાને પોતાની ખુશી દેખાડી. પ્રતાપગઢના કિલ્લાની નીચે એક સ્થાનપર શિવાજી અને અફઝુલખાનનો

મેળાપ કરવાનો ઠરાવ થયો. શિવાજીએ અફઝુલખાનનો આવવાનો માર્ગ થોડાં વૃક્ષો કપાવીને સ્વચ્છ બનાવી દીધો; પરંતુ બાકીનો ભાગ તો જેવોને તેવોજ રહેવા દીધો. શિવાજીએ આસપાસની ઝાડીમાં પોતાનાં માણસોને છૂપાવી રાખ્યાં. મૂર્ખ વિજાપુર સૈનિકોને આ વાતનો ભેદ જરા પણ સમજાયો નહિ. અફઝુલખાનની સાથે પંદરસો માણસો આવ્યાં હતાં, પરંતુ પંત બહાદુરે તેને એવા અવળા પાટા બંધાવ્યા કે 'બધાં માણસોને સાથે લેવાથી શિવાજીના મનમાં દગદગો પેદા થશે માટે આ માણસોને થોડે દૂર રાખવાં જોઇશે.' મૂર્ખના સરદાર પણ મૂર્ખજ હોય છે. અફઝુલખાને પંતના અભિપ્રાય પ્રમાણે અમલ કર્યો અને પોતાની સાથે એક શસ્ત્રધારી અનુચર લઇને પાલખીમાં બેસીને મેળાપસ્થાનમાં જઈ પહોંચ્યો. બીજે દિવસે શિવાજી પણ ઠરાવેલા વખતે અને ઠરાવેલા સ્થાને અફઝુલખાનને મળવાને આવ્યા. અફઝુલખાને એક મોટો ઝભ્ભો પહેર્યો હતો, અને કમરમાંથી તલવાર લટકતી હતી. અહીંઆ શિવાજી પોતાનું ઇચ્છિત કાર્ય સાધવાને ઉદ્યત થઇ ગયા. શિવાજીનું શરીર લોહબખ્તરથી સજ્જિત હતું, અને બખ્તરમાં બિછુવો તથા વાઘનખ વિરાજમાન હતાં. અન્યને ખબર ન પડે એવી રીતે તેણે બખ્તરની ઉપર સુતરાઉ અંગરખો પહેર્યો હતો. આ પ્રકારે સજ્જિત થઈ શિવાજી ધીમે ધીમે કિલ્લાપરથી ઉતરી યશોચિત નમ્રતાથી પ્રણામ કરતો કરતો અફઝુલખાનની સમીપ આવી પહોંચ્યો. અફઝુલખાનની માફક તેની સાથે પણ એક શસ્ત્રધારી સેવક હતો. ઉચિત્ત રીતે પ્રણામ કર્યા પછી શિષ્ટાચાર પ્રમાણે બન્ને જણ છાતી સરસા ભેટયા એટલે તરતજ અફઝુલખાન એકદમ બરાડી ઉઠયો "ભયંકર વિશ્વાસઘાત ! ઘોર વિશ્વાસઘાત !" શિવાજીએ આલિંગન કરતી વખતે પોતાનો વાઘનખ અફઝુલખાનના પેટમાં ખોશી દીધો હતો. અત્યંત પીડાથી

વ્યથિત થઇ અફ્ઝુલખાને શિવાજીના ઉપર તલવાર ચલાવી પરંતુ શિવાજીના શરીર ઉપર બખ્તર હોવાથી તેને લેશ પણ ઇજા થઇ નહિ. આ ઘટના પળભરમાં બની ગઇ. એક ક્ષણમાં શિવાજીએ શસ્ત્ર ચલાવી અફ્ઝુલખાનને ભૂમિપર લોટતો કર્યો. અફ્ઝુલખાનનો સેવક આ દેખાવ જોઇ તટસ્થ રહી શકયો નહિ. તે અટલ ધીરતા અને ભારે સાહસ ખેડીને તેના માલીકની હત્યા કરનાર પર વેર લેવાના વિચારે આગળ ધાયો અને શિવાજીની સામે યુદ્ધ કરવા લાગ્યો. તેણે સારી બહાદુરી દેખાડી પણ તે થોડીવારમાં મુડદું થઇને જમીન પર પડયો. આ સમયે પાલખીવાળાઓ અફ્ઝુલખાનના મૃત શરીરને લઇને નાસી જવાની તૈયારી કરતા હતા પરંતુ તેમની ગતિ તરતજ રોકવામાં આવી. શિવાજીના કેટલાંક માણસોએ એકાએક આવીને અફ્ઝુલખાનનું મસ્તક કાપી લીધું. મહારાજ તરફનો ઈશારો થતાંજ માવલી લોકોએ જંગલમાંથી એકદમ નીકળી અફ્ઝુલખાનની સેનાને ચારે તરફથી ઘેરી લીધી. મુસલમાનની સેના માવલીઓના પરાક્રમ આગળ હતાશ બની અને છિન્નભિન્ન થઇ આમ તેમ નાસવા લાગી. શિવાજીનો વિજય થવાથી સમસ્ત મહારાષ્ટ્રમાં તેની દિવ્ય કીર્તિ પ્રસરી ગઇ અને થોડા વખતમાં તેની પાસે પુષ્કળ માણસો તથા અતુલ સંપત્તિ એકઠી થઈ ગઇ.

જે માણસો સરલ હૃદયના છે, જીંદગીના હરેક કાર્યમાં જેણે સરલતાજ વાપરી છે તેઓ શિવાજીના આ કાર્યને ઘોર વિશ્વાસઘાતી અને મહા પાતકી કહીને શિવાજીને નિંદે છે, પરંતુ જે માણસ દુર્દાન્ત શત્રુનો પરાજય કરીને પોતાના દેશની સ્વતંત્રતાનું રક્ષણ કરવાને ઉદ્યુક્ત થાય છે, દેશદ્રોહીઓથી વસાયેલા દેશમાં જાતીય સ્વતંત્રતાનું સામ્રાજ્ય સ્થાપન કરવાને માટે જે પરિશ્રમ કરે છે તેઓ આ વિષય તરફ અન્ય દૃષ્ટિથીજ જોશે. મુસલમાનોની ચાલાકીથી

ભારતવર્ષની સ્વતંત્રતા નષ્ટ થઇ હતી. જે વખતે મહાવીર પૃથ્વીરાજ પોતાના દેશની સ્વતંત્રતાનું રક્ષણ કરવાને માટે એક મોટી સેના લઇને દષદ્વતી નદી કિનારે પહોંચ્યો, તે વખતે શહાબુદ્દીન ઘોરી તેની અલૌકિક તેજસ્વીતા અને પ્રચંડ સેના જોઇને આશ્ચર્યચક્તિ થયો હતો. જો શહાબુદ્દીન પોતાની ચાલાકી વાપરી રાત્રિને સમયે હિંદુ સેનાપર ગુપચુપ આક્રમણ ન કરત તો પૃથ્વીરાજનું એકાએક પતન થાત નહિ. જેમણે આવી ચતુરાઇ—આવી ચાલાકી કરીને ભારતમાં પોતાની સત્તા જમાવવાની શરૂઆત કરી તેમની સાથે તેવીજ ચાલાકી વાપર્યા વગર કાર્યની સિદ્ધિ થઇ શકેજ નહિ; આ વાત શિવાજી સારી પેઠે સમજતો હતો. તેને સંપૂર્ણ ખાત્રી હતી કે ચાલાકીની સાથે ચાલાકી કર્યા વગર કોઈ પણ પ્રકારે મુસલમાનોની સત્તા તોડીને હિંદુ સામ્રાજ્યની સ્થાપના કરી શકવાની નથી. જેમણે બીજાઓની સાથે વિશ્વાસઘાત કર્યો હતો. તેમની સાથે સરલ વ્યવહાર કરવાથી કાર્યની સિદ્ધિ કદી પણ થઇ શકશે નહિ એવું શિક્ષણ શિવાજીને બાલપણથીજ મળ્યું હતું.

જો શિવાજી હથિયાર અને બખ્તર સહિત ન આવત તો તે સહેલાઇથી અફઝુલખાનના તાબામાં આવી જાત. કાંતો તે બંધીવાન થઇને વિજાપુર જાત અથવા તો અફઝુલખાનની તરવારથી તેનું શીર્ષ ધડથી જુદું થઇ જાત. આ વિચાર કરતાં શિવાજીની ચાતુરી સર્વ પ્રકારે કાર્યસાધક થઇ છે. જે માણસ સ્વદેશહિતૈષીતાના આવેશમાં આવી દુર્દાન્ત અને ચાલાક શત્રુઓના અત્યાચારની ગતિને રોકવાનો ઉદ્યોગ કરવા ઇચ્છે છે તેમની દષ્ટિમાં શિવાજીનું આ કાર્ય નિન્દનીય નથી, પરંતુ આદરણીય છે.

સહ્યાદ્રિ પર્વતની પશ્ચિમ દિશામાં સમુદ્રના કિનારા સુધી આવેલી જમીનને કોંકણ પ્રદેશ કહેવામાં આવે છે. વિજાપુરની સેનાનો પરાજય

થયા પછી કોકણુ દેશનો ઘણોખરો ભાગ શિવાજીના તાબામાં આવી ગયો. ઉલટી ઘટના બન્યા પછી શિવાજી કોકણુ દેશમાં આવેલો પન્હાળગઢ લેવાને ઉદ્યુક્ત થયા. આ કિલ્લો વિજાપુરના નવાબના કબજામાં હતો અને દુર્ભેદ્ય ગણાતો હતો. શિવાજીએ પન્હાળગઢ જીતવામાં પણ અપૂર્વ ચાતુરી વાપરી હતી. તેણે પોતાના કેટલાક મુખ્ય મુખ્ય સરદારોની સાથે કૃત્રિમ ઝઘડો કર્યો. તેટલીજ કૃત્રિમતાથી પેલા સરદારો અસંતુષ્ટ થઇને પોતાની સાથે આઠસેં માણસો લઇને પન્હાળગઢના સુબાની પાસે પહોંચ્યા. આ સુબો પેલા સરદારોની ચાલાકી સમજી શકયો નહિ. શિવાજીની સાથે ખરો ઝઘડો થયો છે એવું માની તેણે પેલા સરદારોને ઘણી પ્રસન્નતાથી પોતાની નોકરીમાં રાખ્યા. આ તરફ શિવાજી શીઘ્ર પોતાની સેના લઇને પન્હાળના કિલ્લાપર ચડી આવ્યો. કિલ્લાના કોટ પાસે ઘણાં ઉંચાં વૃક્ષો આવી રહ્યાં હતાં. શિવાજીના જે સરદારો કિલ્લામાં રહ્યા હતા, તેઓ એક દિવસે રાતના શિવાજીને તથા તેના સેવકોને પેલા વૃક્ષોની મદદથી ગુપ્ત રીતે કિલ્લામાં લઈ ગયા અને કિલ્લાનું દ્વાર ખોલી દીધું. બસ પછી શું પૂછવું ? ઘણી સહેલાઇથી શિવાજીનો અધિકાર કિલ્લા પર બેસી ગયો.

આવી રીતે વારંવાર જય મળવાથી શિવાજીની શક્તિ અને સંપત્તિ એટલી વધી ગઈ કે અનેક સ્થળેથી હિંદુ સૈનિકો આવીને તેના સૈન્યમાં વૃદ્ધિ કરવા લાગ્યા. સેનાના વધારાની સાથે શિવાજી અધિક કઠિન કાર્યો કરવામાં પ્રવૃત્ત થવા લાગ્યો, તેની ઘોડેસવાર સેના મુસલમાન નવાબના મુલકમાં ધાડ પાડવા લાગી અને તેને લુંટવા લાગી. તેમનાં ઉદ્યોગ સાહસ અને વીરતા ઘણાંજ વધી પડયાં. આવું જોતાં જોતાં તેઓ ઠેઠ વિજાપુર નગરના કિલ્લાની નજીક જઇ લુંટ ચલાવવા લાગ્યા.

વિજાપુરના નવાબને મરાઠાઓની આટલી બધી ધૃષ્ટતા જોઇ ઘણો ક્રોધ આવ્યો. તેણે પોતાની સત્તાનો સ્વીકાર કરાવવાને માટે શિવાજીની પાસે દૂત મોકલ્યો. દૂતને શિવાજીએ ગંભીર સ્વરે કહ્યું "તમારી સરકારનો મારા પર એટલો બધો શું દાબ છે કે હું તેની વાતનો સ્વીકાર કરૂં ? તમે અહીંઆથી શીઘ્ર ચાલ્યા જાઓ, નહિ તો તમારે અપમાન ખમવું પડશે." આ સાંભળી દૂત ચાલ્યો ગયો. વિજાપુરના નવાબને શિવાજીની આ ઉદ્ધતાઇથી અત્યંત ક્રોધ ચડયો. શિવાજી જ્યારે પ્રથમ નવાબની સામે થયો હતો ત્યારેજ નવાબે શિવાજીના પિતા શાહજીને કારાગૃહમાં પૂરી તેને સ્પષ્ટ જણાવી દીધું હતું કે "જો તારો પુત્ર શીઘ્રજ મારી આધીનતા નહિ સ્વીકારે તો કેદખાનાનું દ્વાર બંધ કરી તને જીવતાં સુધી અંધારામાં પૂરી રાખવામાં આવશે." પિતાની આ માઠી દશાની ખબર સાંભળી શિવાજીનો આત્મા કેટલેક અંશે શિથિલ થયો, પણ તે પોતાના કર્તવ્યથી પરાંગ્મુખ થયા નહિ. શિવાજીએ દિલ્હીના પાદશાહ શાહજહાનને આ હકીકતની ખબર આપી, અને અનુમાન થાય છે કે કદાચ દિલ્હીના પાદશાહની આજ્ઞાથીજ વિજાપુરના નવાબે શાહજીને છોડી દીધો હશે. કેદખાનામાંથી છૂટયા પછી શાહજી પોતાની દુર્દશાના કારણભૂત પોતાના પુત્રની પાસે આવ્યા. શિવાજીએ પોતાના પિતાનું યથોચિત સન્માન કર્યું. શિવાજી એટલા બધા પિતૃભક્ત હતા કે પોતાના પિતાને ગાદી પર બેસાડી તેમની પાદુકા લઈ એક સેવકની માફક તેમની સમીપ ઉભા રહેતા હતા. મહાવીર શિવાજીનામાં પિતૃભક્તિ કેટલી હતી તે વાત આથી સુસ્પષ્ટ થાય છે.

શાહજીનો છૂટકારો થયા પછી શિવાજીએ પુનઃ પોતાના રાજ્યમાં વધારો કરવાનો ઉદ્યોગ કરવા માંડયો. વિજાપુરના નવાબે શિવાજીને પરાજીત કરવાને માટે ઘણી સેના મોકલી પરંતુ શિવાજીની ચતુરાઇ

આગળ તેનો સર્વ ઉદ્યોગ વ્યર્થ ગયો. તેનો સેનાપતિ અફઝુલખાન માર્યો ગયો તે પછી તેણે બીજીવાર એક બીજા રણચતુર આવિશીની સેનાપતિને શિવાજીની સામે મોકલી આપ્યો. વિજાપુરની સેનાએ શિવાજીને પન્હાલ નામના કિલ્લામાં ઘેરી લીધા. આ વખત પણ શિવાજીનો વિજય થયો; કારણ કે શિવાજીના ચાતુર્ય આગળ આવિશીની સરદારનો સર્વ ઉદ્યોગ નિષ્ફળ ગયો અને અન્તે તે સરદાર પોતાના અનુચરો સહિત માર્યો ગયો અને વિજાપુરની સેનાનો પરાજય થયો.

જે સમયે ઔરંગઝેબ પોતાના પિતાનું રાજસિંહાસન ખુંચવી લેવાને માટે આગ્રે ગયો હતો તે સમયે તેણે શિવાજીની પાસે કેટલાક પ્રતિષ્ઠિત સરદારોને મોકલીને તેની સહાયતા માગી હતી પરંતુ શિવાજીએ ઔરંગઝેબને તેના અનીતિ ભરેલા કાર્યમાં મદદ કરવાની સાફ ના પાડી. તેણે ઔરંગઝેબનો દુષ્ટ વિચાર જાણી તેના સરદારોને ઘૃણા અને તિરસ્કાર સાથે હાંકી કાઢ્યા અને તેઓ ઔરંગઝેબનો જે પત્ર લાવ્યા હતા તેને કુતરાની પુછડી સાથે બંધાવી દીધો. આ વખતથી ઔરંગઝેબ શિવાજીનો કટ્ટો દુશ્મન બન્યો. આ વખતથીજ તે શિવાજીને "પહાડી ઉંદર" કહીને તેને હર પ્રકારે હાનિ પહોંચાડવાનો ઉદ્યોગ કરવા લાગ્યો.

ઔરંગઝેબે પોતાના વૃદ્ધ પિતાનું રાજસિંહાસન ખુંચવી લીધું અને તેને કારાગૃહમાં કેદ કરી પોતે તખ્તનશીન થઇ ગયો. આ તરફ વિજાપુરના નવાબ સાથે શિવાજીને મિત્રતા થઈ. આ સમયે સમસ્ત કોકણ દેશમાં શિવાજીની સત્તા જામી ગઇ હતી, તેની પાસે આ વખતે સાત હજાર ઘોડેસવારો અને પચાસ હજાર પાયદળ સેના હતી.

વિજાપુરના નવાબ સાથે મિત્રતા થયા પછી શિવાજીએ મોગલ રાજ્યપર ચઢાઇ કરવાની તૈયારી કરવા માંડી. તેની આજ્ઞાથી સેનાપ-

તિઓ દિલ્હીના અધિકાર નીચેના મુલકોમાં લૂંટ કરી પૂનામાં આવ્યા. આ વખતે દક્ષિણનો સૂબો શાયસ્તખાન હતો. બાદશાહ ઔરંગઝેબે શિવાજીનું દમન કરવાને માટે શાયસ્તખાનને હુકમ આપ્યો. આ હુકમ મળતાંજ શાયસ્તખાન એક મોટું લશ્કર લઇને ઔરંગાબાદથી નીકળી પૂનાની સમીપ આવી પહોંચ્યો. શિવાજી મોગલ સેનાના આગમનના સમાચાર સાંભળી રાયગઢને છોડી સિંહગઢમાં રહેવા લાગ્યા. શાયસ્તખાન શિવાજીની ચાલાકીની વાત સારી પેઠે જાણતો હતો, તેથી તેણે સાવચેતી વાપરી પોતાની છાવણી સુરક્ષિત રાખી. તેનું આજ્ઞાપત્ર દેખાડયા શિવાય કોઇ પણ શસ્ત્રધારી મરાઠો પૂના શહેરમાં પ્રવેશ કરી શકતો નહોતો. પરંતુ તેની આ સાવચેતીનું કાંઇ પણ સારૂ પરિણામ આવ્યું નહિ. ચતુર શિવાજીના સાહસ અને ચાલાકીથી મોગલોની પાયમાલી થવાની શરૂઆત થઈ.

એક દિવસ રાતને વખતે પૃથ્વીપર ઘોર અંધકાર છવાઇ રહ્યો છે. પૂનાના માર્ગ ઘાટ મહેલ સર્વે ઘોર અંધકારમાં દટાઈ ગયા છે. ક્યાંય પણ મનુષ્યનું દર્શન સુદ્ધાં થતું નથી. માત્ર કેટલાક જાનૈયાઓ રાત્રિની શાંતિમાં ભંગ કરી ધીમે ધીમે પુના તરફ ચાલ્યા જાય છે. સાહસિક સિવાજી આ તકનો લાભ લઇ એક સ્થાનપર પોતાની સેનાને ઉભા રાખી માત્ર પચીસ અનુચરોને પોતાની સાથે લઈ તે જાનૈયાઓની સાથે ભળી ગયો. જાનનાં માણસો આનંદથી ગાતાં વગાડતાં પૂના નગરીની અંદર પ્રવેશ કરી ગયાં. શિવાજી પણ તેની સાથે સાથે નગરમાં ધુસી ગયો, અને જે મહેલમાં શાયસ્તખાન ઘોર નિદ્રામાં પડયો હતો તે મહેલપર એકદમ આક્રમણ કર્યું. શાયસ્તખાનની સાથે કેટલીક સ્ત્રીઓ હતી તેમણે શિવાજીના આક્રમણની ખબર તેને પહોંચાડી એટલે તે એકદમ ઉઠીને આંફળો ફાંફળો નાસવાનો પ્રયત્ન કરવા લાગ્યો. ચારે તરફ તેના દુશ્મનો નાગી તલવાર સાથે

તેની વાટ જોઇ રહ્યા હતા, તોપણ તે કોઇ રીતે મહેલમાંથી છટકી જવા પામ્યો. માત્ર તેના હાથની એક આંગળી કપાઇ ગઈ. નાશી જવાથી તેનો દેહ તો સલામત રહ્યો, પણ શાયસ્તખાનના પુત્ર અને તેની સેનાનાં માણસો મરાઠાઓને હાથે માર્યાં ગયાં. શિવાજી વિજયનાં ચિન્હ તરીકે બળતી મશાલો સાથે પૂના શહેરમાંથી નીકળી સિંહગઢ પહોંચી ગયો.

આ વિજયથી મહાવીર શિવાજીની પ્રશસ્ય કીર્તિ સમસ્ત મહારાષ્ટ્રમાં પ્રસરી ગઇ. સકળ મહારાષ્ટ્રવાસીઓ પોતાના દેશી મહાવીરનાં યશોગાન ગાવા લાગ્યા. શિવાજીને અનેક વર્ષો થઇ ગયાં છે તો પણ હજી તેમની વીરતાની કથા લુપ્ત થઇ નથી. મરાઠા લોકો હજી પણ શિવાજીના સાહસ અને વીરતાનાં યશોગાન ગાતાં પુલકિત બની જાય છે.

બીજે દિવસે ઘણા મોગલ ઘોડેસવારો સિંહગઢ તરફ ગયા. શિવાજીએ તેમને કિલ્લાની નજીક આવવા કહ્યું. આ લોકો ઘણી બહાદુરી દર્શાવતા ડંકો વગાડતા અને હાથમાં પકડેલી નાગી તલવારો ઘુમાવતા ઘુમાવતા કિલ્લાની નજીક પહોંચ્યા. શિવાજીએ આ સમયે તેમની સામે તોપ ખડી કરી દીધી. આ લોકો તોપને જોઇને ગભરાઇને નાસવા લાગ્યા. શિવાજીએ તેમની પાછળ એક સેનાપતિને થોડું લશ્કર આપી મોકલ્યો અને તે તેમને દૂર સુધી નસાડી મૂકી આવ્યો. શિવાજી આ પહેલીવારજ મોગલ સેનાને નસાડી મુકવાને શક્તિવાન થયો. આ વખત પણ તેની કીર્તિમાં ઘણો વધારો થયો.

આ પછી શિવાજી ઘોડેસવાર સેના લઇને બાદશાહ ઔરંગઝેબનું સુરત શહેર લૂંટીને ઘણું દ્રવ્ય એકઠું કરી, તે રાયગઢ લેઇ આવ્યા. તે જળ માર્ગમાં પણ પોતાનો અધિકાર જમાવવાનો પ્રયત્ન કરતા

હતા. તેની ઘણી લશ્કરી મનવારો હતી. આ વહાણો દ્વારા મોગલ બાદશાહોનાં ઘણાં લશ્કરી વહાણોને શિવાજીએ જીતી લીધાં હતાં.

સુરત લૂંટયા પછી શિવાજીને ખબર પડી કે પોતાના પિતા શાહજીનું મૃત્યુ થયું છે. આથી તેઓ સિંહગઢ ગયા અને પિતાજીની શ્રાદ્ધાદિ ક્રિયા કરી. પછી રાયગઢમાં આવી પોતાના મંત્રીઓની સાથે પોતાના રાજ્યના સુપ્રબંધનું કાર્ય કરવા લાગ્યા. આ કાર્યમાં કેટલાક મહિના વીતી ગયા. આ સમયે શિવાજીએ પોતાના નામ સાથે રાજાની ઉપાધિ જોડી અને પોતાના નામના સિક્કા પાડવા માંડયા. વીર પુરૂષની પ્રતિજ્ઞા પૂરી થઈ. મોગલોના પ્રચંડ સામ્રાજ્યની વચમાં ભારતના મહાવીર શિવાજી સ્વતંત્ર હિંદુ રાજ્ય સ્થાપન કરી પોતાનો અધિકાર ચલાવવા લાગ્યા.

મક્કા જનારા મુસલમાન યાત્રાળુઓ સુરતથી વહાણુપર બેસતા હતા, અને તેથી તેઓ સુરતને પ્રધાન તીર્થ ગણતા હતા. મુસલમાનોનાં પવિત્ર સ્થાનને લૂંટવાની અને રાજાની ઉપાધિ ધારણ કરવાની શિવાજીની ધૃષ્ટતાની વાત સાંભળી ઔરંગઝેબને ઘણો ક્રોધ ચડયો અને તેનું દમન કરવાને માટે તેણે જયસિંહ તથા દિલેરખાનને દક્ષિણમાં મોકલી આપ્યા. આ વખત શિવાજી તેમની સામે થયો નહિ, પણ તેમની સાથે સલાહ કરવાના ઉદ્દેશથી રઘુનાથ પંત નામના પોતાના ન્યાયશાસ્ત્રીને જયસિંહની પાસે મોકલ્યો. પંત સાથે જયસિંહને ઘણી વાત થઈ. આખરે પંત શિવાજી પાસે આવ્યો. શિવાજી વીરધર્મના પક્ષપાતી હોવાથી જરા પણ શંકા કર્યા વગર ઘણા થોડા સેવકોની સાથે વર્ષાઋતુના આરંભમાં જયસિંહની છાવણીમાં ગયા ત્યાં જઇ તેણે પોતાના આગમનની ખબર જયસિંહને આપી. જયસિંહે તેને માન સહિત લાવવાને માટે એક પ્રતિષ્ઠિત કર્મચારીને

સામો મોકલ્યો. શિવાજી તંબુની પાસે પહોંચતાંજ જયસિંહે આગળ આવી તેમને છાતી સરસા ચાંપ્યા અને તંબુની અંદર લઈ પોતાની જમણી બાજુએ બેસાડયા. સંધિના નિયમો તૈયાર કરવામાં આવ્યા અને દિલ્હી મોકલી દેવામાં આવ્યા. બાદશાહે આ નિયમોનો સ્વીકાર કરી સંધિપત્ર પુનઃ દક્ષિણમાં મોકલ્યો. ત્યાર પછી શિવાજી મોગલોના પક્ષમાં ભળી વિજાપુરના નવાબની સામે લડવા લાગ્યા. બીજે વરસે બાદશાહના નિમંત્રણથી પોતાના પુત્ર શંભાજી, પાંચસો ઘોડેસવાર અને એક હજાર માવલી લોકોના સૈન્યને પોતાની સાથે લઇને શિવાજી દિલ્હી ગયા.

દિલ્લીમાં પહોંચતાં તેમને જોવાને માટે ઘણા લોકો એકઠા થયા પણ દુષ્ટ ઔરંગઝેબે આ પરાક્રમી હિંદુ રાજાને યોગ્ય સન્માન આપ્યું નહિ. કિન્તુ હિંદુઓની સમક્ષ હિંદુકુલભૂષણ શિવાજી મહારાજનું અપમાન કરવાની ચેષ્ટા કરવા લાગ્યો.

જ્યારે શિવાજી દરબારમાં પહોંચ્યા ત્યારે તેમને ઔરંગઝેબે હલકા દરજ્જાના કર્મચારીઓની જગ્યાએ બેસાડયા. શિવાજી આથી દુખિત અને અપ્રસન્ન થઇ દરબારમાંથી ઉઠી ચાલ્યા ગયા, પણ દિલ્લીમાંથી નીકળી પોતાના દેશ તરફ તેઓ આ વખત જઇ શકયા નહિ. બાદશાહે તેના નિવાસસ્થાન પર પહેરો રાખવાને માટે નગરના કોટવાળને હુકમ આપ્યો હતો. પણ આ ચતુર મહારાજાએ પોતાની સાથેના લોકોને દિલ્હીનાં હવાપાણી માફક ન આવવાનું બહાનું કાઢી તેમને પોતાના દેશ જવા દેવાની આજ્ઞા માગી. સાથેના લોકોના જવાથી શિવાજી અસહાય થઇ સહજમાં વશ થઇ જશે, આવો વિચાર કરી બાદશાહે તેમના સાથીઓને દેશમાં જવાની આજ્ઞા કરી. શિવાજી બાદશાહની ચાલાકી સમજી ગયો અને शठं प्रति शाठ्यं कुर्यात्

એ નિયમાનુસાર તેણે પોતે પણ યુક્તિ વાપરવા માંડી. પોતાના નિવાસસ્થાનમાં પોતે બિમાર હોવાનું બહાનું કાઢી તેઓ આખો દિવસ સુસ્ત પડી રહેવા લાગ્યા. થોડા દિવસ પછી કાંઇક આરામ થયો છે એમ જણાવી તે નિમિત્તે ફકીરોને મિઠાઇ વહેંચવા માંડી. આ રીતે તેના નિવાસસ્થાનપરથી હજારો મણ મિઠાઇના ટોપલા દરવાજા બહાર જવા લાગ્યા. જ્યારે પહેરેગીરોને ખાત્રી થઇ કે મિઠાઇનાજ ટોપલા દરવાજા બહાર જાય છે ત્યારે એક ટોપલામાં શિવાજી અને બીજામાં શંભાજી બેસી દરવાજા બહાર નીકળી ગયા. શહેરની બહાર નજીકમાંજ તેને માટે એક ઘોડો ઉભો રાખવામાં આવ્યો હતો તેના પર શિવાજી મહારાજ ચડી બેઠા અને પોતાની પાછળ પોતાના પુત્રને ચડાવી દીધો અને એકદમ મથુરા જઇ પહોંચ્યા. ત્યાં કોઇ મિત્રને ઘેર પોતાના પુત્રને રાખી શિવાજી મહારાજ એક સંન્યાસીનો વેશ લઇ ફરતા ફરતા દક્ષિણમાં જઇ પહોંચ્યા.

આ સમયે મરાઠાઓ વિજાપુરના નવાબની સાથે યુદ્ધ કરવામાં રોકાયા હતા. શિવાજીને વિજાપુરના નવાબની સાથે સલાહ થઇ જશે એવી શંકાથી ઔરંગઝેબે શિવાજીને કેટલીક જાગીરી આપીને તેની રાજાની ઉપાધિ દૃઢ કરી દીધી. ત્યાર પછી શિવાજીએ વિજાપુર અને ગોવલકોંડાના રાજ્યો સાથે લડાઇ કરી તેમની પાસેથી કર લીધો.

કેટલોક વખત સુધી યુદ્ધ કરવાનું છોડી દઇ શિવાજીએ પોતાના રાજ્યની સુવ્યવસ્થા કરવામાં પોતાનું ચિત્ત રોકયું. તેણે રાજ્ય પ્રબંધનું સર્વ કાર્ય બ્રાહ્મણોના હાથમાં સોંપ્યું. ખેડુતોપર જુલમ ન થાય, ઠગાઈ, પ્રપંચ, ચોરી, લૂંટ આદિ ન થાય તે માટે ઉત્તમ કાયદા બનાવ્યા. તેની શાસન પ્રણાલી પ્રમાણે ઉત્પન્ન થયેલા

અન્નમાંથી ત્રણ ભાગ ખેડુતના અને બે ભાગ સરકારના થતા હતા. શિવાજી પોતાના નોકરો મારફતે રાજ્ય કર ઉઘરાવી લેતા અને સૈનિકોને રાજ્યના ખજાનામાંથી પગાર આપવામાં આવતો હતો. તેની સેના ઘણીખરી માવલી લોકોની બનેલી હતી. તેમનાં મુખ્ય શસ્ત્રો તલવાર, ઢાલ અને બંદુક એટલાં હતાં. ઘોડેસવાર સેનાના બરગિરદાર અને શિલેદાર એવા બે ભાગ હતા.

હિંદુઓની માન્યતા પ્રમાણે શરદ્ઋતુ એ દિગ્વિજયની યાત્રા કરવાનો સમય છે. પ્રતાપશાળી શિવાજી આ સમયે દુર્ગતિનાશિની ભવાનીની પૂજા કરી દિગ્વિજય કરવાને માટે પ્રવાસ કરતા હતા. તે શત્રુઓનાં નગરો લૂંટતા હતા; પરંતુ ખેડુત, ગાય, બ્રાહ્મણ અને સ્ત્રીઓની ઉપર કદી પણ જુલમ કરતા નહોતા. આ રીતે પરાક્રમી મોગલોના શાસનકાળમાં મરાઠાઓનું રાજ્ય સ્થાપિત થયું હતું અને મરાઠાઓએ પોતાની કીર્તિનો ડંકો વગાડયો હતો.

ઔરંગઝેબે પુનઃ એકવાર બહારથી સજ્જનતાનો ડોળ કરી શિવાજીને હાથ કરવાનો પ્રયત્ન કર્યો હતો, પણ તેમાં તેનું કાંઇ વળ્યું નહિ. શિવાજી ઔરંગઝેબની પ્રપંચ જાળમાં ફસ્યા નહિ. તે તો અગાઉની માફક દક્ષિણમાં જ્યાં ત્યાં પોતાનું રાજ્ય જમાવવામાંજ મચી રહ્યા. આથી મોગલ પાદશાહને હવે ખુલ્લી રીતે મરાઠાઓની સાથે યુદ્ધ કરવાની ફરજ પડી. શિવાજી મોગલોથી લેશ પણ ડર્યો નહિ, અને પોતાનો ટેક છોડી મોગલોની આધીનતા સ્વીકારી નહિ. તેણે સાચા વીર પુરૂષની માફક વીરધર્મની રક્ષા કરી અને મોગલોના અધિકાર નીચેના કેટલાક કિલ્લા જીતી તેનાપર પોતાની વિજયપતાકા ઉરાડવા માંડી. ત્યાર પછી શિવાજી પુનઃ એકવાર પંદર હજાર ઘોડેસવાર લઇને સુરતપર ચડી ગયા અને તેમાં લંટ ચલાવી. તેજસ્વી

શિવાજીની સામે થવાની કોઈની પણ હિમ્મત ચાલી નહિ અને શિવાજી નિર્ભય રીતે સુરતની સંપત્તિ લૂંટીને પોતાના રાજ્યમાં આવતા રહ્યા.

શિવાજી જ્યારે સુરતથી આવતા હતા ત્યારે દાઉદખાન નામક એક મોગલ સેનાપતિ પાંચ હજાર ઘોડેસવાર લઇને તેની પાછળ પડયો. શિવાજીએ દાઉદખાનને ઘેરીને સારી પેઠે નશીયત આપી. શિવાજીનો સેનાપતિ પ્રતાપરાવ ખાનદેશમાં જઇને તે જીલ્લામાંથી રાજ્ય કર વસુલ કરવા લાગ્યો. શિવાજીની આવી ફતેહથી ચિંતાતુર થઇને ઔરંગઝેબે મહોબતખાન નામના સરદારને ચાલીસ હજાર માણસનું લશ્કર આપીને શિવાજીની સામે મોકલ્યો. શિવાજી આ લશ્કરના આક્રમણથી ડરી ગયો નહિ. તેણે મોરૂપંત અને પ્રતાપરાવને મોગલ સેનાની સામે યુદ્ધ કરવાને મોકલ્યા. આ બે સરદારોના આગમનની ખબર સાંભળી મહોબતખાને ઇખલાસખાન નામના સરદારને એક મોટી સેના આપી તેમની સામે લડવા મોકલ્યો. આ યુદ્ધમાં મોગલ સેના સંપૂર્ણ પરાજય પામી. ઘણા માણસો અને બાવીસ મોગલ સરદાર માર્યા ગયા અને કેટલાક મુખ્ય સરદારો પકડાઇને કેદમાં પડયા.

મરાઠા અને મોગલો વચ્ચે બે મોટા યુધ્ધો થયાં તેમાં શિવાજીને સંપૂર્ણ જય પ્રાપ્ત થયો. ચારે તરફ તેના નામની જયઘોષણા થઈ રહી. સર્વે લોકો શિવાજીને મહા પરાક્રમી રાજા સમજીને તેનું સન્માન કરવા લાગ્યા. તેની વીરતા, પ્રતાપ અને રણચાતુરી જોઈ આશ્ચર્યચકિત થઇ સર્વે તેને અસાધારણ વીરપુરૂષ સમજવા લાગ્યા. ઔરંગઝેબ આ પરાક્રમી શત્રુના અપૂર્વ પ્રભાવથી વિસ્મીત થયો. આ યુદ્ધમાં જેટલા મુસલમાન સરદારો કેદ પકડાયા હતા તેમની

કોઇની સાથે શિવાજીએ અનુચિત વર્ત્તણુંક ચલાવી નહિ, પરંતુ તેમને ઉત્તમ સન્માનની સાથે રાયગઢ મોકલી આપ્યા અને તેમના જખમો-દવા કરી રૂઝવી નાંખ્યા. તેઓ તદ્દન સાજા થઈ ગયા પછી તેમને વિદાય કરી દીધા. ભારતના અદ્વિતીય વીર પુરૂષે વીરધર્મને લાંછન લગાડ્યું નહિ. ઘાયલ થયેલા કેદીઓને રાયગઢમાં કોઇ પણ સમય દુઃખ પડવા દીધું નહોતું. દુર્દશાગ્રસ્ત શત્રુઓ પ્રત્યે આવી ઉદારતા બતાવી શિવાજીએ વીરોચિત ધર્મનો પરિચય કરાવ્યો. આ મહત્વ અને ઉદારતા ચિરકાલ પર્યંત ઇતિહાસનાં પૃષ્ટોમાં સુવર્ણના અક્ષરે લખાઈ રહેશે.

શિવાજીએ પ્રથમ રાજાની ઉપાધિ ધારણ કરી પોતાના નામનાં સિક્કા ચલાવ્યા હતા. આ વખતે તેમણે વિદ્વાન્ બ્રાહ્મણોને બોલાવી રાજ્યાભિષેકના સંબંધમાં શાસ્ત્રના નિયમાનુસાર તેમની સમ્મતિ લીધી. ગાગા ભટ્ટ નામના એક સમર્થ વિદ્વાનને આ સમયે કાશીથી રાયગઢ બોલાવવામાં આવ્યા હતા. રાજ્યાભિષેકના કાર્યનો ભાર તેને સોંપવામાં આવ્યો. મરાઠાઓના ઇતિહાસમાં શાકે ૧૫૯૬ના જ્યેષ્ટ માસની શુકલ ત્રયોદશી પ્રાતઃસ્મરણીય તિથીઓમાં ગણાવા યોગ્ય છે. આ દિવસે રાયગઢના કિલ્લામાં શિવાજી મહારાજ સ્વતંત્ર રાજા તરીકે સિંહાસનારૂઢ થયા. એ દિવસે સર્વ શાસ્ત્રોમાં પારંગત વિદ્વાન્ ગાગા ભટ્ટે શાસ્ત્રની વિધિ અનુસાર શિવાજીનો રાજ્યાભિષેક કર્યો હતો. આ પ્રસંગ નિમિત્તે અનેક બ્રાહ્મણોએ અનુષ્ઠાન કર્યાં. આ મહાન પ્રસંગે રાયગઢમાં અપૂર્વ આનંદ છવાઇ રહ્યો હતો. સ્વાધીનતાના ભક્ત હિંદુ વીરોના જયધ્વનિથી રાયગઢ ગર્જી ઉઠ્યું હતું. વીર શિરોમણિ શિવાજીએ રાજ્યપદ પર સ્થિત થઇને તે દિવસના સ્મરણને માટે એક વાર્ષિક ઉત્સવ નિયત કર્યો અને રાજ્યની સર્વ ઉપાધિઓને ફારસીમાંથી સંસ્કૃતમાં ફેરવી નાંખવાની આજ્ઞા કરી.

રાજ્યાભિષેક પ્રસંગે ભિન્ન ભિન્ન સ્થળેથી કેટલાએક રાજદૂતો રાયગઢમાં આવ્યા હતા. મુંબઇથી એક અંગ્રેજ રાજદૂત પણ ગયો હતો. આ દૂતે અંગ્રેજી કંપનીના પ્રતિનિધિ તરીકે આવી શિવાજીની સાથે સંધિ કરી હતી. પરમ પ્રતાપી શિવાજીના અભિષેકનું કાર્ય સમાપ્ત થયું. આ રીતે ક્ષત્રિય રાજાએ પોતાના બાહુબળથી જગતમાં અતિ મહાન પ્રસિદ્ધિ મેળવી.

શિવાજી રાજા બની નિયમાનુસાર રાજકાજમાં પ્રવૃત્ત થયા. નર્મદાથી કૃષ્ણા નદી સુધી દક્ષિણ ભારતવર્ષ તેમને આધીન થઇ ગયો હતો. તેમણે આ મહાન્ સામ્રાજ્યનું શાસન કરવામાં કદી ઉદાસીનતા બતાવી નહિ. યુદ્ધોમાં વિજય પ્રાપ્ત કરવામાં અને અન્ય રાજ્યો પર પોતાનો અધિકાર બેસાડવામાં તેમણે જેવી શક્તિ અને ચતુરાઇ દેખાડી હતી, તેવીજ શક્તિ અને ચતુરાઇ તેમણે અધિકારમાં આવેલાં રાજ્યનો શાસન પ્રબંધ કરવામાં બતાવી હતી. શિવાજીએ ત્યાર પછી અનેક સ્થાનોપર યુદ્ધ કર્યાં અને આ યુદ્ધોમાં તેણે પોતાના પરાક્રમની પરમાવધિ બતાવી હતી. તેની સેના નર્મદા નદી ઉતરીને મોગલ બાદશાહના રાજ્યમાં આક્રમણ કરતાં પાછી હઠી નહિ. જે વખતે મોગલ સેનાપતિ દિલેરખાને વિજાપુરના નવાબની ઉપર ચડાઇ કરી તે વખતે વિજાપુરના નવાબે શિવાજીની સહાયતા માગી અને શિવાજીએ સહાયતા આપી પણ ખરી. શિવાજીની સમરચાતુરી જોઇ દિલેરખાન એટલો તો ગભરાઇ ગયો કે તે હતાશ થઇને વિજાપુરથી નાશી ગયો. વીજાપુરના નવાબે આ ઉપકારના બદલામાં શિવાજીને પોતાના રાજ્યમાંથી કેટલોક ભાગ આપીને કૃતજ્ઞતા બતાવી.

આ પ્રકારે અનેક સ્થાનો પર અનેક વિષયોમાં અપૂર્વ સાહસ, અલૌકિક શક્તિ અને અટલ તેજસ્વીતા બતાવી વીર શિરોમણિ

શિવાજી જીવનની અંતીમ દશામાં આવી પહોંચ્યા. પોતાનું ગળું ફુલી આવવાથી તે રાયગઢ ગયા. ત્યાં તેમને ભયંકર તાવ લાગુ પડયો. આ તાવ નાબુદ થયો નહિ. આ તાવથી સાતમે દિવસે એટલે ઇ. સ. ૧૬૮૦ ની ૫ મી એપ્રીલે ૫૩ વર્ષની ઉમ્મરે શિવાજી મહારાજ પરમગતિને પામ્યા.

આ રીતે અસાધારણ વીર પુરૂષના અલૌકીક પરાક્રમોથી ભરેલા જીવનની સમાપ્તિ થઈ. શિવાજીનાં બધાં કામો અલૌકિક ભાવથી ભરેલાં હતાં. ભારતનો અદ્વિતીય પાદશાહ પણ તેમની શક્તિ અને ગતિને રોકી ન શકયો. જે વખતે તેમની માવલી સેના, તેમની રણ-ચાતુરી, તેમનાં સાહસો, અને તેમની શાસનપ્રણાલીનું સ્મરણ થાય છે ત્યારે તેમનાપર અત્યંત શ્રદ્ધા અને પ્રીતિ ઉત્પન્ન થાય છે. તેઓ પોતાના પિતાની જાણ વગર અસહાય અને આશ્રયહીન દશામાં ઈચ્છિત કાર્યની સાધના કરવામાં પ્રવૃત્ત થયા હતા. એમ કરવામાં તેના મનમાં કોઇ પ્રકારની શંકા કે ગભરાટની ઉત્પત્તિ થઇ નહોતી. તેમણે અપૂર્વ શક્તિ અને દ્રઢ નિશ્ચયના બળથી પોતાની મહાન્ સાધ-નામાં સિદ્ધિ પ્રાપ્ત કરી હતી.

શિવાજી પોતાની હિંદુ જાતિના પ્રાચીન ગૌરવના ઉદ્ધારક હતા. ઘણી શતાબ્દીઓ થયાં જે જાતિ ભયંકર અત્યાચારોનું પરમ કષ્ટ ભોગવી રહી હતી, જે જાતિએ સ્વાધીનતાનો પરિત્યાગ કરી પરાધી-નતાનેજ પરમ પુરૂષાર્થ સમજી લીધો હતો તે જાતિને શિવાજી ધીમે ધીમે ઉન્નતિના માર્ગપર લાવ્યા અને ધીમે ધીમે તે જાતિના હૃદયમાં અચિન્તનીય સાહસ તથા ઉત્સાહ ભરી દઇને તે જાતિના માણસોને સ્વતંત્રતાના ભક્ત વીર પુરૂષના પદ પર પ્રતિષ્ઠિત કરી દીધા. મોગલ બાદશાહી ઉન્નતિના શિખરે હતી તે વખતમાં શિવાજીએ પોતાના

બાહુબળથી સ્વતંત્ર હિંદુ રાજ્યની સ્થાપના કરી. પરાધીનતાના શોચનીય સમયમાં અને અત્યાચારના ભયદાયક કાળમાં હિંદુઓની પવિત્ર ભૂમિમાં બીજા કોઇ હિંદુ વીરે આવાં પરાક્રમથી સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી નહોતી.

પરમ સાહસ અને અટલ શક્તિને લીધે શિવાજી જે કામ હાથ ધરતા તેમાં તે અવશ્ય વિજયજ પામતા હતા. તેમની શક્તિની સામે સર્વ રીતે કેળવાએલી મોગલ સેના ભયભીત થઇ આમતેમ નાસતી હતી. મતલબ કે શિવાજીના સમયમાં તેમના જેવો સાહસિક, શક્તિવાન્ અને ચતુર બીજો કોઇ વીર નહોતો. બાદશાહ ઔરંગઝેબ તેમને તિરસ્કારથી ‘ પહાડી ઊંદર ’ કહેતો હતો; પણ એ પહાડી ઊંદરની શક્તિથી એ બાદશાહ એટલો બધો ગભરાઇ ગયો હતો કે તેણે શિવાજીની રાજાની ઉપાધિ કબુલ રાખી હતી. શિવાજીના મરણ ખબર સાંભળી ઔરંગઝેબ બોલ્યો હતો કે “ શિવાજી એક મહા બળવાન સેનાપતિ હતા. જે સમયે હું ભારતનાં પ્રાચીન રાજ્યોનો નાશ કરવાનો પ્રયત્ન કરી રહ્યો હતો, તે સમયે ફક્ત આ બહાદુરેજ નવીન રાજ્ય સ્થાપન કર્યું હતું. અમારી સેનાએ ઓગણીશ વર્ષ સુધી તેમની સાથે યુદ્ધ કર્યું તોપણ હું તેમના રાજ્યને કોઈ પણ પ્રકારની હરકત પહોંચાડી શકયો નહિ. ” ઔરંગઝેબના આ પ્રમાણેના ઉદ્ગારથી શિવાજીની શક્તિ પ્રત્યક્ષ થાય છે.

શિવાજી શત્રુઓને હાનિ પહોંચાડતા હતા પણ જે હારી જતા હતા અને જે બંધીવાન થતા હતા તેમની સાથે તે માયાળુપણે સજ્જનતા દાખવતા હતા. તે પોતાના કુટુંબીઓ તથા કામદારો સાથે અનુચિત વર્તન કરતા નહોતા, ગૌબ્રાહ્મણ અને વર્ણાશ્રમના રક્ષણને માટે તે સર્વદા તન, મન અને ધનથી તત્પર રહેતા હતા. તે જેવા

પિતૃભક્ત અને માતૃસેવક હતા તેવાજ ગુરૂભક્ત અને પ્રજાવત્સલ પણ હતા. તેમના ગુરૂનું નામ રામદાસ સ્વામી હતું. આ ગુરૂને માટે તે પોતાનું રાજ સુદ્ધાં પણ અર્પણ કરવા તત્પર રહેતા હતા. ગુરૂ આજ્ઞાનુસાર તેમણે વર્ણાશ્રમધર્મની રક્ષા કરવાનો સંકલ્પ કર્યો હતો. પ્રભુના પરમ સાચા ભક્ત સાધુઓમાં તેમની અતિ શ્રદ્ધા હતી. મહારાષ્ટ્ર દેશના દેહુ નામના સ્થાનમાં તુકારામ નામના એક વૈશ્ય જાતિના પ્રભુ ભક્ત રહેતા હતા, તેમના ઉપર શિવાજીની અચળ શ્રદ્ધા હતી. અનેક વિઘ્નવિપત્તિ સમયે પણ શિવાજી તેમનું કીર્તન શ્રવણ કરવાને જતા હતા. દાદાજી કોણ્ડદેવે મરણ સમયે શિવાજી મહારાજને સ્વધર્મરક્ષા અને પ્રજાપાલનની જે શિક્ષા આપી હતી તે ઉપદેશ અનુસાર વર્તવામાં શિવાજી કદી પછાત પડયા નહતા. તેઓ સ્ત્રીઓની પ્રતિષ્ઠાની રક્ષાને માટે પૂર્ણ ધ્યાન રાખતા હતા. તેમના એક સેનાપતિએ કોઇ એક નગરપર અધિકાર કરતાં ત્યાંની એક રૂપવતી સ્ત્રીને શિવાજીની પાસે મોકલી આપી. શિવાજીએ તેને માતા તરીકે સંબોધી સન્માનપૂર્વક જ્યાંથી તે આવી હતી ત્યાં મોકલી આપી. આવા દયાયુક્ત સદ્વ્યવહારને લીધે મહારાષ્ટ્રીઓ તેમને ઘણું ચાહતા હતા. મિતાચાર તેમનો એક મુખ્ય ગુણ હતો. અતુલ શક્તિ અને પરમ સંપત્તિવાન હોવા છતાં પણ તે કદી એશઆરામમાં ગુલતાન થયા નહતા. તે કદી ભોગવિલાસને આદર આપતા નહતા, તે અસાધારણ વેશ અને સાદા ખાનપાનથી પણ સંતુષ્ટ રહેતા હતા.

શિવાજીએ દક્ષિણમાં જે રાજ્ય સ્થાપન કર્યું હતું તેની લંબાઇ ચારસો માઇલ અને વિસ્તાર બે હજાર માઇલ હતો. તાંજોરમાં પણ તેમનું રાજ્ય હતું. નર્મદાથી તાંજોર સુધી અને કોકણથી મદ્રાસ સુધીના રાજાઓએ કેટલીક વખત શિવાજીની સહાયતા માગી હતી. અનેક રાજાઓ તેમને કર આપી સન્તુષ્ટ રાખતા હતા. સકળ દક્ષિણ દેશમાં

તેમની મહત્તા પ્રચલિત હતી. તે સમય આખા દક્ષિણના વીરોમાં તેમના જેવો ચતુર અને કાર્યનિપુણ અન્ય કોઇ હતો નહિ. તેમની ચાતુર્યજાલને કોઇ સમજી શકતા નહતા. તેમના મનની વાતનો પત્તો કોઇને લાગતો નહિ. તેમની શક્તિને કોઇ રોકી શકે તેમ નહોતું. તેમણે પરાક્રમી મોગલોના સમયમાં સર્વ પ્રકારે પોતાની, હિંદુ જાતિની અને સનાતન ધર્મની શ્રેષ્ઠતા સાચવી હતી. વિશ્વાસઘાતી સાથે વિશ્વાસઘાતી થયા શિવાય કામ સિદ્ધ થતું નથી એવો તેમનો નિશ્ચય હતો. આ નિશ્ચય અનુસાર તેમણે કોઇ કોઇ સમય વર્તન પણ કર્યું હતું.

શિવાજી શરીરે ઠીંગણા હતા. તેમના નેત્રમાં ધીરતા અને મુખમુદ્રા ઉપર વીરતા ઝળકી રહ્યાં હતાં. તેમના શરીરના પ્રમાણમાં તેમના હાથ લાંબા હતા. હિંદુઓ તેમને દેવતા તરીકે ગણતા હતા. તેમણે પોતાની તલવારનું નામ ભવાની રાખ્યું હતું. આ તલવાર સતારા નરેશના અધિકારમાં હતી, અને સતારાનો સઘળો રાજપરિવાર શિવાજીની આ ભવાનીની પૂજા કરતો હતો. જાતિ ધર્મ અને દેશનો ઉદ્ધાર ઇચ્છનારાઓએ પ્રાતઃસ્મરણીય વીર ચૂડામણિ શિવાજી મહારાજનું આ ચરિત્ર હૃદયસમીપ રાખી કાર્ય કરવું ઘટે.



# રોગો અને રોગીઓ.

પૂર્વે હિંદની ભૂમિમાં ક્વચિત્ જ કોઇ રોગ કે રોગી દૃષ્ટિએ પડતા હતા પરંતુ અત્યારે જ્વાળામુખીની માફક રોગ અને રોગીઓનો સર્વત્ર રાફડો ફાટેલ દેખાય છે તેનું કારણ શું ? શું પ્રાચીનકાળમાં રોગીઓની ઉત્તમ પ્રકારે ચિકિત્સા થતી હતી અને અત્યારે થતી નથી ? આ જમાનો તો સુધરેલો મનાય છે અને અંગ્રેજ સરકારના ઉત્તેજનથી ડોકટરી વિદ્યાનો અનહદ વિકાસ થયેલો કહેવાય છે છતાં કેમ રોગ કે રોગીઓ ઓછા થતા નથી ?

આવા પ્રકારના વિચારો સૌ કોઈના હૃદયમાં સહજ સ્ફુરે એ સ્વાભાવિક છે, અને તેથી તેનું યથાશક્ય સમાધાન કરવું એ પણ આવશ્યક છે. આ પ્રશ્નની બારીકાઇથી ઉંડી તપાસ કરતાં અમોને સ્પષ્ટ જણાય છે કે રોગો અને રોગીઓની સંખ્યામાં ઉમેરો થવાનું કારણ આપણી મૂર્ખતા અને મોહજ છે. પૂર્વ કાળમાં "સાદું જીવન અને ઉંચ વિચાર" પ્રમાણે જીંદગી ગાળવાનો આપણો નિયમ હતો, તેને તજીને આપણે અત્યંત મોજી શોખી વ્યસની બન્યા છીએ. ચા બીડી સીગારેટ જે આપણા હૃદય નાડી તથા જ્ઞાનતંતુઓને ભસ્મ કરી લોહી વિકારી બનાવનાર છે, જઠરાગ્નિ મંદ કરી વીર્ય હીન કરનાર છે, તે તો ઘણાને ગળસુંદીમાં પાયા જેવું હોઇ પ્રાણ જાય તો ભલે જાય પરંતુ તે (બીડી ચા) છોડી શકાય તેમ નથી એવા તેના ગુલામ બની ગયા છે. જેને ચા ઘેર પીવાની સગવડ નથી બનતી તે હોટલમાં જઇ પીએ છે અને હોટલમાં કેટલો ભ્રષ્ટવાડો તથા જીવહારક વસ્તુઓ મળે છે એ વિચારતા ખરેખર કંપારી છૂટે છે. હોટલમાં હલકામાં હલકી ચીજો વપરાય છે. વાસી અને ઉઘાડી

ચીજો અપાય છે. માંસ મદ્ય ખાનારા પીનારા ઘાટીઓ બનાવીને પીરસે છે અને એકજ ટેબલ ઉપર કોળી વાઘરી હજામ મોચી ઢેઢ બ્રાહ્મણ વાણિયાને ખાવું પડે છે. આજ સુધી હોટલમાં ચા ચેવડો મળતા હતા પણ હવે દાળ ભાતની રકાબીઓ પણ તૈયાર મળતી હોવાના પાટીઆ હોટલો પર લાગેલા હોઇ આરોગ્ય તથા દ્રવ્ય હાનિ સાથે ધર્મ પણ ગુમાવવાનો સમય આવ્યો છે તો પણ ઉચ્ચ વર્ણમાં ઉત્પન્ન થયેલા બુદ્ધિહીન હિંદુઓ સમજતા નથી અને પતંગીઆની માફક ભસ્મીભૂત થાય છે. ઘણાખરા સ્વાર્થાંધ વેપારીઓ ચાને અફીણનો પાસ આપી વેચે છે એટલે પીનારાઓ એવા વ્યસની બની જાય છે કે જો ચા તેના નક્કી કરેલા સમયે નથી મળતો તો તેઓનું માથું ઘુમે છે, અને ઉપર જણાવ્યું તેમ જેને ઘેર સગવડ હોતી નથી તેને અને જે મુસાફરીમાં હોય છે તેને હોટલમાં જઇ પીવાની ફરજ પડે છે. ચા પીવા જતા નાસ્તો કરવાનું મન થાય છે અને તે ઉપર સોપારી પાન ખાઇ સીગારેટનો ટેસ પણ કરવાનું સુઝે છે. અર્થાત્ એક ચા બીડીનું વ્યસન બીજા કઇક વ્યસનોને ખેંચી લાવી બળ બુદ્ધિ દ્રવ્ય આરોગ્યનો નાશ કરી ધર્મથી રહિત બનાવે છે, એ રોગીઓ અને રોગો વધવાનું એક કારણ છે.

પ્રાચીનકાળમાં રોગીઓની યથાર્થ ચિકિત્સા થતી હતી અને રોગો નહિવત્ હતા તેનું કારણ આયુર્વેદનો અગાધ મહિમા અને સામર્થ્ય. તે સમયે રાજા મહારાજાના ઉત્તેજનથી વૈદ્યો પદ્ધતિસર આયુર્વેદનો અભ્યાસ કરતા, સંશોધન કરતા, નિઃસ્વાર્થ વૃત્તિથી દર્દીઓની ચિકિત્સા કરતા અને કડક કરી પળાવતા હતા તેથી રોગીઓને જલ્દી આરામ થઇ જતો અને રોગોનો ઉપદ્રવ શમી જતો પરંતુ અત્યારે અંગ્રેજી ડોકટરોની હરિફાઇએ તથા સરકારના ઉત્તેજનના અભાવે ચિકિત્સા બરાબર થઇ શકતી નથી, એટલુંજ નહિ

પણ હિંદની આબોહવાને બીલકુલ માફક ન આવી શકે એવી દારૂના મિશ્રણવાળી પરદેશી દવાઓથી રોગો અને રોગીઓની સંખ્યામાં પારાવાર વધારો થયો છે ને દિનપર દિન અધિક થતો રહે છે. અનુભવ રહિત પુસ્તકીય જ્ઞાનવાળા જેન્ટલમેન ડોકટરોની વિલાયતી દવાના ઉપયોગથી રોગ લંબાવા ઉપરાંત કેટલીક વખત કેટલાકને પ્રાણહાનિ પણ થઇ છે ને થાય છે એ બીજું કારણ છે.

અગાઉ યજ્ઞ યાગ હોમ હવનથી હવાની શુદ્ધિ થતી હતી એટલે કોઇપણ રોગ ઉદ્‌ભવી શકતો નહિ તેમ લોકો મન ઇંદ્રિયોપર સંયમ રાખી પવિત્ર આચાર વિચાર સેવતા હતા પરંતુ યજ્ઞ યાગ હોમહવન થતા નથી અને મનુષ્યો મન ઇંદ્રિયો પર કાબુ રાખી વર્તતા નથી એ ત્રીજું કારણ.

હવે જો આપણે ભયંકર રોગોથી બચવું હોય અને કોઈ રોગી ન થાય એમ ઇચ્છતા હોઇએ તો હોસ્પીટાલોમાં લાખો અને કરોડો રૂપિયા ન ખર્ચતાં આયુર્વેદિક શાળા કોલેજ દવાખાના કાઢી દેશી વૈદોને ઉત્તેજન આપવામાં ખર્ચવા જોઇએ અને મન ઇંદ્રિયોપર કાબુ રાખી ચા, બીડી, હોટલના ભ્રષ્ટ હલકા ખાણા તથા સર્વ તામસી વસ્તુઓનો ત્યાગ કરવો જોઇએ. નિત્ય સવારે સેવા પૂજા સાથે હોમ હવન અને પ્રસંગોપાત વિષ્ણુયાગ વગેરે યજ્ઞયાગ ચાલુ કરી દેવા જોઇએ. આપણે જે કાંઇ ખાઇએ છીએ તે શરીરના પોષણ માટે, નહિ કે સ્વાદેંદ્રિય–જીહ્વા માટે. તાત્પર્ય કે જે જે ખાવું પીવું તે તે માત્ર સ્વાદના હેતુથી નહિ પણ શરીરના પોષણ માટે શુદ્ધ સાત્વિક અન્નજ ખાવું. ગમે તે વસ્તુ સ્વાદને લઇ પેટમાં ભરીએ છીએ તે શરીરને ફાયદો ન કરતા શરીરનું લોહી વિકારી બનાવી કોઇને કોઇ રોગ વાટે બહાર નીકળે છે માટે તીખું તમતમતું

હાનિકારક ન ખાવું જોઇએ. આથી સિદ્ધ થયું કે જ્વાળામુખીની માફક ફાટી નીકળેલા રોગો અને રોગીઓને શમાવવા હોય અને નિરોગી બળવાન બુદ્ધિમાન સુખ શાન્તિવાળું જીવન ગુજારવું હોય તો હિંદુ સજ્જનોએ પરદેશી દવાથી અને ચા બીડી તથા હોટલના દુષ્ટ વ્યસનથી સદાને માટે દૂર રહેવાની પ્રતિજ્ઞા તત્કાળ લેવી જોઇએ.

---

## ધર્મશાસ્ત્રના સિદ્ધાંતો.

---

બ્રાહ્મણને ઉચિત છે કે યજ્ઞ કરવા માટે શૂદ્ર પાસેથી ધન કદી માગવું નહિ, કારણ કે એમ કરવાથી તે બીજા જન્મમાં ચંડાળને ઘેર જન્મ લે છે. જે બ્રાહ્મણ યજ્ઞને માટે ધન બીજા પાસે માગીને તે તમામ ધનને યજ્ઞમાં નથી વાપરતો તે મર્યા પછી એકસો વર્ષ સુધી કાગડો થાય છે.

જે મનુષ્ય લોભથી દેવતા અથવા બ્રાહ્મણનું ધન હરણ કરે છે તે પાપી બીજા જન્મમાં ગીધનું એઠું ખાઇને જીવે છે. યદિ પશુ યજ્ઞ કે સોમયજ્ઞ ન થાય તો સજ્જનની પાસેથી ધન લઇને વર્ષના અંતે બ્રાહ્મણે વૈશ્વાનરી ઇષ્ટિ કરવી.

કોઇ કોઇ દુષ્ટાત્મા માણસ આ જન્મના પાપથી અથવા આગલા જન્મના દોષથી કોઢ આદિ વિપરીત રૂપવાળા થાય છે. સોનું ચોરવા વાળાના કુત્સિત-ખરાબ નખ અને દારૂ પીવાવાળાના કાળા દાંત થાય છે. બ્રહ્મઘાતીને ક્ષયરોગ અને ગુરૂપત્ની ગમન કરનારને ખરાબ ચામડી થાય છે.

ચાડી ખાવાથી, બીજાના મિથ્યા દોષ કહેવાથી મોઢામાંથી દુર્ગંધ નીકળે છે, અનાજ ચોરવાવાળો અંગહીન થાય છે અને અનાજમાં બીજી વસ્તુ મેળવવાવાળાને અધિક અંગ થાય છે.

અન્ન ચોરવાવાળાની જઠરાગ્નિ મંદ થાય છે, વચન ચોરવાવાળો ગુંગો થાય છે, વસ્ત્ર-લુગડાં ચોરવાવાળાને સફેદ કોઢ થાય છે અને ઘોડો ચોરવાવાળો લંગડો થાય છે.

દીવો ચોરવાવાળો આંધળો, દીવો બુજાવવાવાળો કાણો, જીવહિંસા કરવાવાળો અનેક રોગથી યુક્ત અને પરસ્ત્રી ગમન કરવાવાળો વાત-રોગથી સ્થુળ શરીરવાળો થાય છે.

મનુષ્ય આ પ્રમાણે જૂદા જૂદા કાર્યોથી સજ્જનોમાં નિંદિત જડ મૂંગો બહેરો અને બેડોળ થઇને જન્મ લેછે. આ માટે પાપ છોડાવવાને માટે અવશ્ય પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. પાપ નહિ છૂટવાથી નિંદનીય લક્ષણથી યુક્ત થઇને જન્મ લેવો પડે છે.

અન્યાયથી બીજાનું ધન લેવાનો વિચાર કરવો, મનથી ખરાબ વિચાર કરવો અને સ્વર્ગ નર્ક મોક્ષાદિ પરલોકને મિથ્યા માનવા એ એક પ્રકારના માનસિક પાપકર્મ છે. કઠોર વચન કહેવું, જૂઠું બોલવું, કોઈની ગેરહાજરીમાં બીજા માણસોને દોષિત કહેવું અને નિષ્પ્રયોજન તમામ લોકોની વાત બકતા ફરવું એ એક પ્રકારના વાચિક પાપકર્મ છે. બીજાનું ધન હરણ કરવું, વેદ વિરૂદ્ધ હિંસા કરવી અને પરસ્ત્રી સાથે સહવાસ કરવો એ એક પ્રકારના શારીરિક પાપકર્મ છે. મનુષ્ય માનસિક શુભાશુભ કર્મને મનથી, વાચિક કર્મને વચનથી અને શારીરિક શુભાશુભ કર્મને શરીરથી ભોગવે છે. શરીરથી પાપ કરવા વાળો મનુષ્ય સ્થાવર-માટી થાય છે, વચનથી પાપ કરવાવાળો પક્ષી તથા પશુ યોનિમાં જન્મ લે છે અને મનથી પાપ કરવાવાળો મનુષ્ય ચંડાલને ઘેર જન્મે છે.

ઇંદ્રિયોના વિષયોમાં લુબ્ધ થવાથી અને પ્રાયશ્ચિત્ત આદિ કર્મ નહિ કરવાથી મનુષ્ય નીચ ગતિને પ્રાપ્ત થાય છે. મહાપાતકી લોક બહુ વર્ષો સુધી નર્કવાસ ભોગવીને નીચે લખેલી યોનિઓમાં જન્મ લે છે. બ્રાહ્મણવધ કરવાવાળો યદિ પ્રાયશ્ચિત્ત નહિ કરે તો કુતરો, સૂવર, ઉંટ, ગાય, બકરૂ, ઘેટું, હરણ, પક્ષી, ચંડાલ અને શિકારી થઇને જન્મે છે. દારૂ પીવાવાળો માકડ, સાપ, મગરાદિ થઇને હિંસા કરવાવાળા પિશાચ વગેરેની યોનિમાં હજારવાર જન્મ લે છે. ગુરૂની સ્ત્રી સાથે ગમન કરવાવાળો ખડ, લતા, ગીધ, કુતરો તથા ક્રૂર કર્મ કરવાવાળાની યોનિમાં સોવાર જન્મ લે છે,

પ્રાણિયોનો વધ કરવાવાળા તથા કાચાં માંસ ખાવાવાળા જંતુ થઈ જન્મ લે છે, અભક્ષ્ય વસ્તુ ખાવાવાળા કીડા થાય છે, ચોર લોક પરસ્પર માંસ ખાવાવાળા થઇને જન્મે છે અને અત્યંજ જાતિની સ્ત્રીઓ સાથે ગમન કરનાર પ્રેત થાય છે. પતિતનો સહવાસ કરનાર, પરસ્ત્રી ગમન કરવાવાળો અને બ્રાહ્મણનું ધન હરણ કરવાવાળો મર્યા પછી બ્રહ્મરાક્ષસ થાય છે.

બ્રાહ્મણાદિ ચારેય વર્ણોના માણસ જ્યારે આપત્કાળ વિના પોતાના વર્ણના કર્મને છોડી દે છે ત્યારે તે નીચે કહેલી યોનિમાં જન્મ લે છે અને બીજા જન્મમાં શત્રુના દાસ થાય છે. જે બ્રાહ્મણ પોતાના કર્મને છોડે છે તે ઉવાન્ત ભક્ષણ કરવાવાળો જ્વાલામુખ નામનો પ્રેત થાય છે, જે ક્ષત્રિય પોતાના કર્મને છોડે છે તે વિષ્ટા આદિ અપવિત્ર વસ્તુ ભક્ષણ કરવાવાળો કઠપૂતન નામનો પ્રેત થાય છે, જે વૈશ્ય પોતાના કર્મથી ભ્રષ્ટ થાય છે તે પીવખાવાળો મૈત્રાક્ષ જ્યોતિક નામનો પ્રેત થાય છે, અને જે શૂદ્ર પોતાના કર્મને છોડી દે છે તે ચૈલાશક પ્રેત થાય છે.

વિષયી માણુસો જેમ જેમ વિષયનું સેવન કરે છે તેમ તેમ તેમાં ડૂબે છે. પાપ કર્મોને વારંવાર કરવાથી અલ્પ બુદ્ધિના લોકોને આ લોકમાં કલેશ થાય છે અને મર્યા પછી પશુ પંખીની યોનિમાં દુઃખ સહેવું પડે છે. તામિસ્ત્ર આદિ ઘોર નર્કોમાં દુઃખ ભોગવવું પડે છે. અનેક પ્રકારની પીડા ભોગવવી, કાગડા અને ગીધદ્વારા ભક્ષણુ થઈ જવું અને તપાવેલી રેતીના ઉપર ચાલવું વગેરે અત્યંત ભયાનક નર્ક યંત્રણા ભોગવવી પડે છે.

આત્મજ્ઞાની અર્થાત્ વિદ્યા ધનાદિના ગર્વથી રહિત, અંદર અને બહારની શુદ્ધિવાળો, શાન્તચિત્ત, તપસ્વી, જીતેન્દ્રિય, ધર્મમાં તત્પર અને વેદના અર્થનો જ્ઞાતા એ સર્વ સાત્વિક વૃત્તિના માણસ મર્યા પછી દેવયોનિમાં ઉત્પન્ન થાય છે. અસત્કર્મમાં પ્રીતિ રાખવા-વાળા, અધીર, કાર્યોને શરૂ કરવા માટે સદા વ્યાકુળ રહેવાવાળા અને વિષયોમાં આસક્ત એ સર્વ રજોગુણી મનુષ્યો મર્યા પછી મનુષ્ય યોનિમાં જન્મ લે છે. બહુ સુવાવાળો, જીવોને દુઃખ દેવાવાળો, લોભી, નાસ્તિક, હમેશા માગવાવાળો, કાર્ય અને અકાર્યના ભાન વગરનો શૂન્ય અને ઉલટા આચારવાળો એ સર્વ તમોગુણી વૃત્તિવાળા મનુષ્ય પશુ પક્ષી આદિ યોનિઓમાં ઉત્પન્ન થાય છે.

મનુષ્ય મર્યા પછી પોતાના પાપ કર્મ અનુસાર નર્કમાં રહીને અને પશુ પક્ષી આદિ તિર્યક યોનિમાં જન્મ લઇને પછી મનુષ્યનો જન્મ પામીને લક્ષણોથી ભ્રષ્ટ તથા દરિદ્રી થાય છે. મનુષ્ય થયા પછી જે સારૂ કામ કરે છે તે નિષ્પાપ થઇને મહાન કુળમાં જન્મ લે છે અને અનેક પ્રકારના ભોગ, વિદ્યા, ધન અને ધાન્યથી યુક્ત થાય છે. જે લોક પ્રાયશ્ચિત્ત નથી કરતા તે સદા પાપમ રહે છે ને તેનો પશ્ચાતાપ પણ કરતા નથી તે લોક દારૂણુ કષ્ટ દેવા-વાળા નર્કમાં જાય છે.

જે મનુષ્યો કરેલા પાપનું પ્રાયશ્ચિત્ત કરતા નથી તે નર્ક ભોગવ્યા બાદ જ્યારે મનુષ્ય થઇને જન્મ લે છે ત્યારે તેના શરીરમાં તેના પાપોના ચિન્હ હોય છે. ઘરની વસ્તુ ચોરી જનાર પુરૂષ સંતાનહીન—વાંઝીયો થાય છે, રત્ન ચોરવાવાળો અતિ દરિદ્રી થાય છે, નિમંત્રણ વિના ભોજન કરવાવાળો કાગડો થાય છે, જ્યાં ત્યાં તર્ક કરવાવાળો મનુષ્ય બિલાડો થઇને જન્મે છે, સ્ત્રીઓના આચાર્ય થનારાઓના મુખમાંથી દુર્ગંધ આવે છે, પગાર લઇને વેદ ભણવા-ભણાવવાવાળો બ્રાહ્મણ શિયાળ થાય છે, રાજાની સ્ત્રીને હરણ કરવાવાળો ગધેડો થઇને જન્મે છે. પગાર લઇને મંદિરમાં પૂજા કરવાવાળો બ્રાહ્મણ ચંડાલ થાય છે, સસ્તુ અન્ન લઇને તેને મોંઘુ વેચવાવાળો કાચબો થાય છે, નાસ્તિક અને કૃતઘ્ની મગર થઇને જન્મે છે, શરણાગતને ત્યાગવાવાળો અને નહિ વેચવા યોગ્ય વસ્તુને વેચવાવાળો બ્રહ્મરાક્ષસ થાય છે.

જે મનુષ્ય ગાયોનો માર્ગ, ગામની ગલી અથવા મુર્દા બાળવાની જગ્યાનો નાશ કરે છે તે પ્રલયકાળ સુધી નર્કમાં વસે છે.

જે મનુષ્ય મોહવશ થઈને કોઈના વિવાહ, યજ્ઞ અથવા દાનને વખતે વિઘ્ન નાખે છે તે મર્યા પછી કીડો થાય છે.

જે મનુષ્ય આ લોકમાં ગોવધ કરીને છુપાવવાની ઇચ્છા કરે છે તે નિઃસંદેહ કાલસૂત્ર નામના નર્કમાં પડે છે અને નર્કમાંથી છૂટીને જ્યારે મૃત્યુલોકમાં આવે છે ત્યારે ૭ જન્મસુધી નંપુસક, દુઃખી અને કોઢીઓ થાય છે; એ માટે પાપને છુપાવવું નહિ જોઇએ, પણ પોતે ધર્મ નિરંતર કરતું રહેવું જોઇએ. દોષ કરનાર પુરૂષને જેમ પાપનું ફળ ભોગવવું પડે છે તેમ સ્ત્રીને પણ સહેવું પડે છે.

ધર્મ જાણવાવાળા મનુષ્યને ઉચિત છે કે ભોજન, મળમૂત્રનો ત્યાગ, મૈથુન અને યોગને લગતું કર્મ છૂપું કરવું અને વાણી, બુદ્ધિ, પરાક્રમ, તપશ્ચર્યા, ધન અને આયુષ્ય એ સર્વને ગુપ્ત રાખવા.

દયાવાન્ તથા બુદ્ધિમાન્ ગૃહસ્થને ઉચિત છે કે પોતે ધર્મનો વિચાર કરે; પોતાના આશ્રિત વર્ગના પ્રયોજનની સિદ્ધિને વાસ્તે ન્યાય પ્રમાણે વ્યવહાર કરે અને ન્યાયપૂર્વક ધન પ્રાપ્ત કરી પોતાની રક્ષા કરે. જે અન્યાયથી દ્રવ્ય મેળવીને પોતાનો નિર્વાહ ચલાવે છે તે તમામ ધર્મથી રહિત થાય છે.

જે મનુષ્ય પ્રાતઃકાળમાં શ્રોત્રિય ( વેદવેત્તા ), સૌભાગ્યવતી સ્ત્રી, ગાય, અગ્નિહોત્રી, અગ્નિ અથવા યજ્ઞમાં દીક્ષિત મનુષ્યને જુવે છે તે આપત્તિથી છૂટી જાય છે પણ જે મનુષ્ય પ્રાતઃકાળમાં પાપી મનુષ્ય, વાંજણી ને વિધવા સ્ત્રી, અંત્યજ જાતિ, નાગો માણસ અને નાકકટાને જુવે છે તેનું અનિષ્ટ થાય છે.

સ્નાન, દાન, હોમ, જપ, ભોજન દેવપૂજન અધ્યયન અને પિત્રોનું તર્પણ પગ પોળા કરીને નહિ કરવું જોઇએ.

ચંદ્રગ્રહણ અથવા સૂર્યગ્રહણને વખતે ભોજન નહિ કરવું જોઇએ; પણ મોક્ષ થયા પછી સ્નાન કરીને ભોજન કરવું જોઈએ. જો ગ્રહણ લાગેલ સૂર્ય અથવા ચંદ્ર અસ્ત થઇ જાય તો બીજે દિવસ સૂર્ય ઉદય થયા પછી સ્નાન કરીને જમવું જોઇએ.

બુદ્ધિમાન્ મનુષ્યને ઉચિત છે કે ભોજન, મૈથુન, શયન અને પાઠ એ ચાર કામ સંધ્યાના વખતમાં નહિ કરવા, કારણ કે એ વખતે ભોજન કરવાથી રોગ થાય છે, મૈથુન કરવાથી ભયંકર ગર્ભ થાય છે, શયન કરવાથી દરિદ્રતા આવે છે અને પાઠ કરવાથી આયુષ્ય ક્ષીણ થાય છે.

જે પુરૂષ દ્રવ્ય આપીને કન્યા ગ્રહણ કરે છે તેના ધર્મ, અર્થ, કામ અને વચન વ્યર્થ જાય છે.

જે મનુષ્ય પોતાની પુત્રીના અન્નનું ભોજન કરે છે તેને પૃથ્વીની વિષ્ટા ખાવાનો દોષ લાગે છે માટે જ્યાં સુધી પુત્રીને સંતાન ન પેદા થાય ત્યાં સુધી તેના ઘરનું અન્ન નહિ ખાવું, છતાં જે ખાય છે તે પૂય નરકમાં પડે છે.

શાસ્ત્રના તથા લોકના વ્યવહારમાં હઠ કરીને વાતચીત નહિ કરવી, માળા બહાર પહેરવી નહિ, ગાયની પીઠપર ચડીને ચાલવું નહિ, કારણ કે તે સદા નિંદિત છે. દિવાલ વાડ વગેરે જે ગામની ફરતા હોય તેના અથવા ઘરના દરવાજાને છોડીને બીજા રસ્તેથી જવું નહિ, રાતના વખતે વૃક્ષના પાસે રહેવું નહિ, જુગાર કદી રમવો નહિ, પોતાના જોડા હાથમાં લઇને ચાલવું નહિ, બિછાનાપર બેસીને હાથમાં અન્ન વગેરે લઇને અથવા બિછાનાપર રાખીને જમવું નહિ, તલનો કોઇ પદાર્થ રાતમાં ખાવો નહિ, રાતમાં નાગા થઈને સુવું નહિ, એઠાં મોઢાથી ક્યાંય જવું નહિ, ધોયેલા પગે જમવા બેસવું પણ ભીંજાયલા પગે સુવું નહિ. ધોયેલા પગે જમવાથી લાંબી આયુષ્ય થાય છે. જે જગ્યા આંખથી દેખાતી નથી અને જે જગ્યામાં દુર્જન છે ત્યાં કદી જવું નહિ, મૂત્ર અથવા વિષ્ટાને કદી જોવા નહિ, હાથથી નદીમાં તરવું નહિ, આયુષ્યને ચાહવાવાળા મનુષ્યે વાળ, રાખ, હાડકા, ખોપરી, ઠીકરા અને ભુસીપર બેસવું નહિ, બન્ને હાથથી માથું ખજવાળવું નહિ, એઠું મોઢું રાખીને માથાને અડકવું નહિ, માથું ધોયા વિના સ્નાન કરવું નહિ, પતિત, ચંડાલ, પુક્કસ, મૂર્ખ, અહંકારી, ધોબી, અંત્યજ તથા અન્ત્યાવસાયીની સાથે રહેવું નહિ, ક્રોધ કરીને કોઇએ કોઇની ચોટલી પકડવી નહિ, કોઈના

માથામાં મારવું નહિ અને માથેથી નહાયા પછી અંગે તેલ ચોપડવું નહિ.

રસ્તામાં, રાખપર, ગાયોને ચરવાના સ્થાનમાં, હળથી જોડેલા ખેતરમાં, જળમાં, શ્મશાનમાં, પર્વતપર, જુના દેવમંદિરમાં, વલ્મીકપર, પ્રાણીઓથી રહિત બિલમાં, ચાલતા, ઉભા રહીને, નદીના તટપર, ને પવન આગ બ્રાહ્મણ જલ અથવા ગાયની સામે કદી મળમૂત્ર ત્યાગવા નહિ.

વિષ્ટા ત્યાગ, મૈથુન, હોમ, મૂત્રત્યાગ, દન્તધાવન, સ્નાન, ભોજન અને જપ કરવાને વખતે મૌન રહેવું. જે મનુષ્ય મૌન રહીને ભોજન કરે છે તે અનંત કાળ સુધી સ્વર્ગમાં પૂજાય છે.

જળની અંદરની, દેવાલયની, પડતર ભૂમિની, ઉંદરના સ્થાનની અને શૌચ કરતા બચેલી માટીથી કદી શૌચ ન કરવું.

માતા, પિતા, ગુરૂ, સન્તાન, દીન, અભ્યાગત, અતિથિ અને અગ્નિ વગેરે પોષ્ય વર્ગને જમાડીને પછી જમવું.

કરંજ, ખૈર, કદંબ મોલસરી, સપ્તપર્ણ, પૃશ્નિપર્ણી, જામુન, નિમ્બ, ચિચિરી, બેલ, મંદાર અને ગૂલરનું દાતણ કરવું.

પડવો, અમાવાસ્યા, છઠ, આઠમ, નવમી અને એકાદશી આદિ વ્રતને દિવસે દાતણ લીલા ઝાડનું કરવું નહિ પણ બાર કોગળા કરવા.

છઠને દિવસે શરીરે તેલ લગાડવાથી, આઠમ તથા ચતુર્દશીને દિવસે મૈથુન કરવાથી અને અમાવાસ્યાને દિવસે ઝાડનું દાતણ કરવાથી સાત કુળનો નાશ થાય છે.

સંન્યાસીને દ્રવ્ય, બ્રાહ્મણને પીવાના પદાર્થો અને ચોરને અભય-દાન દેવાથી દાતા નરકમાં જાય છે.

જે ગૃહસ્થ ગર્ભિણી સ્ત્રી, રોગી મનુષ્ય, નોકરવર્ગ, બાળક અને વૃદ્ધને ભૂખ્ય રાખી પોતે ભોજન કરે છે તે પાપનો ભાગી થાય છે.

દ્વિજે ( બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યે ) હંમેશાં જનોઇ પહેરી રાખવી અને શિખામાં ગાંઠ લગાવી રાખવી કારણ કે જે દ્વિજને શિખા તથા જનોઇ નથી તેના કરેલા સર્વ કર્મ વ્યર્થ જાય છે.

જેના ઘરમાં વાછરડા સહિત એક પણ ગાય રહેતી નથી તેનું શ્રેય થતું નથી અને તેના પાપનો નાશ થતો નથી.

નિશ્ચયપૂર્વક આચાર એજ સર્વનો પરમ ધર્મ છે. આચરણહીન મનુષ્ય આલોક તથા પરલોક બન્નેમાં નાશ પામે છે. આચારથી ભ્રષ્ટ એવા મનુષ્યની તપશ્ચર્યા, વેદાધ્યયન, અગ્નિહોત્ર અને દાન વગેરે સત્કર્મ દુઃખસાગરમાંથી કદી પાર કરી શક્તા નથી. છ વેદાંગની સાથે વેદ પણ આચારહીન મનુષ્યને પવિત્ર કરી શક્તા નથી. જેવી રીતે પાંખો આવવાથી પક્ષીઓના બચ્ચા માળામાંથી ઉડી જાય છે તેવીજ રીતે ભણેલા વેદ મૃત્યુ વખતે આચારહીનને ત્યાગી દે છે. છલકપટથી વર્તવાવાળા માયાવી માણસને ભણેલા વેદ પાપથી પાર કરતા નથી, કિન્તુ શુદ્ધાચારી મનુષ્ય શ્રદ્ધાપૂર્વક વેદના બે અક્ષર પણ ભણેલા હોય તો તેને પવિત્ર કરે છે. આચારરહિત મનુષ્ય લોકમાં નિંદાય છે, સદા દુઃખી થાય છે, રોગી રહે છે અને ઓછી આયુષ્યવાળો થાય છે. આચારથી ધર્મ અને લક્ષ્મી પ્રાપ્ત થાય છે અને કુલક્ષણનો નાશ થાય છે, માટે દરેકે સદાચારી થવું.



# પાલીતાણા નરેશ અને જૈનો.

કાઠિયાવાડના પાલીતાણા સ્ટેઇટની હદમાં શત્રુંજ્ય પર્વતપર જૈનોના દહેરા પુષ્કળ ખર્ચે બંધાયલા છે ને દર વર્ષે તેઓ ત્યાં હજારોની સંખ્યામાં જાત્રાર્થે જાય છે. પાલીતાણા સ્ટેઇટ ગઇ સાલ સુધી જૈનો પાસેથી રૂ. ૧૫ હજારની ઉધડ રકમ દરવર્ષે લેતું હતું પણ કરાર પૂરો થતા હમણાનો ખર્ચ વધેલો હોઇ રાજાએ કર વધારવા ઇચ્છ્યું. આ વખતે જૈનોની સ્પષ્ટ ફરજ હતી કે ના. પાલીતાણા ઠાકોર સાહેબને રીજવી રકમ ઠરાવી લેવી ઘટતી હતી પરંતુ તેવો સીધો માર્ગ ન અંગીકાર કરતાં એકદમ છાપામાં હોહા કરી મૂકી પાલીતાણા નરેશને રખોપ્યો, જુલ્મી, વિશ્વાસઘાતી વગેરે ચિતરી ખુબ નિંદ્યા એટલુંજ નહિ પણ સત્યાગ્રહ તથા અસહકારની ધમકી સુદ્ધાં બતાવી બ્રિટીશ સરકાર પાસેથી ન્યાય માગ્યો. બ્રિટીશ સરકારના કાઠિયાવાડ ખાતેના એજન્ટ મી. વોટસને બન્ને પક્ષ–પાલીતાણા નરેશ અને જૈનોની દલીલ લક્ષપૂર્વક સાંભળી, દર વર્ષે રૂ. ૧ લાખનો કર અથવા રૂ. ૨ મુંડકાવેરો દશ વર્ષ પર્યંત આપવાનો ને દશ વર્ષ પછી પાછો નવો કરાર કરવાનો ચૂકાદો આપ્યો એટલે તે પણ જૈનોને રૂચ્યો નહિ અને હવે તેઓએ પાલીતાણા ઠાકોર સાહેબની સાથે મી. વોટસનને પણ નિંદવાનું શરૂ કર્યું છે.

અમારા અવલોકન પ્રમાણે જૈનો ઉપર આ કાંઇ અપવાદરૂપ કર નથી, પરંતુ બીજા દેશી રાજ્યોમાં અને બ્રિટીશ સત્તાધિકારમાં હિંદુઓને એથીય અનેક આકરા કર નીચી મુંડકીએ ભરવા પડે છે. દ્વારકા તથા અંબાજી માતામાં ત્યાં ત્યાંના સત્તાધિકારીઓએ જીજીઆ વેરા જેવા કર લે છે; બાલાજી, નાશિક, પ્રયાગ વગેરે અનેક સ્થળે પણ

હિંદુઓને કર આપવા પડે છે પણ કરના આકરાપણા સિવાય હિંદુઓએ કદી કોઈ રાજાને કે સત્તાધિકારીને રખોપ્યો કહેવાની ધૃષ્ટતા કરી નથી. આજે તો ઘણાખરા રાજાઓ નિર્માલ્ય જેવા બની ગયા છે ને પોતાની જાતિનું કે ધર્મનું અભિમાન તેઓના હૃદયમાંથી નહિવત્ થઇ ગયું છે નહિતર પૂર્વકાળમાં જે જે રાજ્ય સ્થપાયા હતા તે તે તેઓના પૂર્વજોની બહાદૂરીથીજ સ્થપાયા હતા. અકબર, જહાંગીર, ઔરંગઝેબ વગેરેના લેખોની વાતો થાય છે પણ જે જે રાજા બાદશાહ લેખ કરી આપે છે તે તે તેને પોતાને કે તેના વંશવારસનેજ બંધનકારક હોય છે, બીજા વિજેતા રાજાને નહિ. અકબર જહાંગીરની પહેલા ઘણા હિંદુ રાજા મહારાજાઓએ લેખો કરી આપેલા હતા તે શું અકબર જહાંગીરે માન્ય રાખ્યા હતા કે ? મુસલમાની રાજ્યોમાં લેખ પટાની વાત તો એકકોર રહી પણ લાખો મંદિરોનો ધ્વંસ કરી તેનાપર તેઓએ મસિદો બાંધેલી છે, તે કયાં કોઇથી અજાણ્યું છે ?

જૈનો પોતાને હિંદુ તરીકે પણ ઓળખાવવામાં કલંક માને છે એટલું જ નહિ પણ વેદશાસ્ત્ર વર્ણાશ્રમને નિંદી તેઓ હિંદુઓના શ્રીકૃષ્ણ પરમાત્મા કે જેને સકળ જગત્ પૂજ્યબુદ્ધિથી જુવે છે તેને નારકીય કહી ભગવાન્ શ્રીરામચંદ્રજી અને પાંડવોને જૈન બનાવતા સુદ્ધાં લજ્જાતા નથી છતાં અત્યારે તેઓ હિંદુઓની સહાય ઈચ્છે છે એ કેટલું મૂર્ખતાભર્યું ગણાય ? શું તેઓ હિંદુઓને એટલા અક્કલહીન માને છે કે તેઓ પોતાના એક ધર્માભિમાની હિંદુ નરેશના સત્ય સિદ્ધાંતને સહાય કરવાનું છોડી શત્રુરૂપે વર્તનારા ધર્મવિરોધી નિંદકોને પડખે ઉભા રહેશે ? અમો જણાવીશું કે કદી નહિ. જમનાદાસ મહેતા જેવા સ્વાર્થલોલુપ નાસ્તિક ભડભડીઆ હિંદુઓની વતી ગમે તેમ બોલે બકે તેથી તે હિંદુઓનો અવાજ રજુ કરે છે એમ

સ્વપ્ને પણ સમજવું નહિ. એવા સફેદ કુડતુ ટોપીવાળા ઢેઢ પંથી-ઓને તો હિંદુઓ હિંદુજ ગણતા નથી. અમારી જૈનોને સલાહ છે કે જો તેઓ પોતાનું ખરૂં હિત સમજતા હોય તો ખોટી ધાંધલ ને હોહા ત્યજી ના. પાલીતાણા ઠાકોર સાહેબને શરણે જઈ, તેઓશ્રીને પ્રસન્ન કરી વાંધાનું સમાધાન કરવું; નહિતર સત્તા આગળ શાણપત નકામું ઠરી અંતે ઠોકર ખાઇ ઠેકાણે આવવું પડશે.

## ભાટીયા જ્ઞાતિમાં સુધારાના બણગા.

ભાટીયા જ્ઞાતિ મૂળ ભટ્ટી રજપૂત હશે એ વિષે અમારે કાંઇ કહેવાનું નથી પણ અત્યારે તો તે રજપૂત નહિ કિંતુ ભાટીયા જ્ઞાતિ જ છે. વચલા કાળમાં ભાટીયા જ્ઞાતિ બહુ નિકૃષ્ટ હાલતમાં મૂકાયેલી હતી પરંતુ શ્રીવલ્લભકુળને શરણે આવી જયારથી એ જ્ઞાતિએ પુષ્ટિમાર્ગ સ્વીકાર્યો છે ત્યારથી તેની સર્વ પ્રકારે ઉન્નતિ થતી ચાલી છે અને આજે ધન ધાન્ય આચાર વિચાર ધર્મે આપણે તેને સુખી જોઇએ છીએ. ભાટીઆ જ્ઞાતિના ઘણા વયોવૃદ્ધ અનુભવી શાણા પુરૂષોના સમાગમમાં અમે આવ્યા છીએ ને આવીએ છીએ. તેઓ પોતાની આગલી હાલત વર્ણવી મુક્તકંઠે કહે છે કે અમે તો તદ્દન હલકા આચાર વિચાર રાખી જે તે ખાનપાન કરનારા જીવો હતા પણ શ્રીદિક્ષીત પ્રભુએ કૃપા કરી અમારો ઉદ્ધાર કર્યો તેથી અમે તર્યા છીએ. ભાટીયા જ્ઞાતિની પૂર્વ સ્થિતિ ગમે તેવી હોય પરંતુ અત્યારે તો તેઓ પુષ્ટિમાર્ગ જેવા સર્વશ્રેષ્ટ ધર્મના આશ્રયે આવેલા હોઇ તેઓ રીતિનીતિ માન આબરૂ સંપત્તિએ પૂર્ણ સુખી છે એમાં જરાય બેમત નથી.

પરંતુ એવી ધર્મનિષ્ટ ગણાતી ભાટીયા જ્ઞાતિમાં અત્યારે પારસીઓના છાપાદ્વારા વિધવા વિવાહની ઝુંબેશ ચાલી રહી છે અને તેમાં ઘણા સામેલ થયાનું કહેવાય છે એ વાત શું સાચી છે ? એમ કોઈ કોઈ ખરી વસ્તુસ્થિતિથી અજ્ઞાત વ્યક્તિ પ્રશ્ન કરે છે ને એવા અજ્ઞાતને ભરમાવવા માટે નાસ્તિક કુધારકો ભાટીયા જ્ઞાતિમાં ચાલતી વર્તમાન પ્રવૃત્તિનું પ્રમાણ પણ આપે છે પરંતુ વસ્તુતઃ તે સઘળું પાખંડ જ છે. તે માત્ર ત્રણ ચાર વંઠેલ કુધારકોનો ઉપદ્રવ અને નિરર્થક કોલાહલજ છે એમ ઉંડા ઉતરી તપાસતા ખાત્રી થાય છે.

પુષ્ટિસંપ્રદાયના મહાનુભાવ આચાર્યો તથા વૈષ્ણવોને નિંદવામાં મશહુર પેલા લક્ષ્મીદાસ રવજી તેરસી, ધનજી લક્ષ્મીદાસ અને વલ્લભદાસ રણછોડદાસાદિ જે પ્રથમથી ભ્રષ્ટ વિચારના છે, વિધવા વિવાહના, હરિદ્વારને નામે પંજાબમાંથી જે તે જાતિની છોકરી ઘરમાં બેસાડી ભાટીયણ કહેવરાવવાના, પરદેશગમન, અંત્યજ સ્પર્શ અને ગમે તેની સાથે ખાનપાન વગેરે મ્લેચ્છ રીતિનીતિના હિમાયતી છે તેઓએજ હમણા વિધવા વિવાહની હિલચાલ ઉપાડીને તેમાં પોતાના જેવા સ્વચ્છંદી વિચારવાળાઓને સામેલ કર્યા છે, જ્યારે ભાટીયા જ્ઞાતિનો મોટો સમુદાય તો ધર્મનિષ્ટ હોઇ તેનાથી તદ્દન વિરૂદ્ધ જ છે ને તેવી અધમ પ્રવૃત્તિને અત્યંત તિરસ્કારની દૃષ્ટિએ જુવે છે. શોકની વાત માત્ર એટલીજ છે કે જ્ઞાતિ અથવા મહાજનના અગ્રેસર શેઠીઆઓ જે તમામ જુના વિચારના ધર્માભિમાની છે ને જેના હાથમાં અદ્યાપિ જ્ઞાતિની કુલ સત્તા છે તેઓ નિર્માલ્ય બની ચુપચૂપ જોયા કરે છે અને પોતાની સત્તાનો ઉપયોગ કરી એવા ક્ષુદ્ર બુદ્ધિના નાસ્તિકોની કુટિલ પ્રવૃત્તિ રોકવા તથા જ્ઞાતિમાં બંધારણનો અમલ કરવા કરાવવાના અભાવે કન્યાવિક્રય જ્વાળામુખીની માફક ફાટી નીકળ્યો છે તોપણ સાવધ થઇ અટકાવવા પુરૂષાર્થ કરતા નથી.

ભાટીયા જ્ઞાતિની પરિષદ્ ગયા અશાડ માસની આખરીમાં કહેવાતા સુધારકોએ મુંબઇમાં ભરી. પરિષદ્‌ની લગામ નાસ્તિકોના પોતાના હાથમાં હોવાથી જુના વિચારના ધર્મનિષ્ટ ભાટીયા ભાઇઓનો અતિ મોટો સમૂહ પરિષદ્‌થી અલગ હોવા છતાં તે કહેવાતા સુધારક કુધારક વિધવાવિવાહનો ઠરાવ સુદ્ધાં પરિષદ્‌માં લાવી શક્યા નથી અને અનેક ઠોકર ખાઈ–એકદમ હતાશ થઈ આખરે તેઓને ધર્મનિષ્ટ જુના વિચારવાળા મહાજનનેજ શરણે આવી જ્ઞાતિબંધારણ ઘડવાની અને પળાવવાની માગણી કરવી પડી છે. તાત્પર્ય કે જ્ઞાતિ અને ધર્મના શ્રેષ્ટ તથા હિતકારી નિયમો કોઇ કદી ફેરવવા શક્તિમાન થઈ શકતું નથી, માટે ધર્મદ્રોહીઓના મિથ્યા બકવાદને સાચો માની કોઇએ ધર્મદ્રોહરૂપી આત્મઘાત ન કરવો. આમ છતાં જ્ઞાતિ સંરક્ષણાર્થે આગેવાનો હાલમાં જે આળસ પ્રમાદ ભીરૂતા બતાવી રહ્યા છે તે સત્વર ત્યાગી કર્તવ્યદક્ષ થવાની અનિવાર્ય જરૂર છે એ વાતનું વિસ્મરણ ન થવું જોઇએ.

---

## હું દ્રવ્યપતિ થાઉં તો શું કરૂં ?

---

એક દિવસ રાત્રે હું શાંતિથી સૂતો હતો. સૂતા સૂતા નિદ્રાદેવીએ જ્યારે મારાપર તેનો પૂર્ણ અધિકાર જમાવ્યો ત્યારે મને એક અતિ ઉમદું સ્વપ્ન આવ્યું. સ્વપ્ન એ હતું કે, મેં સાહસ ખેડી બુદ્ધિપૂર્વક વેપાર કર્યો અને વેપારમાં રૂ. પચીસ લાખ નફો રહ્યો. દ્રવ્ય સારી પેઠે કમાયા પછી મને સૂઝયું કે હવે પૈસાનો સદુપયોગ કેવી રીતે કરવો ? જેમ કઇક માણસો ગરીબાઇમાંથી શ્રીમંત બન્યા પછી ઉદ્ધત થઇ પોતા માટે વિવિધ ભોગ ભોગવવામાં જ પૈસાનો વ્યય

કરે છે, જેમ કઇક દ્રવ્ય મળ્યા પછી તદ્દન કંજુસ બની પૈસાને સાચવી સાચવીને રાખે છે અને એક પાઈ પણ ખર્ચતા નથી, જેમ કઇક પૈસો મળ્યા પછી સગા સંબંધીઓનો, નાત જાતનો, ધર્મનો તથા દેશનો તિરસ્કાર કરી અમલદારોની ખુશામત કરી તેઓને પ્રસન્ન રાખી મેળવેલ સંપત્તિ નિભાવવા અને ઉંચો દરજ્જો અથવા ટાઇટલ લેવા યત્ન કરે છે, જેમ કઇક ધન કમાયા પછી પૂર્વના શુભ સંસ્કારથી સગા સંબંધીઓને સહાય કરવા ઉપરાંત ધર્મ, જાતિ અને દેશની બનતી સેવા ઉઠાવે છે, જેમ કઇક સંપત્તિ મેળવી જ્ઞાતિ માટે બોર્ડીંગો ખોલવામાં તથા સાર્વજનિક લાભાર્થે ધર્મશાળાઓ બંધાવવામાં, પુસ્તકાલયો, અન્નક્ષેત્રો, દવાખાનાઓ તથા કૂવાઓ બનાવી દાન પુણ્ય કરે છે, તેમ હું કયા માર્ગે મને પ્રાપ્ત થયેલી દોલતનો ઉપયોગ કરી પુણ્ય અને કીર્તિ મેળવી મારી શેષ જીંદગી આનંદમાં વીતાડું ?

આ પ્રશ્ન ઉપર મેં ઘણા તર્ક વિતર્ક કર્યા, કઇંક શ્રીમંતોની દ્રવ્ય ખર્ચવાની રીતિ તપાસી, કઇક ડાહ્યા ધર્મજ્ઞ અને દેશદાઝવાળા કહેવાતા આગેવાનોની સલાહ પણ લીધી પરંતુ તેમાં કોઇની વાત મને સર્વાંશે પસંદ પડી નહિ.

દૈવયોગે મેં પણ સંસારની લીલી સૂકી, ટાઢ તડકો, ગરીબાઇ શાહુકારાઇ, તીર્થયાત્રા, વિવિધ દેશ પર્યટન, ધર્મશાસ્ત્રાવલોકન તથા વ્રત અનુષ્ઠાન અને અનેક લોકોના પરિચયમાં આવી સારાસાર વિચાર કરવાની શક્તિ પ્રાપ્ત કરી હતી તેથી મને પોતાની મેળે મેળવેલ સંપત્તિનો સદુપયોગ કેવી રીતે કરવો ? એ બાબતનો તોડ કાઢતા મૂશ્કેલી નડી નહિ.

મેં વિચાર્યું કે લક્ષ્મી ચંચળ છે, તે એક શ્રી વિષ્ણુ ભગવાન સિવાય બીજા કોઇની થઈ નથી અને કદી થવાની પણ નથી. તે

આજે આવે છે અને કાલે હતી નહતી થઈ જાય છે, તો પરમેશ્વરે મારાપર કૃપા કરી મારે ત્યાં તેનો વાસ કરાવ્યો છે તો શા માટે હું આ ક્ષણેજ તેનો સારો ઉપયોગ કરી અક્ષય પુણ્યનો ભાગી ન થાઉં? અવશ્ય થાઉંજ; કારણ કે તેની ગતિ દાન ભોગ ને નાશ એ ત્રણ રીતેજ વહેલા મોડી થવાની છે. વળી લક્ષ્મી જેમ ચંચળ છે-સ્થિર રહેનારી નથી તેમ આયુષ્યનું પણ છે. અત્યારના આપણા હિંદુ સમાજમાં મોટો ભાગ કેવળ મૂર્ખ બની ગયેલ છે. તેઓ વેદશાસ્ત્ર પુરાણોનો અભ્યાસ કરી ખરૂં જ્ઞાન મેળવતા નથી અને પોતાનું સાચું ગુમાવી દઇ બીજાનું તદ્દન ખોટું જે માત્ર ઉપરથી ગીલીટવાળી વસ્તુની જેમ ચળકતું દેખાય છે તેનાપર મોહીત થઇ પડયા છે અને તેથીજ ભારે દુર્દશા ભોગવી રહ્યા છે. પરંતુ જો કદી ઉંડા ઉતરીને સાચા ખોટાની તપાસ કરે તો અવશ્ય તેઓ સંકટમાંથી મુક્ત થયા વિના રહે નહિ એટલે કે સત્ય જડી આવતા સન્માર્ગેજ વર્તાય ને સુખી થવાય. આપણા હિંદુઓના શાસ્ત્રોમાં ધર્મ અર્થ કામ અને મોક્ષ સહજ સધાય એવા ઉપાયો બતાવવામાં આવ્યા છે. મનુષ્ય વર્ણ અને આશ્રમ ધર્મના કર્મ કરતો થકો આ લોકનું અને પરલોકનું સુખ નિઃસંદેહ પ્રાપ્ત કરી શકે છે. આપણા શાસ્ત્રોમાં પવિત્ર અને પરમાત્મ સ્વરૂપ ઋષિમુનિઓએ સંસારનું ખરૂં સ્વરૂપ બતાવી એવી એવી આજ્ઞાઓ કરી છે કે જો આપણે દત્તચિત્તે તેનો અભ્યાસ કોઈ ચારિત્રવાન વિદ્વાન બ્રાહ્મણ કે સદ્ગુરૂ પાસે કરીએ તો આપણું કલ્યાણ થવામાં જરાપણ બાધા રહે નહિ.

જગતના જીવોના કલ્યાણ માટે અવતાર ધારણ કરનારા પરમ કૃપાળુ શ્રીકૃષ્ણ પરમાત્માએ શ્રીમુખે ગીતાજીમાં આજ્ઞા કરી છે તેમ પ્રચંડ તપસ્વી ત્રિકાળ જ્ઞાની ઋષિઓએ શાસ્ત્રોમાં પ્રતિપાદન કરેલ છે કે આ સંસાર છે તે પ્રભુની માયા છે, તે અનિત્ય અને નાશવંત

છે. જ્યારે સંસાર નાશવંત છે ત્યારે તેમાં હસ્તી ધરાવતી અને ઉત્પન્ન થતી સર્વ ચીજો નાશ પામે એ સ્વાભાવિક છે. માત્ર એક પરમાત્મા અને તેના અંશરૂપ આત્મા અવિનાશી અને અખંડ સુખનો નિધિ છે માટે મનુષ્યે સંસારમાં રહેવું પરંતુ કેવળ આત્મા પરમાત્માની ખાતર જ રહેવું. સંસારના કોઇપણ પદાર્થમાં આસક્ત-લુબ્ધ થયા વિના શાસ્ત્રાનુસાર કર્મ કરી પરમ પદ પામવાના જ યત્નો કરવામાં નિરંતર મગ્ન રહેવું. જ્યાં સુધી મનુષ્ય તેમ કરતો નથી એટલે કે નિષ્કામ વૃત્તિ રાખી શાસ્ત્રોના કહેવા પ્રમાણે કર્મો કરી પ્રભુ ભક્તિ કરતો નથી ત્યાંસુધી તે સંસારમાં અટવાયા અથડાયા કરે છે, જન્મે છે, મરે છે, શુભાશુભ કર્મ કરે છે અને લાખો જન્મ મરણના ફેરામાં અસહ્ય દુઃખો સહે છે. તાત્પર્ય કે માણસ ભલે આજે તેની કુબુદ્ધિથી કે અલ્પ બુદ્ધિથી ધર્મકર્મમાં-શાસ્ત્રમાં પ્રીતિ ન રાખે પણ લાખ અને કરોડ જન્મે પણ તેનો છૂટકો તો ત્યારેજ થવાનો કે જ્યારે તે નિષ્કામ વૃત્તિથી વેદ શાસ્ત્ર આજ્ઞાનુસાર કર્મ કરી જીવન ગાળશે. માટે હું પરમ ભાગ્યવાન્ છું કે ઇશ્વરે મને અટાણે-સુખ સંપત્તિ સમયેજ દરેક સમજણ આપી છે તેથી મને જે દ્રવ્ય મળ્યું છે તેનો ભોગ ભોગવવામાં કે કોઇ ઇલ્કાબની આશાએ અધિકારીઓને નજરાણું ધરવામાં કે કોઇ મિથ્યા યશને માટે કહેવાતા દેશભક્તોના ફંડ ફાળામાં કે લોભી બની જમીનમાં ડાટી દેવાનો વિચાર નહિ રાખતા પચીસ લાખ રૂપિયાની રકમ મળી છે તેની વ્યવસ્થા હમણાને હમણા જનહિતાર્થે કરૂં છું અને તે પણ એવી ઉત્તમ રીતે કરૂં છું કે જેથી ધર્મ જાતિ દેશ અને દુનિયા એમ સર્વને આલોક સાથે પરલોક સફળ કરાવનારી અને અન્ય શ્રીમંતોને અનુકરણ કરવા રૂપ આદર્શ નિવડે.

રૂ. ૧૧૦૦૦૦૦ ની રકમ અર્પી હિંદુ સનાતન ધર્મ મહાવિદ્યાલય-યુનિવર્સિટી ખોલવી કે જેમાં ધર્મશાસ્ત્ર, આર્યસંસ્કૃતિ, સંસ્કૃત અને હિંદી ભાષાનું જ્ઞાન દ્વિજ બાળકોને ફરજીઆત આપવા સાથે વર્ણ અનુસાર આયુર્વેદ, ધનુર્વેદ, જ્યોતિષ, શિલ્પ, કૃષિ, રસાયન, વિજ્ઞાનાદિ તમામ હુન્નર ઉદ્યોગ શિખવવા.

રૂ. ૨૦૦૦૦૦ ની રકમ અર્પી એક અંગ્રેજી અને એક ગુજરાતી દૈનિક વર્તમાનપત્રો કઢાવી તેમાં સનાતન ધર્મના રક્ષણ તથા પ્રચારના આંદોલન સાથે રાજનૈતિક વિષયો ઐતિહાસિક દૃષ્ટિએ ચર્ચવા.

રૂ. ૧૦૦૦૦૦ ની રકમ અર્પી ભારતવર્ષમાં શહેરે શહેર અને ગામે ગામ સંસ્કૃત પાઠશાળાઓ તથા સનાતન ધમ સભાઓ સ્થાપવી.

રૂ. ૧૦૦૦૦૦ ની રકમ અર્પીને સનાતન ઋષિકુળ બ્રહ્મચર્યાશ્રમ સ્થાપવું.

રૂ. ૧૦૦૦૦૦ ની રકમ અર્પી તેમાંથી જે જે વેદશાસ્ત્રજ્ઞ બ્રાહ્મણ જ્યાં જ્યાં સંસ્કૃત પાઠશાળા ચલાવતા કે નિભાવતા હોય અથવા વિદ્યાર્થીઓને મફત વેદશાસ્ત્ર પુરાણ જ્યોતિષ આયુર્વેદનો અભ્યાસ કરાવતા હોય ત્યાં ત્યાં તેને સહાય-પોષણ આપવું.

રૂ. ૧૦૦૦૦૦ ની રકમ અર્પી હિંદુસ્થાનના નાના મોટા તમામ ગામમાં કસરતી અખાડાઓ તથા સ્વયંસેવક મંડળો ખોલવા.

રૂ. ૧૦૦૦૦૦ ની રકમ અર્પી ગોરક્ષણ અને ગોપાલન કરાવવું.

રૂ. ૧૦૦૦૦૦ ની રકમ અર્પી તેના વ્યાજમાં વિદ્વાન્ ચારિત્રવાન્ અને નિઃસ્વાર્થી ઉપદેશકો રાખી દેશ આખામાં સનાતન ધર્મનો ઉપદેશ અપાવવો અને નાસ્તિકોની તથા વિધર્મીઓની ભ્રમજાળ તોડવવી.

રૂ. ૧૦૦૦૦૦ ની રકમ અર્પી તેના વ્યાજમાંથી નિરાધાર વિધવા વૃદ્ધાદિને પોષણનું સાધન આપવું.

રૂ. ૧૦૦૦૦૦ ની રકમ અર્પી તેનું વ્યાજ કોંગ્રેસ મ્યુનિસિપાલિટી અને ધારાસભા વગેરે જાહેર સંસ્થાઓમાં જઈ અગ્રભાગ લઇ નાસ્તિકોના સિદ્ધાંતોનું મર્દન કરી સનાતન ધર્મની હાક વગાડવા ઇચ્છનારાઓની અનુકૂળતા માટે ખર્ચવું.

રૂ. ૧૦૦૦૦૦ ની રકમ અર્પી તેના વ્યાજમાંથી જેઓ હુન્નર ઉદ્યોગ શીખવા કિંવા નવી નવી દેશોપયોગી શોધો કરવા ઇચ્છતા હોય તેઓને સ્કોલરશિપ–શિષ્યવૃત્તિઓ આપવી.

રૂ. ૧૦૦૦૦૦ ની રકમ અર્પી તેના વ્યાજમાંથી કુટુંબીઓ સગા સંબંધીઓ તથા મિત્રોને પ્રસંગ પરત્વે સહાય કરવી, અને

રૂ. ૨૦૦૦૦૦ માંથી મારા પોતાના બાળબચ્ચાના ભરણ પોષણાર્થે મકાન બાંધવું, નાનકડી કાપડની મીલ ચલાવવી અને ખેતીવાડીના સાધનો વસાવવા.

ઉપરના રૂ. ત્રેવીસ લાખની સખાવત જે સાર્વજનિકને માટે કરવામાં આવી છે તે રકમને સરકારી કાગળીઆઓમાં ન રોકતા તેમ જ્યાં ત્યાં બેંકોમાં કે શરાફોને ત્યાં વ્યાજે ન મૂકતા સ્વદેશી હુન્નર ઉદ્યોગના કારખાનાઓ તથા ઠામ ઠામ સ્વદેશી સ્ટોરો ખોલાવી તેમાં રોકવાનો મેં નિશ્ચય કર્યો કારણ કે તેથી એક પંથને દો કાજ

સરશે અર્થાત્ રકમની રકમ પોતાના અધિકારમાં સહીસલામત જળવાશે અને વ્યાજ સારૂં ઉપજવા સાથે સ્વદેશી ઉદ્યોગો ખીલશે.

ઉક્ત યોજનામાં સર્વાંશે જાતિ ધર્મ અને દેશોન્નતિ સમાયેલી છે. જાતિ ધર્મ કે દેશના ઉદયની કોઇપણ બાબત મારા સ્મરણમાંથી ખસી ન ગઇ કારણકે નિશદિન જેનું હું ચિંતન કરતો હતો તેજ વાત સ્વપ્નમાં ખડી થઇ તેથી મને પ્રાપ્ત થયેલ રૂ. પચીસ લાખનો પ્રબંધ કરવામાં જરાય મૂશ્કેલી નડી નહિ. રૂ. પચીસ લાખ મળે તોજ તે યોજના કર્તવ્યમાં મૂકી શકાય એવું પણ નથી પરંતુ નાની રકમમાં પણ તે યોજનાનુસાર થોડી થોડી સખાવત કરી રૂપિયાનો સદ્‌વ્યય થઇ શકે છે.

જ્યારે હું ઉપરના સ્વપ્ન વિચારમાં લીન થઈ ગયો હતો ત્યારે કોઇએ મારા ઓરડાનું બારણું ઠોક્યું અને હું એકાએક જાગ્યો-ઉઠ્યો. ઉઠીને જોઉં છું તો સ્વપ્નમાંની બધી હકીકત મારા મન આગળ તરે છે. મેં વિચાર્યું કે સ્વપ્નું તો ઘણું ઉત્તમ આવ્યું પરંતુ તેમાંનું કશું મારી પાસે નથી તેનું કેમ! હૃદયના ઊંડાણમાંથી તત્કાળ જવાબ મળ્યો કે ફિકર નહિ, તારી પાસે અત્યારે તેમ કરવાનું સાધન નથી પણ તનતોડ પ્રયત્ન કરી વેપાર ઉદ્યોગ ખીલવીશ તો દ્રવ્ય અવશ્ય કમાઇશ અને પ્રભુકૃપાથી તેમ થયે તારી તે દેશોદયની યોજનાને વ્યવહારમાં મૂકી શકીશ. અનુકૂળતાએ હું તો તે પ્રમાણે દ્રવ્યનો સદુપયોગ કરીશ પરંતુ મારા શ્રીમંત ભાઇઓ કે જેઓને પ્રભુએ પૂર્વજન્મના પુણ્ય પ્રતાપે આજે દ્રવ્ય આપેલું છે તેઓ પણ જો મારી યોજના જાણે સમજે વિચારે અને ભલે તેટલું ન કરે તો થોડું કરીને પણ પોતાની સંપત્તિનો સદ્‌વ્યય કરી સ્વજીવનનું સાર્થક કરે એવી અભિલાષાથી તેમની જાણ માટે મારે મારા વિચાર પ્રદર્શિત કરવા આવશ્યક છે એમ માની આ લેખન પ્રવૃત્તિ થઇ છે.

# શંકરાચાર્ય કુર્તકોટીના કુતર્ક.

મહારાષ્ટ્રમાં પોતાને કરવીર પીઠના શંકરાચાર્ય તરીકે ઓળખાવતા ડો. કુર્તકોટી મુંબઈના એક અંગ્રેજી છાપાના પ્રતિનિધિને પોતાનો અભિપ્રાય દર્શાવતાં કહે છે કે સ્પર્શ્યાસ્પર્શ્ય મર્યાદાને તિલાંજલી દઈ ઉચ્ચ વર્ણના હિંદુઓએ ઢેઢ ચમારને અડવું જોઇએ. પુનર્લગ્ન એટલે નાતરાં જેને કરવાની ઇચ્છા હોય તેનાપર પ્રતિબંધ નહિ મુકવો જોઇએ અને સમયાનુસાર ધર્મશાસ્ત્રોના સિદ્ધાંતોમાં પરિવર્તન કરવું જોઇએ.

વસ્તુતઃ ડો. કુર્તકોટીએ જ્યારથી પોતાને શંકરાચાર્ય તરીકે જાહેર કરી હિંદુ ધર્મશાસ્ત્રથી વિરૂદ્ધ પ્રવૃત્તિ આરંભી છે ત્યારથી તેની સામે સનાતની હિંદુઓનો પ્રબળ વિરોધ થતો રહ્યો છે એટલુંજ નહિ પરંતુ સનાતની હિંદુઓએ સાફ સાફ દર્શાવી પણ દીધું છે કે તેવી સનાતન ધર્મ વિરૂદ્ધ વિચાર ધરાવનાર વ્યક્તિ શંકરાચાર્યના પદને લાયક નથી માટે અમે તેને શંકરાચાર્ય તરીકે માનતા નથી. પરંતુ આજે જે સ્વેચ્છાચારી સુધારક–કુધારક યેન કેન પ્રકારેણ પ્રસિદ્ધ થવા અને અમુક પોતાના મંતવ્યો પાર પાડવા નીકળી પડયા છે તેઓને ક્યાં લોકમતની દરકાર છે ?

એક મહાન્ આશ્ચર્યની વાત તો એ છે કે આપણા હિંદુઓ થોડું ઘણું અંગ્રેજી લખતા વાંચતા બોલતાં થાય છે એટલે પ્રાયઃ મોટા ભાગના હૃદયમાં એવું ઠસી જાય છે કે હિંદુ ધર્મશાસ્ત્રો પ્રગતિને રોકનાર છે માટે તેમાં ફેરફારની આવશ્યકતા છે, પણ ખરી રીતે તપાસતાં હિંદુ ધર્મશાસ્ત્રો એટલાં બધાં પરિપૂર્ણ અને આલોક પરલોકનું હિતકર્તા છે કે તેની તુલનામાં બીજા એકેય ધર્મના ગ્રંથો હજારમે અંશે પણ આવી શકે એમ નથી, જ્યારે ક્રિશ્ચિઅન અને મુસ-

લમાનાદિ ધર્મના ગ્રંથોમાં એવી કેટલીય વાતો છે કે જેને સુધારવાની અનિવાર્ય જરૂર છે છતાં તે તે ધર્મના અનુયાયીઓ તે વિરૂદ્ધ એક પણ શબ્દ ન ઉચ્ચારતાં ઉલટા ચૂસ્ત રીતે તેને વળગી તેનો પ્રચાર કરે છે એનું કારણ અમોને તો એ લાગે છે કે તે તે પરધર્મીઓમાં તેઓના ધર્મનું એટલું ઉગ્ર અભિમાન છે કે પોતાના ધર્મ વિરૂદ્ધ એક શબ્દ પણ બોલનારની તેઓ ભારે અવગણના કરી કોર શિક્ષા કરે છે ત્યારે આપણા હિંદુઓમાં એવી નિર્માલ્યતાએ, ધર્મહીનતાએ ઘર કર્યું છે કે સ્વ કે પર ધર્મવાળા ગમે તેટલા ભયંકર અસત્ય આક્ષેપ કે પ્રહારો કરે તોપણ દરગુજર થાય છે અર્થાત્ અત્યારે આપણો ધર્મ જે આટલો બધો નિંદાય છે અને છેદાય છે તેનું કારણ આપણા હિંદુઓનું બાયલાપણું અને કહેવાતા હિંદુ સુધારક કુધારકોનું બંડજ છે.

ડો. કુર્તકોટીને અમે સવિનય જણાવીશું કે હિંદુ ધર્મશાસ્ત્રોને કોઈ સ્વાર્થી તરંગી અર્ધદગ્ધે બનાવ્યા નથી, પણ સાક્ષાત્ જગત્કર્તા પરમેશ્વરે વેદને નિર્માણ કર્યા છે અને વેદને અનુસરી સ્મૃતિ ઇતિહાસ પુરાણાદિ ત્રિકાળજ્ઞાની ઋષિમુનિઓએ ઋતંભરા વિદ્યાના આધારે રચ્યા છે, માટે અમે વેદ સ્મૃતિ ઇતિહાસ પુરાણને ત્રિકાલાબાધિત માનીએ છીએ. અમે વેદ સ્મૃતિ ઇતિહાસ પુરાણને ત્રિકાલાબાધિત ગણી તેના સિદ્ધાંતને અચલ અને અટલ માનીએ છીએ તેનું બીજું પણ સબળ કારણ છે, અને તે એ કે જ્યારે જ્યારે અધર્મી વિધર્મી અમારા ધર્મ, ધર્મશાસ્ત્રો અને ધર્મજ્ઞો ઉપર પ્રહાર કરે છે, ત્યારે ત્યારે ધર્મ, ધર્મશાસ્ત્રો અને ધર્મજ્ઞોનું રક્ષણ કરવા માટે તથા અધર્મી વિધર્મી પાપીઓને દંડ દેવા માટે સાક્ષાત્ પરમેશ્વર અવતાર ધારણ કરે છે જેના પ્રમાણ તરીકે રામ કૃષ્ણાદિ અવતારો થયેલા છે એ તમે ગીતાજી જોશો તો જણાઈ આવશે.

વળી અમારા હિંદુ સમાજનું બંધારણ રચાયું છે તે મનસ્વી નથી, પરંતુ સંસારમાં સુવ્યવસ્થા ચાલે, પૂર્વ જન્મમાં કરેલાં કર્મ ભોગવી મુક્ત થવાય અને શાસ્ત્રાનુસાર વર્તન કરી સ્વર્ગ મોક્ષના અધિકારી થવાય એવા ઉત્કૃષ્ટ હેતુવાળુ છે. અસ્પૃશ્યતા અને વિધવા વિવાહ નિષેધ એ હિંદુ ધર્મપર કલંક નથી પણ હિંદુ ધર્મનું ભૂષણ છે. અસ્પૃશ્ય વર્ગ-ઢેઢ ભંગી ચમારના ઉપર અમારા ઉંચવર્ણના હિંદુઓનો તિરસ્કાર નથી પણ પ્રેમ છે ને બને તેટલી મદદ પણ કરીએ છીએ. રજસ્વળા સ્ત્રી, સુવાવડી સ્ત્રી, શબ કે સુતકીને અમે અડકતા નથી, તેથી તેઓના પ્રત્યે અમને આદર નથી એમ કહેવું એ જેટલું ભ્રમ યુક્ત છે તેટલું બલ્કે તેથી વિશેષ જન્મજન્માતરના બ્રહ્મહત્યા, માતૃગમન ગૌહત્યાદિ દુષ્ટ કર્મ કરવાના પરિણામે અંત્યજ જાતિમાં અવતરેલાઓને સ્પર્શ ન કરનારાઓ માટે કહેવું એ છે. શૌચ-આચાર એ હિંદુ ધર્મનું પ્રાધાન્ય લક્ષણ છે, તે વડેજ હિંદુ હિંદુ કહેવરાવી શકે છે, યદિ તે ત્યાગી દે તો તત્કાળ ધર્મ કર્મનો લોપ થાય-વેદોક્ત અધિકાર ન રહે. તેમ સ્ત્રીઓ પતિવ્રતા-સતી ધર્મ તજી પુનર્લગ્ન કરવા માંડે તો દંપતિ વચ્ચે શુદ્ધ પ્રેમ ન રહે, પ્રજા વર્ણ-સંકર બને અને સ્વર્ગ મોક્ષથી વંચિત થાય. પુનર્લગ્નની પ્રથાથી સ્ત્રીઓ વેશ્યા વ્યભિચારીણીજ નિવડે માટે ધર્મશાસ્ત્ર તેનો અત્યંત ભારપૂર્વક નિષેધ કરે છે.

આ ઉપરથી સમજાશે કે ડૉ. કુર્તકોટીના કુતર્ક તદ્દન હાનિકારક છે. મહાસમર્થ નાસ્તિક ચાર્વાક જેવા પણ હિંદુઓના ધર્મશાસ્ત્રો કે તેના સિદ્ધાંતો ફેરવી શકયા નહોતા પણ અનાદરને પાત્ર ઠરી દુર્ગતિને પામ્યા હતા તો ડૉ. કુર્તકોટી, ડૉ૦ મુંજે કે ગાંધી માલવિયા જેવાનું શું ગજું ? છતાં પણ આવા કુતર્કીઓના કુતર્કથી સનાતની પ્રજાએ ખુબ સાવધ રહી સ્વધર્મનું રક્ષણ કરવાનું છે.

---

# રક્ષણ કે ભક્ષણ ?

આજકાલ જેટલા સત્તાધિકારી કે નેતા તરીકે હિંદુસ્થાનમાં કાર્ય કરે છે તેઓ પોતાને હિંદી પ્રજાના અને હિંદુસ્થાનના રક્ષણ કર્તા તરીકે ઓળખાવે છે પરંતુ તેઓના કાર્ય ઉપરથી અમોને પ્રશ્ન એ થાય છે કે શું તેઓ વાસ્તવિક રીતે રક્ષણ કરે છે કે ભક્ષણ ?

પાંચ હજાર માઇલ જેટલા દૂરના પ્રદેશથી આવેલા પરોપકારી અંગ્રેજોએ દેશી રાજાઓને માંહોમાંહ લડાવી એક બીજાને પરસ્પર લડવા માટે પૈસાની તથા માણસની સહાય કરી છેવટે આખું હિંદુસ્થાન તેના મહાન્ ઉદરમાં પચાવ્યું અને રક્ષણને બહાને વિવિધ કરો નાંખી, હથિયાર બંધીનો કાયદો કાઢી તમામ પ્રકારનો પોતાનો વેપાર પગભર કરી શિક્ષણ એવું ઉત્તમ કોટિનું આપવાનો પ્રબંધ કર્યો કે હિંદુઓ હિંદુ ન રહેવા સાથે નિર્ધન નિર્માલ્ય નાસ્તિક બન્યા. તે બાદ સત્તાધિકારી અંગ્રેજોએ લોકોના રક્ષણને બહાને ભક્ષણ કર્યું છે એમ કહી અંગ્રેજોનાજ સંસ્કાર સહવાસ શિક્ષણથી વિભૂષિત થએલા આપણા વકીલ ડોકટરો લોકોનું રક્ષણ કરવા માટે બહાર પડયા. એ લોકરક્ષણને બહાને જંગમાં ઉતરેલા જંગ બહાદૂરોએ ઉપરાઉપરી ભાષણો ઝાડી લોકોને ઉપદેશ આપવા માંડયો કે તમારૂં સર્વસ્વ લુંટાય છતાં તમે ધાંધલ ન કરતાં શાંતિ રાખી સહન કરજો. કોઈ પોતાના ધર્મના ફરમાન પ્રમાણે ગૌવધ કરે તો કરવા દેજો પણ તમે મસિદ આગળ વાજા વગાડવાની હઠ પકડશો નહિ. ડાયર ઓડવાયર જલીઆવાળા બાગમાં માત્ર બસો માણસને સ્વધામ પહોંચાડે તો એવો શોરબકોર કરો કે જગત આખું સાંભળે પણ મલબાર, કોહાટ, સહરાનપુર, પના, મુલતાન કે લારખાનામાં

મુસલમાનો હજારો હિંદુઓની કતલ કરી વટલાવે, સ્ત્રીઓ ઉપર બળાત્કાર ગુજારી મકાન મિલ્કત લુંટી બાળે અને મંદિર મૂર્તિઓને ઉખેડી નાંખે તો પણ મોઢામાંથી એક શબ્દ ઉચ્ચારશો મા. સ્કુલો છોડી છોકરાઓને મૂર્ખ ઝાડુ કાઢનારા બનાવો, ધારાસભા છોડી કરોડોના કર નખાવો, રેંટીયો કાંતી ખાદી પહેરી વેપાર ઉદ્યોગનો નાશ કરો, કરોડો રૂપિયા અમને સ્વરાજ્ય માટે આપી ઢેડભંગીને અડી મુસલમાનો સાથે ખાઇ પીઇ ધર્મનો ત્યાગ કરો, મુસલમાનો ગમે તેવા છે તોપણ તે આપણા ભાઇઓ છે તેઓને ખિલાફતમાં મદદ આપો, સત્યાગ્રહ અસહકારને નામે જેલો ભરો અને સ્વરાજ્ય સુતરને તાંતણે લટકેલું છે તે એક વર્ષમાં લઈ લ્યો.

સફેદ કુડતુ ટોપીધારી મહાતમા અને તેના એકનિષ્ઠ અનુયાયીઓ પોતાનું ધારેલું પ્રજારક્ષણનું કાર્ય કરી પરવાર્યા એટલે થોડાક તેમાંના એનિષ્ઠો અને બીજા ગુપ્ત રહેલા રત્નો હવે સંગઠન અને શુદ્ધિ કરવા નીકળી પડયા છે. સંગઠન અને શુદ્ધિના હિમાયતીઓ કહે છે કે હિંદુસ્થાનમાં રહેનાર માત્રને પછી ભલે તે પારસી, મુસલમાન, ક્રિશ્ચિયન, યાહુદી, બૌદ્ધ હોય તે સર્વને હિંદુ માનો, વર્ણાન્તર લગ્ન-અનુલોમ પ્રતિલોમ વિવાહ કરો, માંસાહાર કરો, વિધવાઓના પુનર્લગ્ન-નાતરા કરો, અંત્યજોનો સ્પર્શ કરો, ૧૬ વર્ષ અને તેથી અધિક વયની કન્યા થાય ત્યારે પરણાવો, નાતો જાતો એટલે વર્ણાશ્રમ કાઢી નાખી સમયને અનુકૂળ નવાં ધર્મશાસ્ત્ર બનાવો, જન્મ જન્માન્તરના યવન મ્લેચ્છને ચાર પાણીના છાંટા નાખી શર્માવર્મા–હિંદુ બનાવો અને કોઈપણ જાતનો ભેદ રાખ્યા વિના છૂટથી સહભોજન કરો. આ રીતે સંગઠન કરશો તોજ હિંદુ પ્રજાનું રક્ષણ થઇ શકશે નહિતર વિનાશ થઈ જશે.

હવે આપણે કે જેઓ ઇશ્વરકૃપાથી માણસ તરીકે જન્મ્યા છીએ અને થોડી ઘણી વિચારવાની બુદ્ધિ પણ સાથે સાથે લેતા આવ્યા છીએ તેઓએ મગજ ઠેકાણે રાખી વિચારવું જોઇએ કે સત્તાધિકારીઓ અને નેતા બની બેઠેલાઓ ઉપરોક્ત પદ્ધતિએ કાર્ય કરીને આપણું રક્ષણ કરે છે કે ભક્ષણ ? અમારા વિચારે તો તેઓ ખુલ્લી રીતે ભક્ષણજ કરે છે. મનુષ્યને પોતાની ઉન્નતિ માટે અને અધોગતિમાં પડતા અટકવા માટે પ્રભુએ બે સાધન આપ્યા છે, તેમાં એક ધર્મ અને બીજું ઇતિહાસ છે. ધર્મ સ્વયં જગત્કર્તા પરમેશ્વરે નિર્માણ કર્યો છે, એટલુંજ નહિ પણ તે સ્વયં તેના રક્ષણને માટે પુનઃ પુનઃ અવતાર ધારણ કરીને પોતાના અસ્તિત્વની જગતને ખાત્રી પણ કરી આપે છે. ધર્મના નિયમો પ્રભુ કૃપાપાત્ર ઋષિમુનિઓએ બનાવ્યા છે કે જેઓને ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળનું સંપૂર્ણ રીતે જ્ઞાન હતું માટેજ ધર્મના નિયમો–સિદ્ધાંતો અચલ અટલ અને ત્રિકાલાબાધિત ગણાય છે. વળી આપણો ધર્મ બીજા વિધર્મી વિદેશીઓના ધર્મની માફક બનાવટી નિર્માલ્ય કે પિંડપોષણ કરવાના હેતુથી ખુનામરકી માટે રચાયલો આધુનિક નથી, પણ જેના પાલન વડે ધર્મ અર્થ કામ અને મોક્ષ સહજ રીતે સિદ્ધ થાય એવો સર્વોત્કૃષ્ટ પ્રાચીન છે માટેજ તે સનાતન ધર્મ કહેવાય છે. કહેવાતા નેતાઓ અત્યારે જેટલી પ્રવૃત્તિ કરે છે તે બહુધા સનાતન ધર્મ વિરૂદ્ધની અરે ! જેના આધારે જગત્ ટકી રહેલું છે તે સનાતન ધર્મના નાશનીજ કરે છે તેથી લોકોનું સંરક્ષણ કે હિત ન થતાં ઉલટી અધોગતિ વિશેષ થતી જાય છે. ઇતિહાસનું પણ તેવુંજ છે. રામાયણ મહાભારત કે ટાડ રાજસ્થાન જેવા ગ્રંથોમાં જે દેશદાઝવાળા પ્રતાપી પુરૂષોના ચરિત્રો વર્ણવ્યા છે તેનું જો પઠન પાઠન કે શ્રવણ મનન કરવામાં આવ્યું હોત તો રાજનીતિ કોને કહેવી,

કયી પદ્ધતિએ કાર્ય કરવાથી સ્વરાજ્ય પ્રાપ્ત કરી શકાય અને કયી રીતિએ વર્તવાથી પરાજય મળે એ વગેરે સરસ રીતે સમજાત; પરંતુ જગન્નિયંતા પરમેશ્વરથી પણ ચડી જેને હાડ પરમેશ્વર બનવાની મહત્વાકાંક્ષા હતી તેઓ ધર્મ કે ઇતિહાસને શા માટે અવલોકે કિંવા સ્થાન આપે ?

આ પરથી હિંદુ માત્રને અમે ચેતવીએ છે કે પ્રજામાં પ્રજાત્વ ન રહે અને હિંદુઓમાં હિંદુત્વ ન રહે એવું રક્ષણને બદલે ભક્ષણનું કાર્ય અંગ્રેજ સત્તાધિકારીઓ અને કોંગ્રેસ તથા હિંદુ મહાસભાના નેતાઓ કરી રહ્યા છે. સામ દામ દંડ ભેદની રાજનીતિ જે ઇતિહાસનો સિદ્ધાંત છે તે જો લોકો છોડી દે અને વર્ણાશ્રમ ધર્મ સ્પર્શ્યા સ્પર્શ્ય વિવેક, સતી ધર્મ, સાત્વિક આહાર, સવર્ણ લગ્ન મર્યાદા, જન્મથી જાતિ વગેરે સનાતન ધર્મના સિદ્ધાંતો જો હિંદુઓ તજી દે તો પ્રજાત્વ અને હિંદુત્વનો તત્કાળ અંતજ આવે છે, માટે પ્રાણ જાય તો ભલે જાય પણ પ્રત્યેક હિંદુએ ધર્મ તથા ઇતિહાસને દૃઢ રીતે વળગીને ચાલવું એટલે થોડા સમયમાં ઉદય થશે. વળી ધર્મ તથા ઇતિહાસ વિરૂદ્ધની મનસ્વી વાતો કરનારને તમારે દેશદ્રોહી જાસુસ અને ધર્મદ્રોહી નાસ્તિક સમજી તેવા લપોડશંખોને સત્વર તિલાંજલી દેવી જાઇએ.

અત્યારે અમારે સ્પષ્ટ કહેવું પડે છે કે જો સત્તાધિકારીઓની અનહદ સત્તા વધી ગઇ હોય અને કહેવાતા નેતાઓના અનાચાર ઉચ્છૃંખલતા વધ્યા હોય તો તેના કારણભૂત આપણેજ છીએ. આપણે એવા મૂઢ આત્મઘાતી બન્યા છીએ કે પોતાના હિતેચ્છુઓની શુભ સલાહનો તિરસ્કાર કરી શત્રુઓની જ અનર્થમૂલક વાતો માની તેઓને સર્વ પ્રકારે ઉત્તેજન આપ્યું છે ને આપીએ છીએ. અંદર અંદર

મારામારી કરી અંગ્રેજોને ન્યાયાધીશ બનાવનાર અને નવા નવા કર નાખવાની તથા જુલ્મી કાયદાઓ લાદવાની સલાહ સહાય આપનાર આપણેજ છીએ. આપણા ધર્મપરાયણ દેશહિતેચ્છુ વિદ્વાનોને કે અન્નવસ્ત્ર વગરના વૃદ્ધ તથા વિધવાઓને સહાય ન કરતા કરોડો રૂપિયા ગાંધીને આપનાર આપણેજ છીએ. આયુર્વેદ દવાખાનાઓ, સંસ્કૃત કોલેજો કે ઋષિકુળ બ્રહ્મચર્યાશ્રમો ખોલાવવામાં એક પાઈની પણ સહાય ન કરતાં દારૂ મિશ્રિત દવાઓના ફેલાવા માટે હોસ્પીટાલોને, સરકારી કોલેજ કે યુનિવર્સિટીઓને તથા લાક્ષાગૃહ જેવી ગાંધીની વિદ્યાપીઠને લાખો રૂપિયાની સહાય કરનારા પણ આપણાજ શ્રીમંતો છે. પોતાના હિત માટે સનાતન ધર્મના દૈનિક અઠવાડિક પત્રો કઢાવવામાં કે સ્વધર્મ સ્વરાજ્ય, ગુજરાતી અને સિંધુ સમાચાર જેવા સનાતન ધર્મના પત્રો નીકળે છે અને સ્વધર્મના ભોગે ધર્મરક્ષણાર્થે પ્રવૃત્તિ કરી રહ્યા છે તેને સહાય આપવા પાછળ ધન ન ખર્ચતાં અરે! તેના ગ્રાહક સુદ્ધાં ન થતાં લેભાગુ નાસ્તિકોના પત્રોને હજારો અને લાખો રૂપિયાની મદદ કરી તેના ગ્રાહક થઇ તેઓને ઉન્નત બનાવી હૃદયમાં વિકાર-વિષ ઉત્પન્ન કરનાર પણ આપણે પોતેજ છીએ. પટેલ, જમનાદાસ મહેતા, ડો. ગોર જેવા વર્ણાન્તર લગ્નના હિમાયતી સ્વચ્છંદી સ્વાર્થીઓને મ્યુનિસિપાલિટી તથા ધારાસભામાં મત આપી મોકલનાર તથા શ્રીયુત હીરાલાલ નાણાવટી અને સંઘવીજી જેવાની ઉપેક્ષા કરનાર પણ આપણેજ છીએ. તાત્પર્ય કે અણુસમજ મોહ મૂર્ખતાને લઇ આપણે નાસ્તિકોને અયોગ્ય ઉત્તેજન આપીને પોતાની મેળે પોતાનું અનિષ્ટ કર્યું છે તેમ હવે પછી ન બને એ ખાસ લક્ષમાં રાખવાનું છે.

સંગઠન અને સ્વરાજ્ય તો આપણા ધર્મમાં-વર્ણાશ્રમના પાલનમાં એવી ખુબીથી ઋષિમુનિઓએ ગોઠવી રાખ્યું છે કે જો અમુક બ્રાહ્મણો, અમુક ક્ષત્રિયો અને અમુક વૈશ્યો પોતાનો ધર્મ યથાર્થ

રીતે સમજી આચરે તો એક વર્ષમાં નહિ પણ એક માસમાં તે ઉભય સહજ પ્રાપ્ત છે. પરંતુ ભગવાન્ જાણે એવા આપણા કયા જન્મના ભયંકર પાપ હજુ આડા ઉભા છે કે આપણા આચાર્ય મહારાજો શાસ્ત્રી પંડિતો, રાજા મહારાજાઓ, શ્રીમંતો અને વિદ્વાનો કુંભકર્ણ જેવી ઘોર નિદ્રામાં પોઢયા છે તે જાગ્રત્ થતા નથી. આટ આટલું ધર્મ, હિંદુ જાતિ તથા દેશનું અનિષ્ટ થઈ રહ્યું છે ને જેમાં પોતે પણ જડમૂળથી ઉખડી જવાની અણી ઉપર છે છતાં આળસ, પ્રમાદ, મોજશોખ, ભીરૂતા, કાયરતા, સ્વાર્થ, પક્ષપાત, ઇર્ષા, અજ્ઞાનતા તજીને હિંદુઓ કર્તવ્ય પરાયણ થતા નથી. હજુ પણ બહુ મોડું થયું નથી, ઉદ્યમથી અને પ્રભુ કૃપાથી મહાનમાં મહાન્ વિકટ કાર્ય પણ સફળ થાય છે, માટે સવેળા સાવધ થઇ ધર્મશાસ્ત્રાનુસાર પુરૂપાર્થ કરી સનાતન ધર્મ હિંદુ જાતિ અને હિંદુસ્થાનનું રક્ષણ કરો. હિંદુત્વ કે મનુષ્યત્વનો જેનામાં અંશ હોય તો સૌ એકત્ર થઈ રક્ષણને નામે ધર્મ વિરૂદ્ધ નાસ્તિકોની પ્રવૃત્તિથી થતું ભક્ષણ અટકાવો.



# મોતનો ઘંટ કોનો સંભળાય છે હિંદુ નાતોનો કે સુધારકોનો ?

જ્યારથી ભારતવર્ષમાં અંગ્રેજોનું શાસન શરૂ થયું છે ત્યારથી હિંદુ નાતોની છેડતી જૂદા જૂદા સ્વરૂપે થતી રહે છે. પાદરીઓના ઉપદેશ–શિક્ષણ સહવાસથી પ્રાર્થના સમાજ બ્રહ્મોસમાજ આર્યસમાજ જેવા નાસ્તિક સમાજો જ્ઞાતિઓ કે જે વર્ણાશ્રમનું મુખ્ય અંગ છે ને જેના મજબૂત બંધારણે અદ્યાપિ પર્યંત આપણા હિંદુઓને જીવંત રાખ્યા છે તેને છિન્ન ભિન્ન કરવાને માટે અનેક કોશિષ કરે છે. આજ સુધી તો પોતાને સુધારક કુધારક પણ વસ્તુતઃ બગાડક માનતા મનાવતા ગણ્યા ગાંઠયા હિંદુઓ હિંદુઓપર પ્રહાર કરતા હતા પરંતુ હિંદુઓની નિર્બળતા જોઇને હવે મુસલમાનો તથા પારસીઓ પણ દોઢ ડહાપણ બતાવવા માંડયા છે. બોમ્બે ક્રોનીકલ, મુંબઈ સમાચાર. હિંદુસ્તાન, સૌરાષ્ટ્ર અને સાંજવર્તમાન મુંબઇ અને મુંબઈ ઇલાકામાં હિંદુઓથી પોષાય છે છતાં તેઓ હિંદુઓનો સંહાર કરવા માટે અત્યજ સ્પર્શની, વિધવા વિવાહની, વર્ણાન્તર લગ્નની, સવેલાની, તથા જ્ઞાતિઓ નાબુદ કરવાની ચળવળ વખતે અને કવખતે કરતા અચકાતા નથી.

તા. ૧૯ ઓકટોબરના સાંજવર્તમાનમાં તેના ભાડુતી લેખકને હિંદુ નાતોના મોતનો ઘંટ સંભળાવા લાગ્યો છે. પારસી છાપાને કે તેના ભાડુતી લેખકને હિંદુ નાતો સંબંધી એક પણ શબ્દ ઉચ્ચારવાનો અધિકાર નથી તથાપિ તે અતિ શાણા લેખકે કપોળ નાતના એક પ્રકરણ નિમિત્તે મુંબઈની સમસ્ત કપોળ નાતને તથા તમામ હિંદુ નાતોને અપશબ્દોથી નવાજવામાં ઊણપ રાખી નથી. હકીકત એવી છે કે કપોળ જ્ઞાતિમાં ગોમતી નામની કન્યાને તેના બાપે પ્રથમ

એક જગ્યાએ વરાવેલ છતાં પાછળથી તેણે વરાવેલ ઠેકાણે ન પરણાવતા તે સગપણ તોડી બીજે પરણાવવા ઇચ્છયું. કુવિચારના માઠા પરિણામે તે માત્ર જુવાન કન્યાને અપરણીત દશામાં મુકી ગુજરી ગયો. કન્યાના પિતાએ કરેલી અરજીમાં વરની માંદગીનું તથા અશક્તિનું જે ખાસ કારણ દર્શાવવામાં આવ્યું હતું તે કારણ મહાજનને વાસ્તવિક ન લાગતા તેને બીજે પરણાવવાની છૂટ મળી નહિ એટલે કન્યાના પિતાની ગેરહાજરીમાં તેના લાગતા વળગતાઓએ નાતની પરવા કર્યા વગર કન્યાને બીજે સવેલી પરણાવી દીધી. આ અપરાધ બદલ પરણનારને કાઠિયાવાડની કપોળ નાતે જ્ઞાતિબહારની શિક્ષા તત્કાળ કરી પરંતુ સવેલી પરણનાર ગોમતી અને તેનો પતિ મોહનલાલ મુંબઇ રહેતા હોવાથી મુંબઇની કપોળ નાતે કાઠિયાવાડની નાતના ઠરાવને અમલમાં મૂકવો જોઇએ. મુંબઈની કપોળ નાતમાં આજથી ચાર વર્ષ પહેલાં જ્યારે એ સવેલાનો પ્રશ્ન ઉપસ્થિત થયો ત્યારે જ્ઞાતિની સ્પષ્ટ અને આવશ્યક ફરજ હતી કે જ્ઞાતિના રક્ષણ માટે તત્કાલ સવેલું લેનાર દેનારને નાત બહારની શિક્ષા કરવી જોઇતી હતી, પરંતુ સવેલું પરણી લાવનારના એક બે સંબંધીઓની તથા એક બે નાસ્તિકોની તરફેણને લઇ કપોળ જ્ઞાતિના પ્રમુખે તુરતજ નિકાલ ન કરતાં વાત ચર્ચાવા દીધી તો હવે વકીલની નોટીસોરૂપી ધમકીથી ડરવાનો પ્રસંગ આવ્યો છે. અમે અમારા સેંકડો જાતિ અનુભવથી કહીએ છીએ કે સવેલું લાવવાનું સાહસ કરનારે નિર્લજ્જતાથી જ્ઞાતિના અગ્રેસરોને નોટીસ આપી તેથી પ્રમુખ અને બીજાઓએ ભયભીત થઈ ચુકાદો ન આપ્યો પણ તેઓએ જાણવું જોઇએ કે જ્ઞાતિના વ્યવહારમાં સરકારને કે બીજા કોઇને વચ્ચે આવવાનો લેશમાત્ર અધિકાર નથી. જ્ઞાતિના હિત અને અસ્તિત્વને સવેલાના બનાવો ભારે ફટકો લગાડનાર છે. જ્ઞાતિમાં સૌ કોઇ એવી છૂટ લેવા માંડે

અથવા સવેલું નિરંકુશપણે જ્ઞાતિમાં લેવાય દેવાય તો તુરતજ જ્ઞાતિનો અંત આવે છે. એમ થાય તો એક પણ વરેલી કન્યા પરણી શકે નહિ. અમે તો ત્યાં સુધી કહીએ છીએ કે સવેલાની અને પુનર્લગ્નની છૂટ જ્ઞાતિમાં અપવાદરૂપ કોઇ વ્યક્તિ લે અને જો તેને પક્ષપાત કિંવા નિર્બળતાથી છોડી દેવાય તો પરણેલી-સધવા સ્ત્રીઓનું શિયળ પણ જોખમમાં આવી પડે છે અર્થાત્ ગૃહસ્થાશ્રમ નષ્ટ ભ્રષ્ટ થાય છે.

વિધવા વિવાહ, વર્ણાન્તર લગ્ન તથા સવેલા જેવા ધર્મ વિરૂદ્ધ કૃત્ય કરનાર જડમૂળથી ઉખડી ગયા છે, છતાં રા. પ્રભુદાસ લાધાભાઇ મોદી જેવી કોઈ કોઈ સ્વેચ્છાચારી વ્યક્તિ કપોળ જ્ઞાતિને અધોગતિના માર્ગે ઘસડવા મથે છે એ ખરેખર ભયંકર દુરાગ્રહજ ગણાય. રા. પ્રભુદાસ મોદી અને તેના જેવા બીજા સ્વચ્છંદ વિચારવાળાઓને અમે ખુલ્લી રીતે જણાવીએ છીએ કે તમારા એવા જ્ઞાતિ તથા ધર્મ વિરૂદ્ધ આચરણની હિમાયતથી કપોળ કિંવા હિંદુ નાતોનો મોતનો ઘંટ વાગતો નથી પરંતુ તમારો સુધારકો-બગાડકોનોજ વાગે છે. રામ-મોહનરાય, દયાનંદ, ગાંધી જેવા હજારો નાના મોટા કુધારક હિંદુ જાતિ તથા ધર્મને લોપ કરવા જતા પોતેજ લય પામી ગયા છે. તેઓ તલભાર હિંદુ નાતોને હાનિ કરી શકયા નથી તો તમારા જેવા ચાંચડ મચ્છરની તો શી ગતિ ?

સુધારક બગાડક કે અક્કલહીન પક્ષકારો તો જ્ઞાતિ અને ધર્મ મર્યાદા વિરૂદ્ધ વર્તન કરે પરંતુ કપોળ નાત કે જે મુંબઇની સમસ્ત વૈશ્ય કોમમાં એક વખત અગ્રણી હતી અને પોતાના ધર્માચરણથી તથા જ્ઞાતિ અભિમાનની લાગણીથી ગમે તે પ્રકારનો ભોગ આપવા માટે પંકાતી હતી તે અત્યારે નિર્માલ્ય ભીરૂ કર્તવ્યહીન પ્રમાદી કેમ બની ગઈ છે ? એ કાંઈ સમજાતું નથી. નેપાલ જેવા હિંદુ રાજ્યમાં

ડૉ. જીવરાજ મહેતાએ અહીંની માફક વર્ણાન્તર લગ્ન કર્યા હોત તો સરકાર અને જ્ઞાતિ તરફથી તે કેટલી ભયંકર કઠોર શિક્ષાને પાત્ર ઠર્યો હોત ? એ એક બાજુએ રાખીએ, તોપણ બીજી વૈશ્ય જ્ઞાતિમાંય તેની માફક બીજાએ તેવું કર્મ કર્યું હોત તો તે જન્મ જન્માન્તર પર્યંત જ્ઞાતિ બહિષ્કૃત થાત એ નિર્વિવાદ વાત છે; આમ છતાં અમને અતિશય ખેદ તથા આશ્ચર્ય થાય છે કે કપોળ જ્ઞાતિ ડૉ. જીવરાજનો ગુન્હો સાંખીને કેમ ચૂપ બેઠી છે ? અરે ! માત્ર મૌનજ નહિ પરંતુ આવું દુષ્કર્મ કરવા છતાં ડૉ. જીવરાજને જ્ઞાતિ ભાઇની લાગણીથી સર હરકીસનદાસ હોસ્પીટાલમાં નીમી તેની સાથે એક આગેવાન ગૃહસ્થે ભોજન પણ લીધાનું સંભળાય છે એટલુંજ નહિ પરંતુ તે વર્ણાન્તર લગ્ન કરનાર સ્ત્રીનું મોઢું પણ સત્પુરૂષે ન જોવું જોઇએ છતાં એક કપોળ ગૃહસ્થ પ્રમુખસ્થાને બેસી તેનું ભાષણ કરાવી કેમ જાણે તેનો આદર્શ બીજાને ગ્રહણ કરવાની ભલામણ કરતા ન હોય ? એવું વર્તન કરવા માંડયું છે. આ ઉપરાંત કપોળ યુવકોની સહાયથી રા. ખુશાલદાસ કુરજી પારેખ, કપોળ મિત્ર નામનું માસિક કાઢે છે ને તેમાં તે વિધવા વિવાહ, અસંજ સ્પર્શ તથા આપણા વૈષ્ણવ સંપ્રદાયના મહાનુભાવ આચાર્યો તથા ધર્મના રીતરિવાજને કરસનદાસ મુળજી જેવા નાસ્તિકોના ચરિત્ર લખી નિંદે છે તોપણ કપોળ જ્ઞાતિ જરા પણ હાલે ચાલે નહિ અને તેવા પતિત છાપા ખરીદીને હોંસે હોંસે વાંચી ઉત્તેજન આપે એટલે શું સમજવું ? સોળ બારના ભેદ રાખી પરસ્પર વિનાકારણ ઝગડે તથા પાંચ પાંચ દશ દશ હજાર જેવડી રકમો કન્યાની લઇ આપી કન્યા વિક્રયીઓ મહા અનર્થ મચાવે છતાં કપોળ જ્ઞાતિ કેમ ઘોર નિદ્રામાં ઝોકા ખાય છે ? શું તમે હવે જ્ઞાતિ તથા ધર્મ પરથી મમતા ઉઠાડી સ્વચ્છંદી જીવન ગાળવા અથવા વૈરાગ્ય ધારણ કરી વન શોભાવવા ધાર્યું છે? જો તમે

આવીજ અનર્થ પરંપરા ચાલવા દેશો તો નાસ્તિકો અને દુરાચારીઓ જ્ઞાતિને છિન્ન ભિન્ન કરી હિંદુ નાતોને પણ અતિ ખરાબ અસર કરી હાનિ પહોંચાડશે. અમોને સંતોષ થાય છે કે કપોળ નાતની ગઇ સભામાં એક ગમાર બોલનાર આગળ વધીને જ્યારે સવેલાનો બનાવ ભૂલી જવા અને યુરોપનો યુદ્ધ પ્રસંગ યાદ કરાવવા મથતો હતો ત્યારે જ્ઞાતિ પ્રેમી ધર્માગ્રહી કપોળ ભાઇઓએ તેની ઠીક ખબર લીધી હતી પરંતુ અમારો સંતોષ માત્ર તેટલેથી નથી; અમે તો એમાંજ જ્ઞાતિનું શ્રેય અને રક્ષણ જુઇએ છીએ કે શ્રીમંત કે ડીગ્રી પૂછડાવાળો આગેવાન પણ જો ઢીલાપોચો થઇ નિર્મળ ન્યાય ન આપે અથવા આડો આવે તો તેને બાજુએ રાખી જ્ઞાતિજનોએ પોતાનું હિત પોતે સંભાળી લેવું જોઇએ. એકના આધારે મરવા કે તરવા જેવો સમય અત્યારે નથી કારણ કે કલિયુગનો પ્રભાવ એટલો દુષ્ટ છે કે તે ભલભલાની પણ મતિ ક્ષણભરમાં ફેરવી દે છે જો એમ ન હોય તો ગાંધી માલવિયા અંત્યજ સ્પર્શ પાછળ પાગલ બને ખરા ? દુરાચાર અથવા જ્ઞાતિ કે ધર્મના નિયમ વિરૂદ્ધ વર્તન કરનારને અવશ્ય કઠોર શિક્ષા થવીજ જોઇએ. જ્ઞાતિના નિયમ—કાયદાનો ભંગ કરનારને ભૂલી જવાનું કહેનારને પૂછવું કે સરકારનો ગુન્હેગાર એક પૈસાનો ચોર હોય તો પણ તે શિક્ષાને પાત્ર થાય છે કે નહિ ? જો સરકારનો એક પણ નાનો મોટો ગુન્હો માફ કરાતો નથી અને સરકાર ગુન્હો માફ ન કરતા કડક શિક્ષા ગુન્હેગારને કરે છે તેથીજ તે રાજતંત્ર ચલાવી શકે છે તો પછી જ્ઞાતિના ગુન્હેગારને કેમ ન શિક્ષા થાય ! ગુન્હો ભૂલી જવાનું કહેનારને તમારે પૂછવું કે તમારી સ્ત્રી ઉપાડી જનાર, તમારૂં દ્રવ્ય તમોને મારીને હરી જનાર અને એવાજ બીજા ગુન્હા કરનારને તમે ભૂલી જશો કે ? કદી નહિ, તો

શા માટે આવો મિથ્યા ઉપદેશ આપી જ્ઞાતિના પાપ વ્હોરો છો ! ગુન્હેગારનો પક્ષ કરનારજ દોષિત થાય છે પણ ન્યાય કરનાર એટલે કે ઘટતી શિક્ષા કરનાર તો પુણ્યના ભાગી થાય છે. નાસ્તિકોના ચડાવવાથી ફાવે તેવું અવિચારી લખી આપેલું લખાણ છાપી શ્રાપની કે નોટીસની કોઇ બીક બતાવે તો સતીનો શ્રાપ હોય નહિ ને બીજીનો લાગે નહિ તેમ જ્ઞાતિના કામકાજમાં સરકાર દરબારને માથું મારવાનો લેશ માત્ર પણ અધિકાર નથી. કદાચિત્ લાગવગ કે પૈસાના જોરે તેમ બને તો પણ જ્ઞાતિએ મક્કમતાથી તે સામે લડી પોતાના હક્કનું સંરક્ષણ કરવાનું છે એ લક્ષમાં રાખવું જોઇએ. કહેવાનું તાત્પર્ય એ છે કે જો આપણે ચુપકીદી પકડી જ્ઞાતિ અને ધર્મ વિરૂદ્ધ સ્વચ્છંદીઓ ને વર્તવા દઇશું તો જ્ઞાતિઓના મોતનો ઘંટ વાગે છે પણ જો મજબુત મનના થઇ નાસ્તિકોની દરકાર ન કરતા થયેલા કે થતા અનર્થ અટકાવીશું તો તો નાસ્તિકોનાજ મોતનો ઘંટ વાગે છે. કપોળ જ્ઞાતિને અમારી આગ્રહપૂર્વક સૂચના છે કે ઉપરની વસ્તુસ્થિતિ બરાબર લક્ષમાં લઇ તમો તમારી જ્ઞાતિ તથા ધર્મનું રક્ષણ કરવા તત્પર થાવ. તમારી પ્રથમ કસોટી એક માસ પછી ઉપરના બનાવ વિશે નિર્ણય આપવામાં થશે માટે અત્યારથી સાવધ બનો. માત્ર એક કપોળ નાતેજ નહિ પણ તમામ હિંદુ જ્ઞાતિઓએ સાવધાન થઇ પોતપોતાની જ્ઞાતિ તથા ધર્મનું રક્ષણ કરવા કટિબદ્ધ થવાનું છે.

---

# નાનાલાલ અને બદમાશોનો સંઘ.

છેલ્લા એક માસ થયા હું હરિદ્વાર કુંભયાત્રા, પ્રયાગ, કાશી, કલકત્તા, જગદીશ વગેરે સ્થળોમાં સ્નાન દર્શન તથા ધાર્મિક પ્રવૃત્તિ પ્રવાસમાં હતો એટલે મુંબઇ ઇલાકાની પ્રવૃત્તિથી વાકેફ નહોતો પરંતુ પ્રવાસમાંથી પાછો ફરી ગઇ કાલે સ્વસ્થાને આવતા છાપાઓ તથા મિત્રોદ્વારા જાણવામાં આવ્યું કે હાલમાં કવિશ્રી નાનાલાલ ઉપર બદમાશોના સંઘના મુજાવરો પોતાની બદમાશી પ્રદર્શિત કરી રહ્યા છે.

આ લેખ લખવાનું પ્રયોજન કવિશ્રી નાનાલાલ પ્રત્યે અમોને પક્ષપાત કિંવા તેના આચાર વિચાર પ્રવૃત્તિ પ્રત્યે અનુરાગ છે માટે બચાવ કરવા લખાય છે એમ ન સમજવું; કારણ કે કવિશ્રી નાનાલાલના એવા કેટલાય આચાર વિચાર પ્રવૃત્તિ છે જે અમોને લેશમાત્ર પસંદ નથી, જેવાકે તેમણે અંત્યજોની પરિષદનું અધ્યક્ષસ્થાન લઈ સ્પર્શ્યાસ્પર્શ્ય દૂર કરવાની હિમાયત સાથે ધર્મશાસ્ત્રોના સિદ્ધાંતોનો કરેલો વિપરીત અર્થ, વીસમી સદીના તંત્રી અલારખ્ખા શિવજી જેવા મુસલમાન સાથેનું સહભોજન અને દયાનંદ સરસ્વતી જેવા સનાતન ધર્મોચ્છેદકને મહર્ષિ કહી ઉદ્ધારક મનાવવાની ચેષ્ટા કરવી વગેરે; પરંતુ જે સંઘ કિંવા દુરાચારી વ્યક્તિઓએ દેશનો, ધર્મનો, જાતિનો તથા સાધનોનો ઘોર સંહાર કરી મહા અનર્થ મચાવી મૂક્યો છે તેના સંબંધમાં અનુભવ–પૂર્વકના સત્ય ઉદ્‌ગાર કાઢતા "ચોર કોટવાળને દંડે" એ ન્યાયે ઉલટા તેઓ કવિપર આક્રમણ કરી અન્યાય કરે છે એ અસહ્ય ભાસતા લખવું પડે છે.

સત્યાગ્રહની ચળવળ જે વખતે પૂર્ણ જોસમાં હતી, જે વખતે ૩૩ કરોડ પ્રજા " લાવ લાખ તો કહે ઉપાડ સવાલાખ " જેવા

લપોડશંખના વચનોમાં મુગ્ધ બની ધન ધર્મ પ્રાણ સુદ્ધાં વિસર્જન કરવા તૈયાર હતી, જે વખતે સફેદ કુડતુ ટોપીવાળા કહેવાતા અસહકારી અર્ધદગ્ધોના ટોળાના ટોળા ઉભરાઇ તેના બાપુજી—સરદાર—ડીરેકટરની આજ્ઞા ઝીલી રાવણી રાજ્યનો નાશ કરી એક વર્ષમાં રામરાજ્ય અપાવી દેવાની દુવાઈ ફેરવતા વિરૂદ્ધ મત ધરાવનારાઓને હડધુત કરી પૃથ્વીની સપાટી ઉપર ટકવા દેવા ઇચ્છતા નહોતા તેવા બાબા વાકય પ્રમાણમ્‌વાળા નાદીરશાહી સમયના પૂર પ્રવાહમાં પણ ઝંપલાવીને અમે છડેચોક કહેતા હતા કે આ અસહકારની પ્રવૃત્તિ કેવળ કપોલકલ્પિત મિથ્યા છે, ધર્મ રાજનીતિ વેપાર સંપત્તિ શક્તિનો નાશ કરનારી છે ને તેના પ્રવર્તક પાખંડી સ્વાર્થી બદમાશો છે, પરંતુ તે સમયે અમારી સાથે શ્રીયુત સંઘવી, શ્રીયુત બોહરા. શ્રીયુત મગનલાલ શાસ્ત્રી સિનોરવાળા, "ગુજરાતી" અને "ગુજરાતી પંચ" સિવાય કોઈ લોકક્ષોભ વ્હોરીને જાહેરમાં વાસ્તવિક જનહિત દેશહિત તથા ધર્મરક્ષણનો માર્ગ દાખવનારૂં નહોતું. રૂસ્પુટીન કે ગારૂડીની માફક પ્રતારણા—પાખંડ—વાહીઆત વાર્તા ફેલાવી ભલે કદાચ એક વખત લોકોને આંજી દેવામાં આવે પરંતુ આખરે તો ત્રિકાળા બાધિત ધર્મ—સત્યનોજ વિજય થવાનો છે એવી અમારી ખાત્રી હતી તે મુજબ અમોને જણાવતાં ખેદ થાય છે કે ગાંધીજી અને તેના અંધ અનુયાયીઓના સંબંધમાં અમોએ ઉચ્ચારેલા શબ્દો અક્ષરે અક્ષર ખરા પડયા છે અને સ્વરાજ્યને બદલે દેશનું સત્યાનાશ વળી ગયું છે. અર્થાત્ ઉલટી નોકરશાહીની સત્તા—આપખુદી અનહદ વધી ગઇ છે, અને ખિલાફતને નામે અયોગ્ય ઉત્તેજન મળતાં મુસલમાનો ઉન્મત્ત બની વર્તતા ઠામઠામ હિંદુઓનો કચ્ચરઘાણ નીકળે છે. દેશની આવી ભયંકર દુર્દશા નિહાળી સમજુ લોકોના હૃદય ભેદાય છે અને તે વિનાશક પ્રવૃત્તિને તથા તેના ઉત્પાદકને મુખથી ન ઉચ્ચારી

શકાય એવા ખરાબ વિશેષણોથી નિંદી શાપ આપે છે. સન ૧૯૨૧ માં જેઓ પોતાને ગાંધીજીના ચુસ્ત અનુયાયી કહેવરાવી બીજા તટસ્થ તથા જૂદો મત ધરાવનારાઓની અવગણના કરતા હતા તેઓજ હવે હજારોની નહિ કિંતુ લાખોની સંખ્યામાં કહેવાતા અસહકાર તથા અસહકારીઓને ભાંડી અમારી સાથે સહમત ધરાવતા થયા છે એવા પોતાના પતન કાળમાં પણ પોતાની ભયંકર ભૂલ-દંભ પાખંડનો સ્વીકાર કરી પ્રાયશ્ચિત્ત ન લેતા ઉલટા તેઓ કવિ નાનાલાલને સત્ય ઉદ્દગાર કાઢવા બદલ નિંદવા ઉખેડવા તત્પર થાય છે એજ પૂરવાર કરે છે કે તેઓ બદમાશોના સંઘમાંના બેશરમ બદમાશ છે; પરંતુ તેઓએ સમજીને ગાંઠ વાળી મૂકવી કે હવે તેઓની બદમાશી કે કુટિલતા ખત્તા--ઠોકર ખાઇ જેની સાન શુદ્ધ ઠેકાણે આવેલી છે તે જનસમાજ નિભાવી શકશે નહિ.

કહેવાતા સુધારકોના પ્રવાહમાં અંજાઈ કવિ નર્મદે પણ પ્રથમ સનાતન ધર્મ પ્રત્યે ઘણા વિષમ ઉદ્દગાર કાઢયા હતા, પરંતુ પાછળથી પોતાની ભૂલ સમજાતાં પશ્ચાતાપ થયો કે તુરતજ લેશ પણ સંકોચ વિના તેણે "ધર્મ વિચાર" નામનું પુસ્તક લખી જાહેરમાં પોતાની ભૂલ કબુલી કહેવાતા સુધારકોની મૂર્ખતાભરી સમગ્ર પ્રવૃત્તિને સચોટ રીતે ધિક્કારી લોકોને સન્માર્ગ દાખવ્યો હતો તેમ કવિ નાનાલાલે પણ વર્તન કર્યું છે એ માટે ખરેખર તેઓ ધન્યવાદને પાત્ર છે.

મુંબઇ, તા. ૧૨-૫-૨૭.



# મ્યુનિસિપાલ ચુંટણી.

છેલ્લા એક માસ થયા મુંબઇ મ્યુનિસિપાલ ચુંટણીમાં બહાર પડેલા ઉમેદવારોથી ગાજી રહ્યું હતું. ૭૬ બેઠક માટે ૧૩૬ ઉમેદવારો બહાર પડયા હતા એટલે તીવ્ર હરિફાઈ ચાલતી હતી. મ્યુનિસિપાલિટીમાં ત્રણ વર્ષ પહેલા જે સભ્યો ચુંટાઇને જતા હતા તેઓ મોટે ભાગે અધિકારી વર્ગની હાજી હા કરનારા હતા તોપણ તેઓ કોઈના ધર્મ સંબંધી છેડતી કરતા નહોતા. વસ્તુતઃ તો હિંદુસ્થાનના વતની હિંદુઓ માટે કોઇ પણ એવું કાર્યજ નથી કે જેને ધર્મ સાથે સંબંધ નહોય. પ્રાતઃકાલથી તે મોડી રાત્રિ સુધીની દિનચર્યામાં જે જે કર્મ થાય તે સર્વ ધર્મને અવલંબીને હિંદુ માત્ર કરવું જોઇએ. દેશકાળ પરિસ્થિતિ બદલાતા કદાચ કોઇ નાસ્તિક હિંદુને ધર્મની વાત ન રૂચતી હોય તો તેણે તે વાત કયાંય પણ ઉપસ્થિત ન કરવી જોઇએ, છતાં જ્યારે તેઓ અજ્ઞાનતાથી કે દ્વેષબુદ્ધિથી ધર્મવિરૂદ્ધની પ્રવૃત્તિ શરૂ કરે છે એટલે ધાર્મિક લોકોને તેવી અનર્થકારક પ્રવૃત્તિ અટકાવવા માટે વચ્ચે પડવું પડે છે. અત્યારે પણ એવોજ પ્રસંગ ઉભો થયો છે.

મુંબઈ કે બીજી કોઇ મ્યુનિસિપાલિટી માત્ર શહેર સુધરાઇનું કાર્ય કરી અટકતી હોય તો તેમાં માત્ર શહેર સુધરાઇના ઉંચા અભ્યાસીઓને જવાની જરૂર હતી અને છે પરંતુ તે સાથે જયારે કેળવણી, દવા, સ્પર્શ્યાસ્પર્શ્ય, કુવા તળાવ, શુદ્ધ અશુદ્ધ ઘી, ગોરક્ષણ વગેરે જેવા અત્યંત મહત્ત્વના પ્રશ્નો ત્યાં વિચારાય છે ત્યારે ધાર્મિક વૃત્તિના હિંદુઓ કે જેઓને તે તમામ સાથે અતિ ઘનિષ્ટ સંબંધ છે તેઓએજ કારપોરેશનમાં જવાની ખાસ જરૂર છે; કારણ કે ધાર્મિક વૃત્તિના

કોરપોરેટરના અભાવે કેળવણી, દવા, કુવા, તળાવ, ગોરક્ષણ, સ્પર્શાસ્પર્શ્ય વગેરે બાબતમાં હિંદુઓને ઘટતો ન્યાય મળી શકતો નથી અર્થાત્ ઘણું સહેવું પડયું છે અને પડે છે.

સત્યાગ્રહ, અસહકાર અને કોંગ્રેસના કાર્યથી–ફંડબંડથી પરવારી હવે એ કહેવાતા નેશનાલીસ્ટો ધોળી ટોપી ઘાલીને મ્યુનિસિપાલિટી અને ધારાસભામાં ઘુસવા મંડયા છે. મ્યુનિસિપાલિટીમાં ચુંટાવા માટે મુંબઈમાં અમારી ગેરહાજરીને લઈ અગાઉથી જેવી જોઇએ તેવી તૈયારી થઇ શકી નહિ તો પણ છેલ્લા એક માસ દરમ્યાનમાં અમે અમારી ઉમેદવારી ભુલેશ્વર—સી. વોર્ડ તરફથી બહાર પાડયા પછી ઝવેરબાગ, હીરાબાગ, માધવબાગ, ભોઇવાડો, મુળજી જેઠા મારકેટ અને એડવર્ડ થીએટરાદિ સ્થળે સભાઓ ભરી નાસ્તિકોની કુટિલતા ખુલ્લી પાડી સત્ય સચોટ રીતે દર્શાવ્યું એટલુંજ નહિ પણ નાસ્તિકોની સામે પ્રતિવાદ કરી તેઓને ધર્મવિરોધી પ્રવૃત્તિના ઉન્માદથી ખુબ ખાળ્યા એટલે પરિણામે ભલે અમે ત્રણ–સાંગાણી, રા. રા. ત્રીકમદાસ ચકુભાઇ અને રા. રા. દામોદરદાસ રતનશી બનાતવાળા વગેરેમાંથી એકેય ન ચુંટાયા તોપણ પુરૂષાર્થની સાર્થકતા છે. જેમ અમે ફત્તેહમંદ થઇ શકયા નહિ તેમ નેશનાલીસ્ટ પાર્ટીના ૪૮ ઉમેદવારોમાંથી માત્ર ૨૮ ચુંટાઇ શકયા એ શું દર્શાવે છે! એ પણ સાફ જણાવે છે કે તેઓની અવિચારી પ્રવૃત્તિ લોકોને હવે પસંદ નથી. નેશનાલીસ્ટ પાર્ટીને નામે પાખંડ પ્રવર્તાવી સ્વાર્થ સાધનારા સફેદ ઠગોથી પ્રજા હવે ચેતી છે ને જેમ બને તેમ તેનાથી મુક્ત થતી જાય છે.

અમને નિરાશ થવાના અનેક કારણો હતા. પ્રથમ અમે બહુ મોડા બહાર પડયા હતા, બીજું નાસ્તિકો સામે વાદ કરી તેઓની

ધર્મદ્રોહી પ્રવૃત્તિ ખાળવામાં અમારો વધારે સમય વ્યતીત થયો હતો, ત્રીજું અમને મોટરગાડી વગેરે સાધન સામગ્રીની જોઇએ તેવી સહાય અમારા ત્રણ ચાર સ્નેહીઓ સિવાય બીજે ક્યાંથી મળી નહોતી અને ચોથું કારણ આપણા લોકોની મૂર્ખાઈની પરિસીમા છે. પ્રથમ કારણ જો અમે ત્રણ માસ અગાઉથી તૈયારી કરી રાખી હોત અને મ્યુનિસિપાલ રોલમાં નહિ નોંધાયેલા એવા પરિચિત નામો સારી સંખ્યામાં દાખલ કરાવી દીધા હોત તો અવશ્ય ફતેહ મળત, બીજું કારણ-નાસ્તિકો સામે વાદ કરી તેમની ધર્મદ્રોહી પ્રવૃત્તિ ખાળવાની તો પૂરેપૂરી જરૂરજ હતી. ભલે અમે ન ચુંટાયા તોપણ તેઓને તથા લોકોને અમે એટલું તો અવશ્ય ભાન કરાવી શક્યા છીએ કે લાયક કાર્યકર્તા જો તે કોઈના પણ ધર્મને છેડતી કરનારો નહોય તોજ તેને મત આપી ચુંટજો અને કાર્યકર્તાને પણ સારી રીતે સમજાવી દીધું છે કે ધર્મમાં ડખલગીરી કરી તો લોકક્ષોભ આકરો પડશે. ત્રીજું કારણ-આચાર્ય મહારાજો તથા ધાર્મિક વૃત્તિના શ્રીમંતોની બેદરકારી માટે અમને ખરેખર ખેદ થાય છે કે તેઓની સંપત્તિ કે સાધન આવા ધર્મરક્ષણના કટોકટીના પ્રસંગે પણ કામમાં લાગી શકતા નથી. ધર્મ નષ્ટભ્રષ્ટ થાય છે એવી નિત્ય બુમો પાડવી અને જ્યારે કોઇ વ્યક્તિ તેના રક્ષણાર્થે પોતાના ગમે તે ભોગે ઝઝુમે ત્યારે માત્ર વાણીથી કે મોટરાદિ વાહનથી પણ સહાય ન કરવી એવી કૃપણતા કે ભીરૂતા માટે અમારે તેઓને શી ઉપમા આપવી ! પ્રભુજ સર્વને સન્મતિ અર્પે એમ ઇચ્છીશું અને ચોથું કારણ–આપણા હિંદુઓની મૂર્ખાઈની અવધિ છે. પારસી કે મુસલમાન ખ્રિસ્તી પોતાનો એક પણ મત હિંદુ ઉમેદવારને કદી આપતો નથી છતાં હિંદુ મતદારો મૂર્ખ જાતિદ્રોહી બની પારસી મુસલમાનોને હમેશા મતો આપે છે તેમ આ વખતે પણ પુષ્કળ આપ્યા. કોઈ પણ પ્રકારની ઉમેદવારમાં લાયકાત

ન હોય અરે ! ઉલટો તે અંત્યજ સ્પર્શ અને વિધવા વિવાહની ધર્મવિરૂદ્ધ પતિત હિલચાલો કરતો હોય છતાં કપોળ જ્ઞાતિએ ભાઇ ખુશાલદાસ કુરજીને માત્ર પોતાનો જ્ઞાતિભાઇ જાણી મત આપ્યા, અને તેવીજ રીતે વિઠ્ઠલદાસ દામોદર ગોવિંદજી અને રામચંદ્ર ભટ બન્ને ઢેડ સ્પર્શ કરવામાં બાધ નહિ માનનારી નેશનાલીસ્ટ પાર્ટીમાં જોડાયલા હોવા છતાં અને હા કે ના સિવાય બન્નેમાં બીજી કોઇ ઉપયોગી કાર્ય કરવાની શક્તિ નથી છતાં પણ માત્ર જ્ઞાતિપ્રેમથી આકર્ષાઇ ભાટીયા જ્ઞાતિએ ભાઈ વિઠ્ઠલદાસને મત આપ્યા અને બ્રાહ્મણોએ ભાઇ રામચંદ્ર ભટને આપ્યા એ શું ધાર્મિક હિંદુઓનું પતન ઓછું સૂચવે છે ? જ્ઞાતિ સંસ્થાને અમે પરમ ઉપયોગી માનીએ છીએ અને જનહિતની હરેક શુભ પ્રવૃત્તિ કરનારને જ્ઞાતિએ મદદ કરવીજ જોઇએ પણ જો તે પ્રવૃતિ કરનાર ધર્મપરાયણ વૃત્તિનો હોઇ ધર્મનું ગૌરવ સાચવી વર્તન કરતો હોય તો; નહિતર જ્ઞાતિએ તટસ્થ રહેવું ઘટે.

મતદારોમાં—હિંદુ મતદારો ૬૫૧૭૬ની સંખ્યામાં હોવા છતાં હિંદુ ઉમેદવાર ફક્ત ૩૫ ચુંટાયા જ્યારે પારસી ૧૩૩૭૩ માં ૧૯, મુસલમાન ૨૦૫૮૦ માં ૧૩ અને યુરોપીયન ૪૫૦૨ માં ૨ ચુંટાયા એ હિંદુઓને શરમાવા જેવું છે. હવે પછીની ચુંટણીમાં હિંદુજાતિનું અને સનાતન ધર્મનું ગૌરવ જળવાય એવી રીતે પોતાના મતનો ઉપયોગ કરવાનું સૂચન હિંદુ મતદારોને કરી આ ચુંટણી પ્રસંગે અમારા સુયોગ્ય સ્નેહી શ્રીયુત હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી સોલીસીટરે, શેઠ મણિલાલ અમરચંદભાઇએ, શેઠ જમનાદાસ પ્રભુદાસે તથા શેઠ વૃજલાલ બહેચરદાસે પોતાની ગાડીઓનો ઉપયોગ કરવા દેવા બદલ અમે તે સર્વ સજ્જનોનો આભાર માનીએ છીએ તેમ શ્રીયુત મગનલાલ જગનાથ શાસ્ત્રી સિનોરવાળા, રા. છોટાલાલ વિઠ્ઠ-

લદાસ, રા. પ્રાણુલાલ વિઠ્ઠલદાસ, રા. તુલસીદાસ રામજી, રા. કેળવ-ળચંદ પુરુષોત્તમ કામદાર, રા. મણિલાલ ગુલાબચંદ, રા. પોપટલાલ ડાહ્યાભાઈ, રા. હીરાચંદ કાળીદાસ, રા. દેવજી કાનજી ધ્રુવ, રા. વ્રજલાલ છોટાલાલ, રા. છોટાલાલ ચુનીલાલ, રા. છગનલાલ ગોપાળજી, રા. પ્રભુદાસ તમરચંદ વગેરે સ્નેહી ભાઇઓએ આખો દિવસ શ્રમ લઈ અમોને કામકાજમાં મદદ કરવા બદલ પણ તે સર્વેનો અમે અંતઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ.

મુંબઇ તા. ૩-૩-૨૬

## શ્રીમાન્ આચાર્યો તથા રાજા મહારાજાઓ! હવે ઉઠો, જાગો અને શ્રીમાન્ આત્મસ્વરૂપ મહારાજની માફક કાર્ય કરો.

સનાતન ધર્મની ધગશથી અમે સતત ભારતવર્ષના ભિન્નભિન્ન પ્રાંતોમાં પર્યટન પ્રવૃત્તિ કરીએ છીએ પણ શાંકર વાલ્લભ રામાનુજ માધ્વાદિ સંપ્રદાયના શ્રીમાન્ આચાર્ય મહારાજોને સનાતન ધર્મ કે હિંદુ જાતિની દાઝ ધરાવી કયાંય કાર્ય કરતા ન જોયા તેમ નાના મોટા સાતસો રાજા મહારાજા ઠાકોર સાહેબોમાંથી પણ કોઇને સનાતન ધર્મનું રક્ષણ કરતા ન જોયા.

દર બાર વર્ષે હરિદ્વારમાં મહાન્ કુંભ યાત્રા ભરાય છે. તે પ્રસંગે મોટા મોટા સાધુ સંત મહાત્માઓ લાખોની સંખ્યામાં ગંગાજીની અંદરના હરકી પાયરી નામના કુંડમાં સ્નાન કરવા પધારે છે. આચાર્યો, મહંતો, રાજા મહારાજાઓ, શાસ્ત્રી પંડિતો, શ્રીમંતો તથા



આ ગ્રંથના લેખક,
શ્રીયુત નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

જોશી આર્ટ, કોટ, મુંબઈ

શેઠ શાહુકારો પણ હજારોની સંખ્યામાં આવે છે. સામાન્ય યાત્રીઓની તો કોઇ સીમાં રહેતી નથી. પ્રાયઃ વીશ લાખની સંખ્યા એકત્ર થતી હશે, એ તકનો લાભ લઇ આર્ય સમાજીઓ મોટા મોટા શમીઆના ઉભા કરી પોતાનો મત પ્રચાર કરે છે તેમ તેના જેવા અર્થાત્ તેના તેજ હિંદુ મહાસભા અને સનાતન ધર્મ સમ્મેલનો ભરે છે. બાર વર્ષ પૂર્વે અમે કુંભ યાત્રા કરી બનતી સેવા ઉઠાવી હતી તેમ આ વર્ષે એટલે કે સં. ૧૯૮૩ ના ચૈત્ર માસમાં પણ અમે હરિદ્વાર કુંભયાત્રા કરવા ગયા હતા. સ્નાન દર્શન કર્યા બાદ જોયું તો અંત્યજ સ્પર્શ, વિધવા વિવાહ, મંદિર સુધાર, કન્યાના સોળ વર્ષ પછી લગ્ન થવા જોઇએ તથા યવન મ્લેચ્છોને પાણીના છાંટા નાખી હિંદુ બનાવવાની શુદ્ધિની હિમાયત કરનારા પં. માલવિયા, પં. દીનદયાળ શર્મા, પં. ગિરધર શર્મા, પંજાબ સનાતન ધર્મ પ્રતિનિધિ સભાવાળા પં. ગણેશદત્ત વગેરે સનાતન ધર્મ સમ્મેલનમાં આગેવાન બની ઘુમતા હતા અને તેઓની આગેવાની હેઠળ નાસ્તિક વાદની જોરશોરથી પ્રવૃત્તિ થઈ રહી હતી. એટલું જ નહિ પણ સનાતન ધર્મના ઉદ્ધારના નામે ઉચ્છેદ કરી રહેલા એ પ્રચ્છન્ન નાસ્તિકો હજારો અને લાખો રૂપિયા પણ લોકો પાસેથી છળકપટ રચી કઢાવતા હતા અને લોકો પ્રસન્ન વદને સ્થિતિ ન હોવા છતાં આપતા હતા. પરંતુ તે લાખોના સમુદાયની અંદર માત્ર એક મહાનુભાવ વ્યક્તિ સિવાય બીજા કોઈથી આ પાખંડ લીલાનું સ્વરૂપ સમજાયું નહોતું.

જે મહાનુભાવ પુરૂષ ઉક્ત સ્વાર્થસાધુ પાખંડીઓના છળ કપટથી સાવધ રહી બીજા હજારોને રાખી તેઓની પાપી પ્રવૃત્તિ ખાળતા હતા તે બીજા કોઇ નહિ પણ શ્રીમાન્ સ્વામી શ્રીઆત્મસ્વરૂપજી મહારાજ છે. શ્રીમાન્ આત્મસ્વરૂપજી સ્વામી ઉદાસીન સંપ્રદાયના

મહાન્ આચાર્ય છે, વેદશાસ્ત્રસંપન્ન સમર્થ વિદ્વાન્ અને બહુશ્રુત પંડિત છે. તેઓના અંતઃકરણમાં સનાતન ધર્મનું રૂવે રૂવે અભિમાન છે. તેઓશ્રીએ બિહાર, સી. પી., પંજાબ, સિંધ, ગુજરાત, કાઠિયાવાડ, વગેરે પ્રદેશમાં અનેકવાર પર્યટન કરી સનાતન ધર્મનો ઉપદેશ કરી પાખંડીઓના પાખંડવાદને તોડયો છે. આર્યસમાજી તથા બીજા સ્વાર્થી ખળ શાસ્ત્રી પંડિતો સાથે તેઓશ્રીએ ઘણી વેળા શાસ્ત્રાર્થ કરેલ છે અને તે સર્વેમાં નાસ્તિકોનું મર્દન કરી સનાતન ધર્મનો દિગ્વિજય કરેલો છે. એ વયોવૃદ્ધ તથા જ્ઞાનવૃદ્ધ મહારથી મહાત્મા નાદુરસ્ત તબિયતને લઇ વિશેષ શારીરિક શ્રમ કરી શકતા નહોતા તોપણ પોતાના તરફથી પોતાના ભવ્ય ગુરૂમંડલાશ્રમમાં તંબુઓ નખાવી, રસોડું ખુલ્લું મૂકાવી બબ્બે હજાર યાત્રીઓને ઉતરવા તથા જમવાની સગવડ કરી આપવા ઉપરાંત ઉપર જણાવ્યું તેમ ધૂર્તોની સનાતન ધર્મ તથા હિંદુ જાતિ વિરૂદ્ધ પાપી પ્રવૃત્તિઓથી સાવધ રહી બીજા હજારોને સાવધ કરતા હતા, નહિતર પંજાબ સનાતન ધર્મ પ્રતિનિધિ સભા કે જે ઉપદેશકો, સ્વયંસેવકો, પાઠશાળાઓ, શાખા સભાઓ અને ફંડોનું મોટું દળ બળ ધરાવે છે તેના આગેવાનોએ સ્વામીશ્રીને સમ્મેલનનું પ્રમુખસ્થાન સ્વીકારવા ઘણી આજીજીઓ કરી લોભાવવા ધારણા રાખી હતી. શ્રીમાન્ આત્મસ્વરૂપજી મહારાજમાં જેમ અસાધારણ વિદ્વતા–જ્ઞાન છે તેમ નિઃસ્વાર્થવૃત્તિ, સરળતા, સદાચાર, નિર્મળ ચારિત્ર, અનન્ય પ્રભુ ભક્તિ અને કર્તવ્યનિષ્ઠા વગેરે દૈવી ગુણો પણ જાજવલ્યમાન્ છે. તેઓશ્રીના એ દેવદુર્લભ ગુણોથી આકર્ષાઇ ભાવનગર તથા લખતરના સ્વ. મહારાજાઓ જેમ અનુયાયી હોવાનું માન ધરાવતા હતા તેમ અહીં પણ કઇક રાજાઓ શ્રીમંતો વિદ્વાનો તેઓશ્રીના દર્શન કરી કૃપા યાચી કૃતાર્થ થતા હતા.

અમને પ્રશ્ન એક જ થાય છે કે શુ આમને આમ અંધારામાં કુટાય શ્રીમાન્ આચાર્યો રાજા મહારાજાઓ મહંતો વિદ્વાનો તથા શ્રીમંતો પોતાનોજ નાશ કરવા ઇચ્છનારા હિતશત્રુઓને જાણે અજાણે ઉત્તેજન આપવાનું હજુ પણ ચાલુ રાખશે કે સ્વામી શ્રી આત્મસ્વરૂપજીની માફક તેઓની દુષ્ટ મનોદશા તથા પાખંડ પ્રવૃત્તિઓ ઓળખી ખાળવા યત્ન કરશે ? અમે અત્યંત દુઃખ સાથે કહીએ છીએ કે નાભા ઈંદોર વગેરે કઈક રાજા નોકરશાહીના ભોગ બની પદચ્યુત થયા છે અને કઈક આચાર્યો તથા મહંતો તારકેશ્વરના મહંતની માફક સ્થાન ભ્રષ્ટ થઈ રજળે છે માટે હવે તો ઉપનિષદ્‌ના બોધ પ્રમાણે उत्तिष्ठत, जाग्रत, प्राप्य वरान्निबोधित:। અર્થાત્ મોજશોખ આળસ પ્રમાદ અને પાખંડીઓની પાખંડ જાળમાંથી ઉઠો, જાગો અને સનાતન ધર્મ તથા હિંદુત્વનું રક્ષણ કરી બ્રહ્મ સાક્ષાત્કાર કરો. જો હજુ પણ આંખ નહિ ખોલો અને અજ્ઞાનતાથી અયોગ્યને ઉત્તેજન આપવું ચાલુ રાખશો તો થોડા સમયમાં તમારો અને લોકોનો વિનાશ નક્કી છે માટે પુનઃ પુનઃ વિનતિ છે કે ચેતો ઉઠો જાગો અને પ્રાતઃસ્મરણીય શંકરાચાર્ય વલ્લભાચાર્ય પ્રતાપ તથા શિવાજીની માફક ધર્મ તથા જાતિ રક્ષણનું કાર્ય કરો.



# કૈલાસ અને માનસરોવર.

શ્રી હિંદુ સનાતન ધર્મ સભાના આશ્રય નીચે કાંદાવાડી કાનબાઇની વાડી (મુંબઇ) માં શંકરાચાર્ય શ્રી રાજરાજેશ્વરાશ્રમ મહારાજના પ્રમુખપદે ભરાયેલી વિરાટ સભામાં શ્રીયુત નારણજી પુરૂષોત્તમ સાંગાણીએ "કૈલાસ અને માનસરોવર" એ વિષયપર તા. ૧૬-૯-૨૫ ને બુધવારે રાત્રે ભાષણ આપ્યું હતું.

શ્રીયુત હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી સોલીસીટરે વક્તાનો પરિચય કરાવ્યા પછી તેની ધર્મસેવા તથા હિમાલય નેપાલ અને કૈલાસ માન સરોવર જેવા અગમ્ય અલૌકિક સ્થળોની યાત્રા સુખરૂપ કરી સ્વસ્થાને આવવા બદલ ધન્યવાદ આપ્યો હતો બાદ શ્રીયુત સાંગાણીએ વ્યાખ્યાન શરૂ કરતાં જણાવ્યું કે સદ્‌ગૃહસ્થો! કૈલાસ ભૂમિ કે જ્યા ભગવાન્ શિવજીનો વાસ છે અને માનસરોવર કે જેમાં દેવતાઓ તથા અપ્સરાઓ સ્નાન કરે છે અને હંસો મોતીનો ચારો ચરે છે તે પવિત્ર અને અનુપમ તીર્થ વિશે હું આજે કંઇક આપને મારો અનુભવ કહીશ.

કૈલાસ માનસરોવરની સુંદરતાનું વર્ણન આપણા પુરાણોમાં ખુબ આવે છે તેમ તે તે દિવ્ય સ્થળના પ્રવાસીઓએ છાપા ચોપાનીઆ તથા પુસ્તકોમાં પણ પુષ્કળ લખેલ છે. મને ત્રણ વર્ષ પહેલાં માનસરોવર કૈલાસ વિશે વિશેષ માહિતી નહોતી. આપણા ઘણા ભાઇઓ સમજે છે તેમ હું પણ સમજતો હતો કે ત્યાં દેવતાઓ રહે છે એટલે કોઇથી જવાતું નહિ હોય વળી તે સ્થાન પૃથ્વી ઉપર નહિ હોય પણ અંતરિક્ષમાં હશે પરંતુ મારી એ માન્યતા બદ્રીનાથ



હિમાલય, નેપાલ અને કૈલાસ માનસરોવરાદિના યાત્રી
સનાતન ધર્મ ભૂષણ શ્રીયુત નારણજી પુરૂષોત્તમ સાંગાણી.



હિમાલય અને કૈલાસ માનસરોવરના યાત્રી
ધર્મજ્ઞ શ્રીયુત વૃજલાલ ત્રીભોવનદાસ કામદાર.

જોશી આર્ટ, કોટ-મુંબઈ.

જતા ખોટી ઠરી. બદ્રીનાથના અનુભવી પંડયાઓએ જણાવ્યું કે ત્યાં ખુશીથી જવાય છે પણ રસ્તો અતિ વિકટ બરફવાળો હોવાથી ભાગ્યેજ કોઇ સાધુસંત જાય છે.

પૃથ્વીના અનેક દિવ્ય સ્થળો જોયા પછી માત્ર કૈલાસ માન-સરોવર રહી જાય એ ઠીક નહિ લાગ્યું. અનુકૂળતા મળતાં માનસરો-વર વિશે ઘટતી માહિતી મેળવી ગરમ કપડાં, દવા, સુકો મેવો વગેરે આવશ્યક વસ્તુઓ સાથે લઇ એપ્રીલ માસમાં મેં મારા સ્નેહી ભાઇ વૃજલાલ ત્રીભોવનદાસ કે જે પરમ ધર્મનિષ્ઠ, સદાચારી, વિનયી, સહનશીલ અને દેશદાઝવાળા વીર નર છે તેની સાથે પ્રયાણ કર્યું. પ્રથમ અમો મથુરા થઇ કાઠગોદામ ગયા ને ત્યાંથી નૈનિતાલ થઇ આલમોરા પહોંચ્યા. આલમોરા જતાં અમને જણાયું કે અમે દોઢ માસ વહેલા આવ્યા છીએ માટે કાંતો મુંબઇ પાછું જવું અથવા આલમોરાની સુંદર આબોહવાનો લાભ લેવો. નકામા એક સ્થળે બેસી ન રહેતા અમે સિમલા જવા સંકલ્પ કર્યો. બીજે દિવસે હલદ્વાની સુધી મોટર લોરીમાં જઇ પછી કાલકા થઇ સિમલા ગયા. સિમલા ખુબ ફરી ફરીને જોયું. પહાડની ટોચ પર સરકારે પોતાનો અડ્ડો એવો સજ્જડ રીતે જમાવ્યો છે કે તે અહિંસા ખાદી રેંટીયાથી હચમચી શકે તેમ નથી. નૈનિતાલ આલ-મોરા અને સિમલા એ ત્રણેયનું દૃષ્ય સુંદર, હવા પાણી ઉત્તમ અને ક્ષયરોગીને પણ ફાયદો પહોંચાડનારા છે એમ લાગ્યું. સિમલાની વસ્તી એક લાખની છે. અહીં સારી અને સસ્તી તમામ ચીજો મળી શકે છે. ઉતરવાને માટે સનાતન ધર્મસભાની ધર્મશાળા સરસ સોઇ વાળી છે. સિમલાની બાજુમાં કસૌલી છે કે જ્યાં હડકાયા કુતરાનું ઝેર ઉતારનારી હોસ્પીટાલ છે ત્યાં વખતના અભાવે અમે જ

શકયા નહિ પણ કાલકાની બાજુમાં પંજોરમાં પતીઆલાના મહારાજાનો સુંદર બગીચો છે તે જોઇ આવ્યા તેથી બહુ પ્રસનતા થઇ.

સિમલાનું નિરીક્ષણ કરી અમે હરિદ્વાર આવ્યા અને હરિદ્વારથી પગે ચાલી બદ્રીનાથ આવ્યા. બદ્રીનાથમાં પાંચ દિવસ સુધી પરમ પ્રભુ શ્રી બદ્રીનારાયણના દર્શન સ્મરણ ભક્તિ કર્યા બાદ હિમાલયના વન જંગલો ખીણો નાળાઓ નદીઓ ઝરણાંઓ તથા નાના નાના પહાડી ગામડાઓ અવલોકતા અવલોકતા પુનઃ આલમોરા પગે ચાલીને આવ્યા.

કલકત્તાવાસી અમારા મિત્ર શ્રીયુત દયાશંકર દયાલજી ભટ્ટે આલમોરાના ગૃહસ્થ લાલા કુંદનલાલ ઉપર ભલામણપત્ર લખાવી આપ્યો હતો તેને તથા પરમ ધર્મિષ્ઠ માજી ડેપ્યુટી કલેકટર પંડિત ધર્મોનંદજીને મળ્યા બાદ આવશ્યક સુકું ફળ, કેરી લીંબુનું અથાણું તથા આલમોરામાં બાલ નામની ફરાળી મીઠાઇ ઉત્તમ પ્રકારની મળે છે તે ખરીદી સામાન ઉપાડવા માટે બે મજુરોનો પ્રબંધ કરી મુન્સ્યારી તરફ વિદાય થયા. હમેશા બારથી પંદર માઇલની મુસાફરી કરતા હતા ને સાંજે જ્યાં ગામડું કે દુકાન આવે ત્યાં રાત્રિ ગાળતા હતા. આલમોરાથી છઠે દિવસે મુન્સ્યારી પહોંચ્યા પણ તે દરમ્યાન પાંચમે દિવસે રામગંગા નામની પ્રચંડ વેગવાળી નદી જીવના જોખમે પાર કરતા ઘણી મુશ્કેલી વેઠવી પડી હતી.

ટિબેટ સાથે વેપાર ખેડનારા ભોટીયા લોકો મુન્સ્યારીમાં રહે છે. તેઓ અહીં પોતાના મકાનો બાંધી પોતાના બાળબચ્ચાં સાથે ૭ માસ સુધી રહે છે અને ખેતી તથા ઉનનું વણાટ કામ કરે છે, બાકી માસ મિલમમાં તથા ટિબેટમાં રહે છે ને ત્રણ માસ હિંદુસ્થાનમાં ઉન વેચવા તથા કાપડ કટલેરી વગેરે લાવ લઇજા કરવામાં પસાર કરે છે. ભોટીયા લોક જાતિયે ક્ષત્રિય હિંદુ છે. તેઓ ભલા

ભોળા વિશ્વાસુ અને ઉદાર મનના છે. તેમની સહાય થકીજ હિમાલય ઓળંગી ટિબેટ પહોંચાય છે. તેઓ ખચ્ચર બેલ તથા ઘેટા બકરા રાખી પોતાનો માલ લાવે લઇ જાય છે. અમારા સન્મિત્ર રા. દયાશંકરભાઇએ તેઓનાપર પણ ભળામણ પત્રો લખાવી મોકલાવ્યા હતા એટલે તેઓ અમને ઘણા ઉપયોગી નિવડયા હતા.

મુન્સ્યારી સુધી તો રસ્તો ઠીક આવ્યો પણ પછી અતિ ભયંકર આવવા લાગ્યો. રસ્તો ગૌરીગંગા નામની અત્યંત વેગવાળી નદીના કિનારે કિનારે જતો હતો. પગ મૂકવામાં ભૂલ થઇ તો સોય વર્ષ પૂરા, અને ખીણ કે નદીમાં ગબડી પડનાર તો ક્ષણભરમાં કયાં ગયો તેનો પત્તો લાગે તેમ નથી. અહીં બરફ અને વરસાદ સતત પડયા કરે છે તેમ રસ્તામાં પણ બરફ પથરાયલો હોવાથી ઘણી જગ્યાએ તેપર ચાલવું પડે છે. પાણી એવું ઠંડુ હોય છે કે સ્પર્શ કરતા જાણે કેમ હજાર વીંછીએ ડંખ માર્યો ન હોય તેવી વેદના થાય છે અને ટાઢનું તો પૂછવુંજ નહિ. ભગવાનની દયાથી અમે ચોથે દિવસે મિલમ સુખરૂપ પહોંચ્યા.

મિલમ હિમાલયની સરહદપર છે, ત્યાં નવ માસ બરફ પડે છે, ને ત્રણ માસ-જુલાઇ, અગસ્ટ, સપ્ટેંબર ક્વચિત્ બરફ તથા કવચિત્ વરસાદ પડે છે. ભોટીયા લોકોને અહીં મિલમમાં રહેવું પડે છે. ટિબેટ સરકારનો દૂત આવ્યા પછીજ તેઓ ટિબેટ તરફ વિદાય થાય છે. અમે ગયા ત્યારે દૂત નહિ આવેલો હોવાથી અમારે પણ રોકાઇ રહેવું પડયું. નવરાશનો વખત ગીતા ઉપનિષદનું ચિંતન અને પ્રભુ સ્મરણમાં ગાળવા સાથે ત્રણ પુસ્તકો લખવામાં વ્યતીત કર્યો. ખ્રિસ્તી પાદરીઓ અહીં હિમાલયમાં પણ ઠામ ઠામ પ્રવાસ કરી પોતાના ધર્મનો ઉપદેશ કરી હિંદુઓને ભ્રષ્ટ કરે છે, સ્વામી સત્યદેવ નામથી

ઓળખતા બૌદ્ધ બાવાએ પણ અહીં આવી ખુબ મિથ્યા ઉપદેશ કરેલો તેથી કેટલાકના ચિત્ત ભ્રમિત થયેલા. અમે તકનો અને અવકાશનો લાભ લઇ ભોટીયાઓને એકત્ર કરી વ્યાખ્યાનો સંભળાવી શંકા સમાધાન કરવા માંડયું જેથી અધર્મના સંસ્કાર દૂર થવા સાથે અમારા પ્રત્યે ભોટીયાઓ અતિ પૂજ્યભાવથી જોવા લાગ્યા.

સવા માસ આ રીતે ઉપયોગી પ્રવૃતિમાં વ્યતીત કર્યા પછી ટિબેટનો દૂત આવ્યો અને ભોટીયા વેપારી ટિબેટ તરફ વિદાય થવા માંડયા એટલે અમે પણ તૈયારી કરી. સામાન માટે ખચ્ચરની ગોઠવણ કરી અમે પગપાળા ચાલવા લાગ્યા. રસ્તો કાદવ, કીચડ તથા બરફવાળો હોવાથી બહુ જોખમી હતો જો પગ લપસ્યો તો બાજુમાં વહેતી નદીમાં પડી સ્વધામ પહોંચવાનું હતું. પરંતુ આ દુર્ગમ યાત્રામાં અમારી કસોટી બીજે દિવસ ઉંટાધુરા જયંતિ અને કુંગરી વીંગરી નામના ત્રણ બરફ આચ્છાદિત પર્વતો એકજ દિવસમાં પાર કરવામાં થઇ. નીચે બરફ ઉપર બરફ અને જ્યાં નજર કરીએ ત્યાં બરફ અર્થાત્ ત્યાં સર્વત્ર બરફમય જગત્ ભાસે છે. શ્વાસ રૂંધાવા સાથે હૃદય બંધ થવાની ભીતિ ક્ષણે ક્ષણે લાગે છે. થાક ખાવા માટે થોભવું પડે છે પણ વધારે થોભાય તેમ નથી. ભૂખ તરસ ખુબ લાગે છે પણ કાંઈ ખવાતું પીવાતું નથી. હાથ પગમાં બળતરા ચાલે છે અને બરફ પર ચાલતા કયાંય ખુંચી જવાય છે તો કયાંક ગબડી પડાય છે. આમાં જે રહ્યો તે રહ્યો ને ગયો તે ગયો, કોઈ કોઇની ખબર રાખે તેમ નથી. જગદીશ્વર શ્રીકૃષ્ણની દયાથી અમે બન્ને તથા અમારા સાથી ભોટીયાઓ સૌ એ ત્રણેય મહાદુષ્કર પર્વતો પાર કરી ટિબેટની ભૂમિમાં સહી સલામત પહોંચી ગયા.

ટિબેટમાં પ્રવેશ કર્યા પછી પાંચમે દિવસે અમે ભોટીયા અને

હુણીયા (ટીબેટીઅન) લોક જ્યાં ઉનનો તથા નિમક સાજીખાર જવ વગેરેનો પરસ્પર વેપાર તંબુ નાંખીને બે માસ સુધી કરે છે ત્યાં પહોંચ્યા.

આ વેપાર કરવાના સ્થળને તે લોકો જ્ઞાનીમ મંડી કહે છે. જ્ઞાનીમ મંડીથી બે દિવસને રસ્તે ભસ્માસુર તીર્થ છે જ્યાં ભોળાનાથ શંકરના વરદાનથી ઉન્મત્ત થઇ શંકરને બાળી પાર્વતીજીને હરી જવા તત્પર થયેલા દૈત્યને ભગવાન્ શ્રી વિષ્ણુએ મોહિની સ્વરૂપ ધારણ કરી માર્યો હતો. પરંતુ અમે ત્યાં ન જતા બે ચંવર બેલનો બંદોબસ્ત કરી કૈલાસ તરફ વિદાય થયા. ચંબર બેલ અને ચંવર ગાય જેના પૂછડાના વાળનો જૈનો મંદિરમાં ઉપયોગ કરે છે તે ટિબેટમાં થાય છે. તે પ્રાણી ઠીંગણા પણ અતિ બળવાન હોય છે. ગમે તેટલો બોજો ઉંચકી તે પ્રબળ પ્રવાહવાળી બરફના પાણીની નદી પાર કરી વિકટ ચડાઈ ઉતરાઇ રમતા રમતા ચડી ઉતરી જાય છે. બીજે દિવસે સાંજે અમે કૈલાસના દર્શન કરી બાજુની ગુંફા–ભોંયરા જેવા ટિબેટીઅનો (લામાઓ) એ બનાવેલા ઘરમાં રોકાયા.

કૈલાસ કે જ્યાં ભગવાન્ શંકરનો વાસ છે અને જેના દર્શન કરવા મોટા મોટા યોગીઓ અને દેવતાઓ પણ ઝંખે છે તેના દર્શન કરતા અમારા આનંદનો પાર રહ્યો નહિ. હિમાલય, નેપાલ, કાશ્મીર અને ટિબેટમાં અમે લાખો પર્વતો જોયા છે પણ કૈલાસ અને તેની આસપાસના પર્વતો તદ્દન વિલક્ષણ પ્રકારના છે. કૈલાસ એ કેમ જાણે કાશી વિશ્વનાથના મંદિર જેવું એક આબેહુબ મંદિર હોય અને તેની ઉપરના ચાર ચોતરા ઉપર કેમ જાણે ચાર ઋષિઓ તપ કરતા બેઠા હોય એવું વીશ વીશ માઇલથી સ્પષ્ટ દેખાય છે. કૈલાસ પર્વત બરફ આચ્છાદિત છે પણ શિખર તો કેવળ બરફનુંજ છે તે કેમ

જાણે મંદિર ઉપરની ટોચજ હોય! એવું લાગે છે. અમને ક્ષણે ક્ષણે લાગતું હતું કે ભગવાન્ શિવજી કૈલાસમાંથી નીકળી હમણા દર્શન દઇ સફળ મનોરથ પરિપૂર્ણ કરશે. અમે ગુંફાની અગાશી ઉપરથી આખી રાત્રિ કૈલાસ તરફ જોયાજ કર્યું પણ કાંઇ કૌતુક ન જોયું. બીજે દિવસ સવારે અમો સૌએ કૈલાસને પ્રદક્ષિણા કરવાનું આરંભ્યું. અહીં એક વાત જણાવવાની જરૂર છે કે આ વખતે અમારી સાથે એક મારવાડી તથા નવ સાધુસંત મળી દશ યાત્રી તાલીમ મંડીથી સંગાથી થયા હતા. બીજી ગુંફા વટાવી અમે ગૌરીકુંડ આવ્યા. હવે કૈલાસની અમે તદ્દન નિકટ આવ્યા પણ કયાંય તેનું દ્વાર દેખાયું નહિ. ગૌરીકુંડ બરફ બીછાવેલ જમીનજ લાગે છે પણ જ્યારે અમે લાકડીથી ગારીકુંડ ઉપરનો બરફ તોડયો ત્યારે અંદરથી અત્યંત નિર્મળ જળ દેખાયું. અમે કુંડમાં સ્નાન કરી કૈલાસની પૂજા કરી સાધુઓને દક્ષિણા આપી ફળાહાર કર્યો પરંતુ સ્નાન કરતા સૌ અતિ શીતળ જળને લઇને બેહોશ જેવા થઈ ગયા હતા. થોડીવારે ચેતન આવ્યા પછી પણ હાથ પગમાં બળતરા તો ચાલુજ હતી, છતાં પ્રયાણ કર્યું. ટિબેટમાં બરફ પડવાને લા[illegible]ય વન જંગલ નથી તેમ પર્વત પહાડ પણ નાના નાના છે પરંતુ તેની ભૂમિ એટલી ઉંચાઈપર (સમુદ્રની સપાટીથી ૨૩૦૦૦ ફુટ ઉંચે) છે કે જરા પરિશ્રમ પડતા શ્વાસ રૂંધાવા માંડે છે તેથી ઝડપથી ચલાતું નથી. સાંજે અમે સૌ ત્રીજી ગુંફા પહોંચી રાત રહ્યા. ગુંફામાં લામો (બુદ્ધ ધર્મનો સાધુ) રહે છે તે બુદ્ધદેવનું તેમાં જે નાનકડું મંદિર રાખેલું હોય છે તેની દેખરેખ રાખે છે અને ઘીનો તથા મીણબત્તીનો દીવો કરી અગરબત્તી કપુરનો ધૂપ કરે છે. આઠ આના કે રૂપિયો બક્ષીસ આપવાથી તે લામો ખુશ થાય છે ને આપણી સારી રીતે સરભરા કરે છે. સત્તુનો નાસ્તો કરી આરામ લેવા અમે પોતપોતાની શેત્રંજી બીછાવી ઢાળો કર્યો.

પ્રાતઃકાલે વહેલા ઉઠી ચાલવા માંડયું. ચંવરબેલ નદી પહાડ ઓળંગવામાં મજબૂત છતાં કાદવ કીચડમાં કાયર થઇ જાય છે. કૈલાસમાંથી કઇ નદી નીકળી માનસરોવરમાં જાય છે અને સીધી હિંદુસ્થાનમાં પણ આવે છે તે માનસરોવર જતાં રસ્તામાં પણ અનેક સ્થળે ઓળંગવી પડે છે. એક જગ્યાએ અમારો બેલ કાદવ કીચડમાં ખુંચી ગયો તે કોઇ રીતે નીકળે નહિ. અમે તેનાપરથી ઉતરી સઘળો સામાન નીચે ઉતાર્યો અને ઘણી મહેનત કરી ત્યારે તે માંડ નીકળી શકયો. ઉતાવળા ચાલતા ચાલતા કૈલાસથી બાર માઇલ ચાલી આખરે બપોરના બે વાગે જેના માટે અમે જીંદગીના હજારો જોખમો ખેડયા હતા તે પરમ પુનિતસ્થાન (માનસરોવર)માં આવી પહોંચ્યા.

પ્રથમ તો અમે અમારો સામાન માનસરોવરના કાંઠે આવેલી ગુંફામાં મૂકી સચૈલ સ્નાન કરવા ગયા. સચૈલ (કપડા સહિત) સ્નાન કરવાનું પ્રયોજન એ છે કે આગલે દિવસ એટલે શ્રાવણ પૂર્ણિમાની રાત્રે ચંદ્રગ્રહણ હતું. અમારા અહોભાગ્ય કે ગ્રહણને દિવસે અમને ગૌરીકુંડમાં સ્નાન કરવાનો યોગ પ્રાપ્ત થયો અને ગ્રહણ વીતતા ગ્રહણનું સ્નાન માનસરોવર જેવા દિવ્ય સરોવરમાં કરવાનું બન્યું. આપણા હિંદુ-ધર્મશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે ગ્રહણ સ્નાન તીર્થસ્થાનમાં કરવાનું અદ્દભુત મહાત્મ્ય છે. મથુરા, કાશી, પ્રયાગ તથા કુરૂક્ષેત્રમાં તો તે દિવસે લોકો અનેક કષ્ટ સહીને પણ સ્નાન કરે છે. અમે માનસરોવરના પવિત્ર અને નિર્મળ જળમાં અતિ ભાવથી સ્નાન કર્યું. એક પછી એક સગાસ્નેહી કુટુંબી મિત્રને યાદ કરી કરીને ડુબકી મારી, બાદ કપડા ધોઇ ખુબ જળ પીધું. સ્નાન કરી જળ પીવાથી અમારા અંતરાત્મામાં અનહદ સંતોષ થયો, અને અમને એમ લાગ્યું કે અમારા સકળ મનોરથ પરિપૂર્ણ

થયા છે, અમે કૈલાસના દર્શન કરી માનસરોવરમાં નહાવાથી કૃતાર્થ થયા છીએ.

માનસરોવરની અલૌકિકતાની શું વાત કરવી! તે સમુદ્ર જેવડું એક વિશાળ સરોવર છે. તેની લંબાઈ આશરે ચાર માઈલ અને પહોળાઈ ત્રણ માઈલ લાગી. કિનારા પાસે તો જળની ઉંડાઇ વિશેષ નથી પણ જેમ જેમ કિનારાથી દૂર મધ્ય તરફ જઇએ છીએ તેમ તેમ માપ વગરનું ઉંડું છે. જળ ગમે તેટલું ઉંડુ હો વા છીછરૂં છતાં તે એવું સ્ફટિક મણિ જેવું નિર્મળ છે કે પૈસો નાખ્યો હોય તેય દેખાય છે. અમે સોવાર જેટલા દૂર છાતી સામે જળ આવ્યું ત્યાં સુધી ગયા પણ પછી મગરમચ્છોની બહુ બીક સંભળાતી હતી એટલે આગળ વધ્યા નહિ. માનસરોવર નાના નાના પર્વતોની હારમાળાની વચ્ચે આવેલું છે એટલે કે તેને ફરતી પર્વતોની હારમાળાનો કોટ–દિવાલ–વાડ છે. તેમાં અનેક બરફવાળી નદીઓ આવી મળે છે અને કંઇક વહીને રાક્ષસતાલ–રકસતાલ–રાવણહ્રદમાં અથવા ઇતર ભૂમિમાં જાય છે, તેમ બરફ તથા વરસાદ સતત પડયાજ કરે છે છતાં જળ સમશીતોષ્ણ અને એવું મધુરૂં હતું કે અમે ત્રીશ ત્રીશ ખોબા પીઇ ગયા તોપણ અમને તૃપ્તિ થઈ નહિ.

સાંજના સમયે અમે ગુંફાની અગાશી ઉપરથી માનસરોવરનું નિરીક્ષણ કરવા માંડયું તે આખી રાત્રિ ચંદ્રમાંના પ્રકાશમાં કર્યાજ કર્યું તથાપિ અમને તૃપ્તિ થઇ નહિ. એવું સુંદર દૃષ્ય અમે જગતના બીજા કોઈ પ્રદેશમાં જોયું નથી. હંસોને ટોળાબદ્ધ વિહરતા–ક્રીડા કરતા અમે દૂરથી જોયા પરંતુ દેવતાઓના, અપ્સરાઓના કે વિમાનોના દર્શન થયા નહિ તેમ દુદુંભી પણ સંભળાયા નહિ. માનસરોવરની આસપાસ સોનાની ભૂમિ છે પણ જમીન ખોદીને સોનું

કાઢવાની ટિબેટ સરકારની સખ્ત મનાઇ છે. ટિબેટમાં લામા-બુદ્ધ ધર્મના ગુરૂનું રાજ્ય છે અને વિદેશીઓને ટિબેટમાં પ્રવેશ કરવાની તદ્દન મના છે, યદિ કોઇ આવી ચડે છે તો તેઓ તત્કાળ મારી નાખે છે. માત્ર હિંદુઓને પોતાના ધર્મબંધુ જેવા સમજી આવવાની છૂટ રાખી છે. માનસરોવરના તટે ગુંફામાં અમારે ત્રણ ચાર દિવસ રહેવાની અને રહીને અહીંના ચમત્કાર જોવાની ઇચ્છા હતી પરંતુ આ સ્થળે ટિબેટીઅન-હુણીઆ લૂટારૂઓ કે જેઓ ઘોડેસ્વાર થઇ વીશ વીશ પચીશ પચીશના ટોળામાં હથિયારબંધ ફરતા રહી ભેટે તે મુસાફરને લૂંટી મારી નાખે છે, તેઓનો ક્ષણે ક્ષણે ભય લાગતો હતો એથી વધારે વખત ન રોકાતા બીજે દિવસ સ્નાન ધ્યાન દંડવત્ કરી માનસરોવરથી ચાલી નીકળ્યા અને તકલાકોટ મંડી થઇ લીપુધરો ઓળંગી ગરબ્યાંગ, ચૌદાસ, ધારચુલા આસ્કોટને રસ્તે આલમોરા આવ્યા અને આલમોરાથી દિલ્હી થઈ સ્વસ્થાને પહોંચ્યા.

આ રસ્તે અમને ઉંટાધરા જયંતિ કે કુંગરીવીંગરી જેવા બરફવાળા ધુરાની મુશ્કેલી લીપુધુરો ઓળંગતા નડી નહિ પણ ગરબ્યાંગથી ચૌદાસ આવતા મોત નિસરણી જેવા પહાડપરથી સૂઈ સૂઇને નીચે ગબડવાનો ભયાનક રસ્તો તથા પગ જરા આડો અવળો પડે તો બાજુમાં દશ હજાર હાથીના બળ કરતા પણ વધારે વેગમાં વહેતી કાળી પહાડી નદીમાં જઇ પડવાની પૂરેપૂરી સંભાવના હતી.

પરમાત્માની કૃપાથી આ અદ્દભુત અને અલૌકિક કૈલાસ માનસરોવરની વિકટ અને જીવલેણ યાત્રા પરિપૂર્ણ કરી અમો છ માસે સહીસલામત ઘેર આવ્યા પરંતુ તેની જોખમી યાત્રા કરવાની હુ કોઇને ભલામણ કરતો નથી, છતાં કોઈથી મન રોકયું ન રોકાય તો પોતે દેહ ત્યજી દીધો છે એમ સમજી સમજાવીનેજ જવું.

મનુષ્ય તરીકે આપણને દયા–અનુકંપા હોય, પ્રભુએ આપેલ દ્રવ્યનો સદુપયોગ કરવાનો હોય અને કૈલાસ માનસરોવરની યાત્રા કરવાનો સંકલ્પ હોય તો ત્યાંના ભોટીયા લોકોએ અમને જે સંદેશો કહ્યો છે તે કહું છું–રસ્તાની મૂશ્કેલીથી તેઓને દેહ, બાળબચ્ચા, સંપત્તિ અને બકરા ખચ્ચરાદિનું બેહદ નુકશાન થયું છે અને નિત્ય થાય છે તે રસ્તો સુધરાવી સુગમ બનાવી આપો અને હિમાલયમાં આલમોરાથી મિલમ અને ગરબ્યાંગથી આરકોટ સુધીમાં દવા, ધર્મોપદેશક તથા ધર્મશાળાનું સાધન નથી તે કરાવી આપો એટલે બિમારીની અસહ્ય વેદના તથા પાદરી, ખ્રિસ્તીઓના મિથ્યા ઉપદેશથી તેઓ દુઃખી સ્વધર્મ ચલિત થાય છે તે થતા અટકે. શ્રીબદ્રીનાથના રસ્તાની જેમ આ રસ્તે પણ આપણા દાનવીર બંધુઓ પોતાના દ્રવ્યને ખર્ચી અમોઘ પુણ્ય પ્રાપ્ત કરે એમ ઇચ્છી હું મારૂં વ્યાખ્યાન સમાપ્ત કરૂં છું.

---

## ભાવનગરની ધાર્મિક પ્રજાનો સંદેશો.

---

કાઠિયાવાડ રાજકીય પરિષદની બેઠક વખતે ભાવનગરની પ્રજાએ પોતાની યોગ્યતા મહાનુભાવ ઋષિ મુનિઓની સંતતિ તરીકે સિદ્ધ કરી બતાવી છે. ઢેઢ ભંગી વચ્ચે બેસાડી ઉંચ વર્ણના હિંદુઓને પતિત વર્ણસંકર બનાવવાનો ગાંધીજીનો સંકલ્પ ભાવનગરની ભાવિક પ્રજાએ નિષ્ફળ કર્યો છે. અમારી પ્રેરણા ઝીલી, અમોને તથા સંઘવીજીને તારથી ભાવનગર બોલાવી, બ્રાહ્મણ, નાગર, વાણિયા, લુવાણાથી તે સુતાર લુવાર ને હજામ વગેરે જ્ઞાતિઓએ ગાંધીજીની અધ્યક્ષતાવાળી કાઠિયાવાડ રાજકીય પરિષદનો બહિષ્કાર કરી, તેમાં ભાગ લેવા

આવનારા અંધશ્રદ્ધાળુઓને ઉતારો કે રસોઇઓ સુદ્ધાં પ્રાપ્ત થવા દીધો નથી. સનાતન ધર્મદ્રોહીઓ ભલે ભાવનગરની ધાર્મિક પ્રજાની કુત્સિત્ નિંદા કરી "સનાતનધર્મ સંમેલન" ના યશસ્વી કાર્યને ઉતારી પાડવાની મિથ્યા ચેષ્ટા કરે અને કાઠિયાવાડ રાજકીય પરિષદનો મંડપ કે જે વીશ હજાર માણસની સોઈવાળો બનાવેલો હતો છતાં જેની માત્ર ત્રણ હજાર ટિકિટ ખપી હતી અને સભામાં તો ફક્ત આઠસો માણસોએજ હાજરી આપી હતી જેથી ઉજ્જડ દેખાતો હતો, તેનો મહિમા જાળવી રાખવા તજવીજ કરે; પરંતુ પ્રત્યક્ષ જોનાર હજારો લોકો સમક્ષ તે દંભ ઘડીભર પણ ટકી શકે તેમ નથી. અર્થાત્ ભાવનગરની ધાર્મિક પ્રજાએ સનાતન ધર્મ એ શું વસ્તુ છે! તેમાં કેટલું ઓજસ્-પ્રતાપ સમાયેલા છે ને જો તે ધારે તો પુરૂષાર્થવડે કેવી રીતે ક્ષણ માત્રમાં પાખંડીઓ ઉપર વર્ચસ્વ મેળવી પોતાનો દિગ્વિજય કરી શકે છે; તેમ વર્ણાશ્રમ ધર્મ મર્યાદાનુસાર ચાલતી ભિન્ન ભિન્ન જ્ઞાતિઓમાં કેવું અગાધ સામર્થ્ય રહેલું છે અને પ્રયત્નથી તે કેટલું મનધાર્યું શ્રેષ્ટ પરિણામ નિપજાવી શકે છે એ સર્વ સિદ્ધ કરી બતાવ્યું છે, તે માટે ભાવનગરની ધર્માનુરાગી ચાતુર્વર્ણ્ય હિંદુ પ્રજાને અને તેમાં પણ ખાસ કરી સનાતનધર્મ ભૂષણ શ્રીયુત ચુનીલાલ છોટમલાલ બોહરાને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે, પરંતુ આપણે તેઓને ખરો ધન્યવાદ તો ત્યારેજ આપ્યો ગણાય કે જ્યારે આપણે તેઓનો સંદેશો અંતઃકરણમાં ધારણ કરી વર્તીએ. ભાવનગરની ધાર્મિક પ્રજાનો સંદેશો એ છે કે જો તમારે જગતમાં હિંદુ તરીકે જીવવું હોય તો જ્ઞાતિ સંસ્થાઓને અમારી માફક સુદૃઢ કરી, સનાતન ધર્મના રક્ષણ તથા પ્રચારનું કાર્ય પ્રત્યેક હિંદુએ મન વાણીને કર્મથી ગમે તે કષ્ટ વેઠીને પણ બજાવવું.

પાશ્ચાત્ય શિક્ષણ સહવાસ અને વાતાવરણથી જેની બુદ્ધિ દૂષિત થયેલી છે એવા મુઠ્ઠીભર ગાંધીપંથીઓ જૂદે જૂદે સ્થળે ગાંધીને બોલાવી પ્રજાને નામે માનપત્રો આપી મહિમા વધારે છે, પરંતુ એતો સર્વને વિદિત છે કે ગાંધી પાસે લોક દેશ ધર્મ સમાજ કે વેપાર વાણિજ્યને લગતું કોઇ હિતકારક તત્ત્વ નથી, તેની પાસે તો વિનાશના ત્રણ તત્ત્વો-ખાદી, રેંટીઓ અને ઢેઢ સ્પર્શ છે. ખાદીની હિમાયતથી તેણે દેશના વિવિધ પ્રકારના સ્વદેશી ઉદ્યોગોનો નાશ કર્યો છે. રેંટીઓ ફેરવવો એ વિધવા સ્ત્રીનું કામ છે, પુરૂષને તો તે નિર્માલ્ય બનાવનાર તથા કલંકરૂપ હોઇ ત્યાજ્ય છે અને ઢેઢને અડકવાથી ઉભયના આલોક પરલોકના સર્વ ધર્મ કર્મ નષ્ટ થતા પ્રજા રૌરવ નરકની અધિકારી-વર્ણસંકર બને છે.

સૃષ્ટિની ઉત્પત્તિથી તે અદ્યાપિપર્યંતનો ઇતિહાસ તપાસીએ તો કોઇ પ્રજાએ પોતાનો ધર્મ કે સંસ્કૃતિ છોડી ક્યાંય પણ વિજય મેળવ્યાનું પ્રમાણ મળતું નથી ઉલટું અનેક સ્થળે સ્પષ્ટ રીતે એવું પ્રતિપાદન થયેલું છે કે ધર્મ અને ઇતિહાસની મર્યાદા ત્યજી જેઓ મનસ્વીપણે સ્વચ્છંદતાથી વર્ત્યા છે તેઓ નાશને પામ્યા છે; પરંતુ શ્રીમાન્ હરિશ્ચંદ્ર, પાંચ પાંડવ બંધુઓ, રાણો પ્રતાપ વિગેરેને મહા મહા કષ્ટ સહેવા પડયા છતાં તેઓ સ્વધર્મમાંથી ચ્યુત ન થયા તો આખરે તેઓનો સંપૂર્ણ વિજય થયો હતો એટલુંજ નહિ પણ તે સાથે તેઓના નામ અને કીર્તિ પણ અમર થયા છે. માટે જગન્નાથ શ્રીકૃષ્ણ તથા ભગવાન્ શ્રીરામચંદ્રજી સેવીત પવિત્ર ભારતભૂમિના ના. રાજા મહારાજાઓને તથા બ્રાહ્મણ, નાગર, વાણિયા, રજપૂત, લુવાણા, કણબી, સોની, કંસારા, સુતાર લુવારાદિ હિંદુ પ્રજાને અમારી નમ્ર વિનંતિ છે કે અમુક વ્યક્તિ બહુ પ્રસિદ્ધ થયેલી છે, શ્રીમંત છે, સત્તાધારી છે, વિદ્વાન્ છે અથવા ડીગ્રી પૂંછડાવાળી છે

માટે તેના તેજમાં અંજાઇ ધર્મને તિલાંજલિ ન આપશો. જો તમોને તમારા સર્વશ્રેષ્ટ ધર્મનું, ઇશ્વર સ્વરૂપ ઋષિમુનિ આચાર્યાદિ પૂજ્ય પુરૂષોનું કિંચિત્ માત્ર પણ અભિમાન હોય અને આલોક પરલોક સફળ સુખદાયી બનાવવા ઇચ્છતા હોવ તો તમો જે ગામ કે શહેરમાં રહેતા હોવ તેમાં જ્યારે ગાંધી માલવિયા કે તેઓના જેવી બીજી કોઈ વ્યક્તિ આવે ત્યારે તેનો સંપૂર્ણ ત્યાગ કરજો. તેને માટે થનારી સભા મેળાવડો કે મિટિંગમાં જાતે ભાગ ન લેશો અને પોતપોતાની જ્ઞાતિના ભાઇઓમાંથી કોઈ ભાગ ન લે તેવો પાકો બંદોબસ્ત કરજો; કારણ ગાંધી અંત્યજો-ચંડાળો સાથે અહર્નિશ ખાનપાન તથા સહવાસ કરી પોતે જાતે કર્મચંડાળ બની ગયેલ છે માટે તે પણ અંત્યજની માફક હિંદુઓને અસ્પર્શ્ય ગણાય. સનાતન ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજાવનારી અને પાખંડીઓના પાખંડનું ખંડન કરનારી સભાઓ તમારે તેજ વખતે ત્યાં ગોઠવી તથા પત્રિકાઓ બહાર પાડી તમો એક મનુષ્ય છો, શ્રેષ્ટ પુરૂષના વીર્યવાન ધર્મનિષ્ઠ તેજસ્વી સંતાન છો અને હજુ પણ તમારામાંથી સનાતન ધર્મના સંસ્કાર ભસ્મીભૂત થઈ ગયા નથી પણ રગે રગે ને રૂંવે રૂંવે ઓતપ્રોત છે એમ જગતને બતાવી આપજો.



# નેપાલ સરકારનો અનુકરણીય કાયદો.

એક વખત એવો હતો કે આખી પૃથ્વીપર હિંદુઓની આણ વર્તાતી હતી. પૃથુ, અંબરીષ, માંધાતા, યુધિષ્ઠિર વગેરે મહાનુભાવ રાજાઓનું દુનિયાપર ચક્રવર્તી રાજ્ય હતું અને તેઓની આજ્ઞા તમામ દેશના રાજાઓ અનુચર તરીકે શિરપર ધારણ કરવામાં ભૂષણ સમજતા હતા. પરંતુ અત્યંત દુર્ભાગ્યની વાત છે કે અત્યારે એજ મહાનુભાવ ચક્રવર્તી રાજાઓના વંશજો તથા હિંદુ પ્રજા યવન અને મ્લેચ્છ રાજાઓના વર્ચસ્વ હેઠળ પાદાક્રાન્ત થઇ રહી છે. માત્ર હિંદુ પ્રજા નિર્ધન નિર્માલ્ય બની છે એટલુંજ બસ નથી પણ હિંદુઓનો સર્વોત્કૃષ્ટ સનાતનધર્મ છેદાય ભેદાય નિંદાય છે, ગૌવધ ખુલ્લે ખુલ્લા રીતે થાય છે, દેવ દેવતા ઋષિઓનું અપમાન તથા મંદિર મૂર્તિઓની ભાંગફોડ થાય છે, અને હિંદુજાતિને બળાત્કારથી કે લાલચ પ્રલોભનથી વટલાવાય છે છતાં મૂંગે મોઢે સહેવાય છે. આવી દુઃખદ સ્થિતિમાં પણ પરમ હર્ષ તથા અત્યંત ગૌરવની વાત માત્ર એટલીજ છે કે હિંદુઓ માટે પૃથ્વીપર એક કિરણ દેદીપ્યમાન થઈ રહ્યું છે. એ જળહળતું કિરણ તે અન્ય કોઇ નહિ પણ નેપાલ સરકારનું સ્વતંત્ર હિંદુ રાજ્ય છે.

નેપાલ બાદશાહ જે રાજાધિરાજ પાંચ સરકાર કહેવાય છે તેનું રાજ્ય દુનિયાના બીજા સ્વતંત્ર રાજ્યોની જેમ એક પૂર્ણ સ્વતંત્ર રાજ્ય છે. હિમાલયની પડોશમાં તે દેશ આવેલો છે. તેમાં કેવળ એક માત્ર હિંદુ પ્રજા, હિંદુ રાજા અને સનાતન ધર્મ છે. ત્યાં રજા સિવાય કોઇ પરદેશીથી જવાતું નથી અને રહેવાતું નથી. છપન લાખની પ્રજા છે, એક લાખનું લશ્કર છે અને ચોતરફ બરફ આચ્છાદિત ભયંકર પર્વતોની હારમાળા છે એટલે કોઇ વિદેશી રાજ્ય તેનાપર આક્રમણ કરી કોઇ પ્રકારે ફાવી શકે તેમ નથી.

આમ કુદરતી સહાય હોવા ઉપરાંત નેપાલીઓ સદા સર્વદા દુશ્મનોના દાંત ખાટા કરવા તૈયારજ હોય છે. નેપાલમાં ગાય તથા બ્રાહ્મણોનું પૂર્ણ સન્માન થાય છે. મનુસ્મૃતિ એ રાજ્ય કાયદો છે, એટલે ગાયનો વધ કરનાર ફાંસીની શિક્ષાને પાત્ર ઠરે છે. હિંદુ જાતિને અભિમાન લેવા જેવા એ મહાનુભાવ નેપાલ રાજ્ય, તેની પ્રજા તથા ભૂમિનું અમે જાતે ભગવાન્ પશુપતિનાથની યાત્રા નિમિત્તે નેપાલ જતા તે અનુપમ પ્રદેશનું અવલોકન અભ્યાસ કરીને "નેપાલનો પ્રવાસ" એ નામક પુસ્તક લખ્યું છે અને તેમાં તેની ઉત્તમતાનું વિસ્તારથી વર્ણન કર્યું છે તેથી અહીં તે વિશે અમે કાંઈ વિશેષ લખતા નથી પરંતુ હમણા નેપાલ સરકારે નીચે પ્રમાણે એક અનુકરણીય નવો કાયદો કર્યો છે તે દર્શાવી હિંદુ રાજા મહારાજાઓ તથા સનાતન ધર્માભિમાની હિંદુ પ્રજાનું ખાસ ધ્યાન ખેંચીએ છીએઃ—

"આ રાજ્યની અંદર સનાતન વેદધર્મના વિરૂદ્ધ આર્યસમાજ–જૈનસમાજ–ઇસાઇ અગર ઇસ્લામીઓ પોતાના ધર્મનો પ્રચાર કરશે અગર તો કોઇનો ધર્મ છોડાવવા કોશિષ કરશે તો તેમને છ વર્ષની સખ્ત સજા થશે, એટલુંજ નહિ પણ એ ઉપરાંત તેને દેશનિકાલ પણ કરવામાં આવશે. તેમ સ્ત્રીઓ માટે કાચની બંગડીઓ કોઇ વેચાણ કરશે તો તેને પણ સજા કરવામાં આવશે."

આ પ્રકારનો હિંદુ જાતિ તથા સનાતન ધર્મ રક્ષણનો પરમોપયોગી કાયદો કરવા બદલ શ્રીમાન્ નેપાલ સરકારને કોટિશઃ ધન્યવાદ ઘટે છે. આપણી ભારતવર્ષની તમામ સનાતનધર્મ સભાઓએ તત્કાલ સભાઓ ભરીને સનાતનધર્મ સંરક્ષક શ્રીમાન્ નેપાલ સરકારને અભિનંદનના તારો મોકલવા ઘટે છે અને હિંદુરાજા મહારાજાઓએ શ્રીમાન્ નેપાલ સરકારનું શુભ અનુકરણ કરી તેજ રીતનો કાયદો પોતપોતાના રાજ્યમાં પસાર કરવો ઘટે છે.

# ગુજરાત ઉપર ભયંકર સંકટ.

સન ૧૯૨૭ ના જુલાઇ માસની આખરીના ૭ દિવસ ગુજરાતે ભયંકર સંકટમાં વ્યતીત કર્યા છે. વડોદરા, ખેડા, જંબુસર, નડીઆદ, અમદાવાદ, ધોળકા વગેરે સ્થળે અને આસપાસમાં જળ પ્રલય જેવો દેખાવ થઇ ગયો હતો. તે ૭ દિવસ દરમ્યાનમાં ૫૦ થી ૬૦ ઇંચ જેટલો મુશળધાર વરસાદ પડવાથી નદીઓએ મર્યાદા છોડી દીધી હતી એથી સર્વત્ર સમુદ્રની માફક જળાકાર પૃથ્વી દષ્ટિએ પડતી હતી. અવિશ્રાંત વરસાદ પડવાથી કેટલાક શહેરના મજલે પાણી પહોંચ્યું હતું. આ સ્થિતિમાં ઘરની ઘરવખરી–ચીજ વસ્તુ બચાવવી તો દૂર રહી પણ જીવ બચાવવોય મુશ્કેલ થઇ પડયો હતો. વડોદરામાં કેટલાક લોકોએ ૭ ૭ દિવસે અન્નપાણી ગ્રહણ કર્યા હતા. શહેરોમાં તો મકાન પાકા અને માળવાળા રહ્યા તેથી કાંઇક બચાવ થઇ શકયો છતાં પણ હજારો મકાનો ઢળી પડયા હતા. જ્યારે શહેરોની આ સ્થિતિ થઇ ત્યારે ગામડાઓ કે જ્યાં લગભગ બેઠા ઘાટના કાચા મકાન હોય છે તેની પાયમાલીની શું વાત કરવી ? ગામડાઓમાં તો પ્રાયઃ મકાનોનો અડધો ભાગ નાશ પામ્યો છે અરે ! કેટલાક ગામડા તો તદ્દન ધોવાઇને સાફ થઇ ગયા છે. આવી ભયાનક અતિવૃષ્ટિ થવાથી અનાજ, વાવેતર, મકાન, ઢોરઢાખર ઉપરાંત કયાંક કયાંક માણસો સુદ્ધાં નાશ પામ્યા છે.

ગુજરાતની જેમ તો નહિ પણ તેનાથી થોડે અંશે કાઠિયાવાડના ઝાલાવાડ પ્રદેશને હાનિ પહોંચી છે. લીંબડી, ધ્રાંગધ્રા, વઢવાણ, મુળી અને ભાલના પ્રદેશમાં અતિવૃષ્ટિથી મકાનો પડવા ઉપરાંત વાવેતર ધોવાઇ ગયું છે. એ સિવાયના બીજા પ્રાંતઃ–હાલાર, ગોહી-

લવાડ અને સોરઠને બીલકુલ ઇજા થઇ નથી છતાં કેમ જાણે આખું કાઠિયાવાડ જળપ્રલયમાં ડુબી ગયું ન હોય ? તેમ શોરબકોર કરી મૂકી ફંડ ઉઘરાવવાના શોખીનોએ લાખો રૂપિયા ઝોળામાં ભરી લીધા છે.

મુંબઈના શહેરીઓ ગમે તેવી આપત્તિમાં હોય તોપણ તેઓના હૃદયમાં ઉદારતા અને દયા છે એમ કહેવું જોઇએ. અલબત્ત એ દયા અને ઉદારતા સાથે વિવેક બુદ્ધિ—સારાસાર વિચારની સંપૂર્ણ ખામી છે એવો જે શાણા પુરૂષોનો આક્ષેપ છે તે પણ વિના આનાકાનીએ અમારે સ્વીકારવો જોઈએ. અસાધારણ વરસાદથી પ્રથમ તો છ સાત દિવસ રેલ્વે તાર ટપાલનો વ્યવહાર બંધ થઈ ગયો હતો એથી લોકોમાં પારાવાર ચિંતા અને આતુરતા પ્રસરી ગઈ હતી પણ પછી થોડો ઘણો વ્યવહાર ચાલુ થતા જ્યારે ધંધાદારી છાપાવાળાઓએ મોટા મોટા મથાળા બાંધી અતિશયોક્તિ કરવા માંડી ત્યારે સફેદ કુડતુ ટોપીવાળા ટીડની માફક ફંડ ઉઘરાવવા માટે મેદાનમાં ઉતરી પડયા. મુંબઇના શહેરીઓની લાગણીથી અને ના. ગવર્નરની સહાનુભૂતિથી મુંબઇમાં સેન્ટ્રલ રીલીફ ફંડ ઉપરાંત કાપડ, અનાજ, સોના, ચાંદી વગેરે કઈ બજારોના વેપારીઓએ ફંડો ઉભા કર્યા અને તે સર્વમાં સારી રકમો ભરાણી. આ વખતે સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ, સર મનમોહનદાસ રામજી, શેઠ દેવીદાસ માધવજી ઠાકરશી, રા. સા. હરજીવન વાલજી વગેરે આગેવાન વ્યક્તિઓને અમે જાતે મળી, પત્રો લખી તથા વર્તમાન પત્રોમાં લેખો પ્રકટ કરી ચેતવણી આપી કે સંકટગ્રસ્તોને ખરેખરી મદદ આપી આશીર્વાદ લેવા હોય તો તમો પૈસા ભરનારાઓમાંથી વધારે નહિ તો ફક્ત બબ્બે ગૃહસ્થો ગુજરાત કાઠીઆવાડમાં જાતે જજો પણ જો

તેમ નહિ કરો અને નામધારી સફેદ કુડતુ ટોપીવાળા ધંધાદારીઓને રકમ સોંપી દેશો તો પૈસાનો દુરૂપયોગ થશે. મધ્યમ વર્ગના અને ઉંચ વર્ગના લોકો જેઓ ખરેખરા મદદને પાત્ર હોય છે તેઓ હાથ કાઢીને કદી માગતા નથી અને માગે તો પેલા નામધારીઓ તેઓને આપે તેમ નથી તેથી તેઓ મદદ વિના રહી જશે નામધારી કાર્ય-કર્તાઓ તો થોડું ઘણું દેઢ વાઘરીને આપશે અને બાકીનું તિલક સ્વરાજ્ય ફંડના દોઢ કરોડની જેમ સ્વાહા કરી જશે.

વસ્તુતઃ બન્યું પણ તેમજ છે. અમો જાતે તા. ૧૧-૮-૨૭ ના દિને મુંબઈથી નીકળી અમદાવાદ, વાંકાનેર, જડેશ્વર, રાજકોટ, વઢવાણ, લીંબડી, બોડીયા, રાસકા, મુળી, દુધરેજ, ધ્રાંગધ્રા, બોટાદ, ધંધુકા, તગડી, ખસ, ભાવનગર, જસદણ વગેરે સ્થળે મુસાફરી કરી સંકટ ગ્રસ્તોની સ્થિતિ તપાસી તો સર્વત્ર એજ ફરીઆદ સંભળાણી કે દેઢ વાઘરીઓને મણ અડધો મણ અનાજ સિવાય બીજાઓને કોઈ સંસ્થા તરફથી કશી મદદ મળી નથી. હા, તગડીમાં એટલું અવશ્ય સંભળાયું કે ધારાસભા તથા તાલુકા બોર્ડ વગેરે સંસ્થાઓમાં જવા માટે મત આપનારની ઉમેદવારને ગરજ પડે છે તેથી તે મતદારો માટે થોડી મદદ આપવાની અને તે પણ લોન-ઉછીના તરીકે આપ-વાની ગોઠવણ થઇ છે. કેટલાક બીન અનુભવી છોકરાઓને તથા પોલના પાગલનો સહાયક સી. પી. મુની જેવાને વોલન્ટીઅર તરીકે મોકલવામાં આવ્યા છે, જેઓ વૈષ્ણવધર્મની તથા આચાર્યોની નિંદા કરતા કરતા સૌરાષ્ટ્ર છાપાવાળા અમૃતલાલની સરદારી નીચે સુખડી લાડવા ખાતા મોજ ઉડાવતા ફરે છે.

આવા વિપદ્ગ્રસ્ત સમયે મુંબઇ તેમજ અન્ય સ્થળે વસતા ગુજરાત કાઠિયાવાડના ભાઇઓએ, મુંબઇ સરકારે, બી. બી. એન્ડ

સી. આઈ. રેલ્વેએ તથા લીંબડી વઢવાણ ધ્રાંગધ્રા અને ગોંડળ વગેરે સ્ટેટોએ બનતી મદદ કરીને દુઃખપીડિતોના આશીર્વાદ લીધા છે એ માટે તેઓ સર્વે ધન્યવાદને પાત્ર છે; પરંતુ અહીં એક પ્રશ્ન સહજ રીતે સૌ કોઇના હૃદયમાં એ ઉપસ્થિત થાય છે કે આવું સંકટ આવવાનું કારણ શું ? શાસ્ત્ર અને ઇતિહાસ દૃષ્ટિથી પ્રશ્નનો તોડ કાઢતા એવા નિર્ણયપર આવી શકાય છે કે જ્યારે દેશમાંથી યજ્ઞયાગ હોમહવન ઓછા થાય છે કિંવા બંધ થાય છે અને અધર્મ પાપ ખુબ પ્રસરે છે ત્યારે દુષ્કાળ, અતિવૃષ્ટિ, રોગચાળો, લડાઇ ઇત્યાદિ જેવા અસહ્ય સંકટો આવી પડે છે. ગુજરાત કાઠિયાવાડ કચ્છ અને હિંદુસ્થાનના બીજા પ્રાંતોના લોકોને હવે પછી ભવિષ્યમાં આવું સંકટ જોવા અનુભવવાની ઇચ્છા ન હોય તો યજ્ઞયાગ હોમહવન પ્રત્યેક સાધન સંપન્ન ગૃહસ્થે તુરતજ ચાલુ કરી દેવાનો નિશ્ચય કરવો જોઇએ, ધર્મદ્રોહી નાસ્તિક કુપાત્રોના હાથમાં ફંડફાળા ન સોંપવા જોઇએ અને ધર્મ વિરોધી-ઢેઢભંગી સ્પર્શ, વર્ણાન્તર લગ્ન તથા ખાનપાન અને વિધવા વિવાહ જેવી અધમ ચળવળોને જડમૂળથી ઉખેડી ધર્મવાળું પવિત્ર વાતાવરણ પ્રસરાવવું જોઇએ.

---

## બોર્ડીંગો અને કેળવણી.

મહુવામાં સર પ્રભાશંકર પટણીના પ્રમુખપદે શેઠ પ્રભુદાસ નેમચંદ દશા સોરઠીઆ વણિક વિદ્યાલય-બોર્ડીંગ તા. ૨૧-૨-૨૫ ને દિવસે ખોલવામાં આવી તે પ્રસંગે શ્રીયુત નારણજી પુરૂષોત્તમ સાંગાણીએ નીચે પ્રમાણે વ્યાખ્યાન આપ્યું હતું:—

હમણા પ્રત્યેક જ્ઞાતિ પોતપોતાની જ્ઞાતિના બાળકોને કેળવણી આપવાને માટે બોર્ડીંગ ખોલે છે તેમ અમારી જ્ઞાતિમાં આ પાંચમી

બોર્ડીંગ ખુલ્લી મૂકાય છે. જ્ઞાતિ માટે પચાસ પચાસ હજાર રૂપિયા જેવડી મોટી રકમોની સખાવત ત્રણ ત્રણ વખત કરનાર પ્રથમ શેઠ અમરચંદ માધવજી તથા તેના સુપુત્રો શેઠ અમૃતલાલભાઈ તથા મણિલાલભાઈ છે અને પછી પોપટલાલભાઇ છે તે માટે તે સર્વે ગૃહસ્થો અવશ્ય ધન્યવાદને પાત્ર છે પરંતુ આપણે બોર્ડીંગ ખોલીને બાળકોને કેળવણી અત્યારે જે પ્રકારની આપીએ છીએ તે પરિણામે શૂન્ય છે, તેથી લાભ ન થતા ઉલટી હાનિ થાય છે. અત્યારે બોર્ડીંગ માત્ર વીશીની ગરજ સારે છે. બોર્ડીંગમાં રહેવા જમવાના પ્રબંધ સિવાય બાળકોનો અભ્યાસ ચારિત્ર આરોગ્ય ધર્મ વગેરે સંબંધમાં કશું લક્ષ આપવામાં આવતું નથી એથી તેમનો અને સ્થાપકોનો પ્રયત્ન વૃથા જાય છે. બોર્ડીંગના વિદ્યાર્થી સ્કુલ હાઇસ્કુલમાં જઇ મેટ્રીક પાસ થઈ આજીવિકા માટે જ્યાં ત્યાં પદંર વીશ રૂપિયાની નોકરી શોધતા ફરે એ કોઇ રીતે ઇચ્છવા જોગ નથી. આપણે સૌ સારી પેઠે જાણીએ છીએ કે સરકારી સ્કુલ હાઇસ્કુલ કોલેજોમાં જે કેળવણી અપાય છે તે તદ્દન નિર્માલ્ય અપાય છે, તેમાં ધર્મનીતિ ઇતિહાસ ચારિત્ર, હુન્નર ઉદ્યોગ, ખેતી, વ્યાપાર, આયુર્વેદ આદિ કોઈ ઉપયોગી વિષય શીખવાતો નથી. ઇંગ્લાંડમાં અંગ્રેજોએ પોતાની પ્રજા તથા દેશને અવલંબી જે પુસ્તકો લખ્યા હોય છે તેના સડી ગયેલા ભાષાંતર આપણી પ્રજાને શીખવવાથી તથા વધારે પડતું નિરર્થક બાળકોને ગોખવવાથી અને કેટલેક સ્થળે તો બાઇબલનું શિક્ષણ અપાતું હોવાથી વિદ્યાર્થી સ્વને ધિક્કારનાર બની પરને ચાહે છે તથા આંખો અને શરીર શક્તિ ગુમાવે છે. અર્થાત્ હાલનું સરકારી ભણતર ભણી બાળકો ધર્મ કર્મથી રહિત થવા સાથે તુંડ મીજાજી ગુલામ–નોકર બને છે માટે આપણે અભ્યાસનું ધોરણ ફેરવવું જોઇએ.

કેળવણી હું એને કહું છું કે જે વડે મન બુદ્ધિ શરીર વાણી

કેળવાય અને આલોક પરલોક સફળ બને. મન બુદ્ધિ શરીર અને વાણી જો યથાર્થ રીતે કેળવવા હોય તો બોર્ડીંગના વિદ્યાર્થીઓને સ્કુલ હાઇસ્કુલમાં ન મોકલતા બોર્ડીંગમાંજ કેળવણી આપવાની વ્યવસ્થા કરવી જોઇએ. શાંત એકાંત અને સુંદર પવિત્ર સ્થાનમાં બોર્ડીંગ રાખી તેમાં ધર્મનિષ્ઠ વિદ્વાન્ નિઃસ્પૃહી અને સુચારિત્રવાન્ શિક્ષકો લાવવા જોઇએ. અધિકાર અને ઇચ્છા પ્રમાણે બાળકોને તેમાં વિદ્યા હુન્નરકળા શીખવવા જોઇએ. ધર્મજ્ઞાન, સંધ્યાવંદન, અંગ કસરત, સંસ્કૃત અને હિંદી ભાષા તો પ્રત્યેક વિદ્યાર્થીને ફરજીઆત શીખવવીજ જોઇએ. બાળકોના હૃદયમાં સત્ય, નિર્ભયતા બ્રહ્મચર્યાદિ શુભ સંસ્કાર દૃઢ કરી તેઓને ભીષ્મ અર્જુન વ્યાસ જેવા મહાનુભાવ થવાની મહત્ત્વાકાંક્ષા જાગૃત્ કરવી જોઇએ. અને જો એમ થાય તોજ બોર્ડીંગ સ્થાપવાની સાર્થકતા છે નહિતર પૈસાની બરબાદી સાથે વિદ્યાર્થી ઉલટો બોજારૂપ નીવડે છે. આ તથા બીજી સર્વે જ્ઞાતિની બોર્ડીંગોના સંચાલકોને મારી નમ્ર સૂચના છે કે આપ બોર્ડીંગોને હમણા જે વીશી તરીકે રાખી રહ્યા છો તેને બદલી બોર્ડીંગ કિંવા વિદ્યાલયમાં ઉપર પ્રમાણે ઉત્તમ શિક્ષકોનો પ્રબંધ કરી ખરેખર વિદ્યાલય બનાવી ઉપયુક્ત કેળવણી આપો, જેથી તમારા દ્રવ્ય તથા પુરૂષાર્થની સફળતા સાથે વિદ્યાર્થીઓને ખરો લાભ પહોંચે અને જ્ઞાતિ તથા દેશનો ઉદય થાય.



# મીસીઝ બીસંટનો જગદ્‌ગુરૂ.

હિંદુસ્થાન કૌતુક ભૂમિ છે, અહીં જેટલા કૌતુક ન થાય તેટલો ઓછાં છે. જેને દુનિયામાં ક્યાંય પાખંડ ફેલાવી પૈસો કમાવવાનું ન મળે એને સારૂ હિંદુસ્થાન ઉત્તમ ક્ષેત્ર છે. આપણા હિંદુઓ ભોળા ભલા વિશ્વાસુ છે એટલે જેની તેની મોહક વાતો સ્વીકારી પૂજા કરી પૈસો આપે છે એ આપણે જોતા આવ્યા છીએ. મીસીઝ એની બીસંટ વિલાયતમાં કંઈક ખેલ ખેલી, ધણીને તલાક દઇ, લેડબીટર અને બ્લેવાટસ્કીના થીઓસોફીસ્ટ પંથમાં ભળ્યા. વિલાયતમાં ન ફાવ્યું એટલે બાઇ હિંદુસ્થાન આવ્યા. હિંદુસ્થાનમાં આવીને તેણે લોકોની નાડી તપાસવા માંડી અને જેવી જેવી નાડીની ગતિ ચાલતી જણાઈ તેવી તેવી તેણીએ પોતાની ગતિ ફેરવી મંતવ્ય સિદ્ધ કરવાની કોશિષ આરંભી.

આ ઉસ્તાદ બાઇએ પ્રથમ ધર્મને નામે આંદોલન આરંભી પગ પેસારો હિંદુઓમાં કર્યો, પછી કેળવણીને નામે ધુણુણી માંડી, પછી સુધારાને નામે પ્રલાપ શરૂ કર્યો, પછી સ્વરાજ્યને નામે ગર્જનાઓ કરવા માંડી અને હવે એક મદ્રાસી ગૃહસ્થના છોકરાને બળાત્કારે તેના માબાપ પાસેથી કોર્ટની સહાયથી ઝુંટવી વિલાયત અમેરિકા ઉપાડી ગઇ અને ત્યાં તેને અંગ્રેજી ભાષાનું અને ટેનીસ રમવાનું સારૂં શિક્ષણું આપી હવે જગદ્‌ગુરૂ મનાવવાની ચેષ્ટા કરી રહેલી છે.

જેને બીસંટ ડોશી જગદ્‌ગુરૂ-ઇશ્વરનો અવતાર મનાવવા માટે હમણા જીવતોડ ખટપટ કરી રહેલ છે તેનું નામ કૃષ્ણમૂર્તિ છે. બીસંટ બાઇ તથા તેના ચેલાઓ હિંદુસ્થાનમાં ઠેક ઠેકાણે સભાઓ ભરી કૃષ્ણમૂર્તિ ને જગદ્‌ગુરૂ માનવાનું કહે છે પણ દુઃખની વાત એ

છે કે હજુ કોઈ માનતું નથી. કૃષ્ણમૂર્તિ પણ પોપટની જેમ થોડું થોડું બોલતા શીખેલ છે. તેને બીજું વિશેષ હજુ બોલતા આવડયું નથી, પણ "સુખ અને આનંદની જરૂર છે અને તે સ્વતંત્રતા હોય તો મળી શકે અને સ્વતંત્રતા, સ્વચ્છંદતા-પ્રણાલિકા ભંગ કર્યા વિના મળી શકે નહિ" એવું એવું બોલે છે. એ ઉપરથી સ્પષ્ટ ધ્વનિ નીકળે છે કે તમે તમારા ધર્મના બંધનો છોડી તોડી સ્વચ્છંદી બની મને અનુસરો.

ખરેખર કલિયુગે તો કાળો કેર વરતાવવા માંડયો છે. દિન ઉગ્યે કઇક નવા પાખંડના ફણગા ફુટે છે. એક તરફથી પાદરીઓ જેસસને અવતાર મનાવે છે, ગાંધીપંથી બેવકૂફો ગાંધીને ઇશ્વર મનાવે છે, ખોજાઓ આગાખાનને નકલંક-કલંકીનો અવતાર કહેવરાવે છે ત્યારે બીજી તરફથી ડોશી બીસંટ બાઈ અને તેના ચેલાઓ કૃષ્ણ-મૂર્તિ નામના મદ્રાસી છોકરાને જગદ્ગુરૂ મનાવવા નીકળ્યા છે માટે હિંદુઓ તેવા પાખંડ અને પાખંડીઓથી સાવધ રહેજો. નકલી વાસુદેવને શ્રીકૃષ્ણે જેમ સ્વધામ પહોંચાડયો હતો તેમ વહેલા મોડા બધા પાખંડીઓની દુર્ગતિ થવાની છે માટે તમો કયાંય ન ભોળવાતા સ્વધર્મમાં દઢ રહેજો.



# મીસ મેયોનું મધર ઇન્ડિયા.

---

મીસ મેયો નામની અમેરિકન સ્ત્રીએ મધર ઇન્ડિયા નામની ચોપડી લખીને હિંદુસ્થાનનું અને હિંદુઓનું ઘોર અપમાન કર્યું છે. એ અપમાનની અગ્નિથી હિંદુસ્થાનમાં અત્યારે ઠામ ઠામ સભાઓ ભરાય છે અને મીસ મેયો પ્રત્યે તિરસ્કારના ઠરાવો થાય છે. શ્રીમાન્ શેઠ સર મનમોહનદાસ રામજીના પ્રમુખપદે મુળજી જેઠા મારકેટ હૉલમાં ભરાયેલી સભામાં થયેલા અમારા ભાષણનો તેણીએ ઉલ્લેખ કરી જગત્ સમક્ષ તદ્દન જૂઠો અને વિપરીત અર્થ રજુ કરેલ હોવાથી તેણીને ઘટતો પ્રત્યુત્તર આપવાની ધારણાથી શેઠશ્રીએ અમને બોલાવી ચોપડી વાંચી યોગ્ય કરવા કહ્યું. એ પરથી અમે તેઓશ્રી પાસેથી ચોપડી વાંચવા લીધી અને વાંચી.

એ બિભત્સ લખાણવાળી ચોપડી વાંચવાનો અમે આરંભ કર્યો પરંતુ તેમાં એવી એવી ભયંકર ઘૃણોત્પાદક અશ્લીલ અને બનાવટી વાતો તે કુલટાએ લખી છે કે ક્ષણે ક્ષણે અમારા હૃદયમાં દુઃખ, ક્રોધ અને તિરસ્કારની લાગણી પ્રકટી નીકળતી હતી. હલકામાં હલકી એના તરંગની કે નોકરશાહીની ઠસાવેલી એકની એક વાત પુનઃ પુનઃ એકસો વાર લખાયેલી હોઈ અમે તે અધમાધમ ચોપડીને અનેકવાર હાથમાંથી ફેંકી દીધેલી પરંતુ શત્રુ કે વિરોધી પક્ષનું કહેવું જો આપણે જાણીએ નહિ તો તેના મૂર્ખતાભર્યા આક્ષેપોનું નિવારણ પણ થઇ શકે નહિ એમ મનને સમજાવી મહા મુશીબતે તે ચોપડી અમે વાંચી પૂર્ણ કરી.

તે નામધારી મીસ મેયો પ્રથમ હિંદ ખાતે કલકત્તા ઉતરી અને

સરકારની મેમાન થઈ. કલકત્તામાં તેણે કાલિમાતાનું મંદિર જોયું તેનું તેણે નીચતાભર્યું વર્ણન કરી, હિંદુઓની ધાર્મિક માન્યતાપર પ્રહાર કર્યો છે. કલકત્તાથી માંડલે બનારસ પંજાબ મુંબઈ મદ્રાસ વગેરે પ્રદેશ ફરી તેણીએ બાળલગ્ન, પ્રતિવ્રતા ધર્મ, વિધવા જીવન, સ્પર્શાસ્પર્શ, ગૌરક્ષણ, ગંગાદિ તીર્થ અને રાજકીય હિલચાલ ઇત્યાદિ ઉપર ટીકા કરી હિંદુઓ અને હિંદીઓને નાલાયકમાં નાલાયક પ્રજા તરીકે ચીતરી સ્વરાજ્ય ભોગવવાને માટે તે પ્રજા અનધિકારી છે એમ દર્શાવ્યું છે.

ચોપડી વાંચતાં અને બહારની સપ્રમાણ વાતો સાંભળતા મીસ મેયો હિંદુસ્થાન અને હિંદીઓના ભયંકર અપમાનના કાર્યમાં પ્રેરાઇ તેના કારણો અનેક મળી આવે છે. હિંદીઓ એટલે હિંદુઓ સ્વરાજ્યને માટે અહર્નિશ ઉદ્યોગ કરે છે અને અંગ્રેજોના જુલમો જગત્ સમક્ષ રજુ કરી બીજા રાજ્યોની સહાનુભૂતિ મેળવે છે તે અટકાવવા માટે હિંદુઓ એ એક જંગલી, સ્વરાજ્ય ભોગવવાને અયોગ્ય પ્રજા છે એવું બીજા રાજ્યોને તથા તેની પ્રજાને જણાવી પોતે જે અત્યાચાર કરી આનંદ ઉડાવે છે તે કાયમ રાખવાને માટે વિલાયતની અને હિંદની નોકરશાહીએ મીસ મેયોને દરેક પ્રકારની મદદ આપી મધર ઇન્ડિયા રચાવ્યું છે એ એક કારણ. હોસ્પીટાલોમાં ચાંદી પરમાના જે દરદીઓ હોય છે તે મોટે ભાગે વેશ્યા કર્મ કરનારી સ્ત્રીઓ અને વ્યભિચાર કરનારા પુરૂષો હોય છે તેના ઉપરથી તેણીએ આંકડા રજુ કરી બાળલગ્નની પ્રથા ઉપર અને વિધવાઓ ઉપર જે દુષ્ટતાભર્યા આક્ષેપો કર્યા છે તે તેણીનુંજ પતિત જીવન સૂચવે છે. યુરોપ અને અમેરિકામાં છોકરીઓ કુમારાવસ્થામાંજ સ્વચ્છંદે વિહરી વ્યભિચાર ગર્ભપાત વગેરે કરે છે જેમાં ભાગ્યેજ કોઈ મુક્ત હશે તે ઉપરથી તે હિંદુ સ્ત્રીઓ વિશે અનુમાન બાંધે છે એ બીજું

કારણ. બાળલગ્ન એટલે બારમે વર્ષે હિંદુઓ પોતાની પુત્રીઓનું લગ્ન પોતપોતાની નાતના લાયક વરવર સાથે કરે છે અને તેથી તેનો પ્રેમમય સંસાર ચાલે છે છતાં પોતાના દુર્ભાગ્યે કોઇ સ્ત્રી વિધવા થાય છે તો તે પ્રભુ ભક્તિ સાથે પવિત્ર એકાંત જીવન ગુજારી વૈધવ્ય ધર્મ પાળી સદ્દગતિ મેળવે છે તે એ વિષ્ટાની કીડી અમેરિકનને કયાંથી સમજાય ! અર્થાત્ એવી સર્વોત્તમ માન્યતા મ્લેચ્છ વિષય લંપટ પશુથી નહિ સમજાણી એ ત્રીજું કારણ. હિંદુઓને મન વેદશાસ્ત્ર પુરાણ એ ઇશ્વર તથા ઋષિમુનિપ્રણીત ગ્રંથો આલોક પરલોક સફળ બનાવનાર છે, તેમાં ગાયમાતાના અલૌકિક ગુણો વર્ણવી તેની સેવા પૂજા કરવાનું મહાન્ ફળ બતાવ્યું છે. લાખો અને કરોડો વર્ષો થયા તે વેદશાસ્ત્ર પુરાણની આજ્ઞાનુસાર હિંદુઓ વર્તી ગાયને માતાથી અધિક માની તેની પૂજા તથા રક્ષણ કરતા આવ્યા છે અને તેના પ્રતાપથી મોટા મોટા કષ્ટો–દુઃખોથી ઉગરી મનવાંછિત સુખો ભોગવતા આવ્યા છે તેવીજ રીતે ઢેઢ ભંગીને સ્પર્શ નહિ કરવાની બાબત, સ્ત્રીઓને લાજ મર્જાદ પડદામાં રાખવાની બાબત, દારૂ માંસ નહિ ખાવાની બાબત, નાતો જાતોની બાબત, ગંગાદિ તીર્થોની બાબત, મૂર્તિપૂજાની બાબત અને લગ્નની બાબત છે તે મેયો જેવી પતિત સ્ત્રીથી કદી ન સમજાય એ ચોથું કારણ છે અને પૈસાની લાલચમાં તેણી દુષ્ટ માણસોના સહવાસમાં આવી અને તે દુષ્ટોના વિકારી તથા દ્વેષી ચસ્મા પહેરી મધર ઇન્ડિયા લખવા પ્રેરાઇ એ પાંચમું કારણ છે.

પરંતુ આ સર્વના કરતા પણ અમને એક સબળ કારણ એ લાગે છે કે અંગ્રેજોના શિક્ષણ સહવાસથી છેલ્લા દોઢસો વર્ષમાં આપણામાં જે નામધારીઓ પોતાને સુધારક કહેવરાવનારા પાકયા

છે તેઓના વિષમ ઉદ્‌ગારો તથા પ્રવૃત્તિ છે. રામમોહનરાય, ઈશ્વર ચંદ્ર વિદ્યાસાગર, કેશવચંદ્રસેન, રાનડે, દયાનંદ સરસ્વતી, ગાંધી, લજપતરાય, બાસુ, માલવિયા, નેહરૂ, પટેલ, ગોર વગેરે સુધારકપણાના દાવાથી હિંદુ સંસ્કૃતિ અને ધર્મશાસ્ત્ર ઉપર જે પ્રહારો કરી વિધવા વિવાહ, અંત્યજ સ્પર્શ, બાળલગ્ન નિષેધ, સતી થવાની મનાઇ, વર્ણસંકર લગ્નાદિની હિમાયતો કરતા આવ્યા છે અને તેને અનુસરી ખ્રિસ્તી પાદરીઓ, નાસ્તિકો, મુસલમાનો પણ હિંદુ ધર્મની જે નાલેશી કરતા આવ્યા છે તેનુંજ ફળ આ મીસ મેયો અને તેની ચોપડી મધર ઇન્ડિયા છે. જે અવિચારી આક્ષેપો નાસ્તિક બુદ્ધિના સ્વજનોએ કર્યા હતા અને કરે છે તેજ પરજનો કરવાનું સાહસ કરે તો તેમાં નવાઇ પામવા જેવું કશું નથી; પરંતુ મીસ મેયોને અમે જણાવીશું કે તું પ્રથમ તારૂં યુરોપ અમેરિકાનું જીવન તપાસ. હિંદુસ્તાનનું હિંદુ જીવન તો તારા જેવા વિષય લંપટ પામર પશુથી સમજવું પણ મુશ્કેલ છે. હિંદુઓ વર્ણાશ્રમ, ગોરક્ષણ, સ્પર્શ્યાસ્પર્શ્ય વિવેક, સતી અને વૈધવ્ય ધર્મ, બારમે વર્ષે કન્યાનું લગ્ન, લાજ મર્યાદ પડદો ઈત્યાદિ નિયમ પાળી આદર્શ મનુષ્ય તરીક જીવે છે ને મોક્ષના પદને પામે છે પરંતુ તમારા યુરોપ અમેરિકામા કેવું જીવન જીવાય છે ?

યુરોપ અમેરિકામાં અમે જાતે પ્રવાસ કરી પ્રત્યક્ષ જોયું છે કે કુમારી છોકરીઓ ફાવે તે પુરૂષને પકડી તેની સાથે વ્યભિચાર કરી ગર્ભ પાડે છે, પરણેલી સ્ત્રીઓ ધણીને બીજા રૂમમાં બેસાડી અથવા ઘેર બેઠો રાખી પરપુરૂષ જોડે જઇ વ્યભિચાર કરે છે, દુરાચારની અવધિ થતા છૂટાછેડા થાય છે, નિરંતર માંસ મદિરાનું સેવન કરી ગાંડા છાકટા વ્યભિચારી ક્રૂર ઘાતકી તરીકે સ્ત્રી પુરૂષો વર્તે છે, કોઇનું ચોરી જવું, નબળું જોઇ પચાવી જવું, દંભ રાખી ફસાવી

દેવું, લોભ લાલચ બતાવી વિશ્વાસઘાત કરવો અને કોઈ કોઈનું નહિ એટલે કે દીકરો બાપનો નહિ, ભાઈ ભાઈનો નહિ, મા દીકરાની નહિ, બેન ભાઇની નહિ ત્યારે કાકા મામા સસરાની તો વાતજ ક્યાં! અર્થાત્ પ્રત્યક્ષ રાક્ષસી જીવન યુરોપ અમેરિકામાં જીવાય છે, જેના પરિણામે ત્યાં કયાંય સુખ શાંતિ આનંદ સત્કર્મ સંતોષ નથી. લાખો અને કરોડો દુરાચાર તથા દરિદ્રતાના ભોગ થઇ મરે છે અને ઇર્ષ્યા કલહ અદેખાઇ દ્વેષ વેરના અગ્નિમાં શેકાઇ દગ્ધ થાય છે. માત્ર ઉપર ઉપરનો ડોળ દંભ અને પૂર્વના સદ્‌ભાગ્યને લઈ રાજસત્તા સિવાય તમારા ગોરાઓમાં બીજું કશું તત્ત્વ નથી.

સ્વરાજ્યને માટે હિંદુઓ સંપૂર્ણ લાયક છે, લાખો વર્ષ થયા ભોગવતા આવ્યા છે, યુરોપીઅનો તો અહીં ફક્ત દોઢસો વર્ષ થયા આવ્યા છે અને તે પણ અમારા કમભાગ્યે અમારામાંના કેટલાકની મતિમાં ભ્રમ-નાસ્તિકતા થવાથી પેસી શક્યા છે પરંતુ જો તે નાસ્તિકતા અને ભોળપણ દૂર કરી અમે સ્વધર્મમાં દૃઢ રહી પુરૂષાર્થ કરીશું તો સ્વરાજ્ય એક ક્ષણમાં અમોને-હિંદુઓને પ્રાપ્તજ છે.

હિંદુઓની નબળાઈ ફાટફુટ અને કહેવાતા સુધારકોના યદ્વા તદ્વા બકવાદથીજ મીસ મેયો જેવી કુલટા મધર ઇન્ડિયા જેવી ભયાનક ચોપડી નોકરશાહીની સહાયથી લખવાનું સાહસ કરી હિંદુઓની બદનક્ષી કરી શકે છે માટે તે સામે સખ્ત પગલા લઈ નબળાઇ ફાટફુટ તથા નાસ્તિકતા ત્યજી સ્વાધીનતા મેળવવા પ્રત્યેક હિંદીએ કટિબદ્ધ થવું જોઇએ. સર મનમોહનદાસ રામજીને બદલે મનમોહનદાસ. ભીમજી લખી તેણીએ મારા ભાષણનો વિપરીત ભાવ રજુ કરવા યત્ન કર્યો છે તે કેટલો અસત્ય છે એ મારૂં ભાષણ આખુંય અન્યત્ર છપાયેલું હોવાથી જણાશે માટે અહીં તે સંબંધમાં કાંઇ ખુલાસો કરવાની આવશ્યકતા રહેતી નથી.

---

# કવિશ્રી દયારામભાઈ અને હમણાના સાક્ષરો.



મુંબઇ મોટી હવેલીના વિશાળ હોલમાં શ્રીમાન્ ગોસ્વામી શ્રી ગોકુળનાથજી મહારાજના પ્રમુખપદે જાહેર સભા ભક્ત કવિશ્રી દયારામભાઇનો જન્મ દિવસ મનાવવા માટે તા. ૨૦-૯-૨૬ની રાત્રે મળી હતી તે પ્રસંગે શ્રીયુત નારણજી પુરૂષોત્તમ સાંગાણીએ નીચે પ્રમાણે મનનીય ભાષણ આપ્યું હતું.

શ્રીયુત સાંગાણીએ જણાવ્યું કે આજે આપણે ભક્ત કવિ દયારામભાઇનો જન્મ દિવસ મનાવવા એકત્ર થયા છીએ. આજકાલ જેના તેના જન્મ દિવસ મનાવવાનો એક પવન ચાલ્યો છે અને તેને કહેવાતા સાક્ષરો અમુક તમુક ભાઈની જયન્તિ કહે છે પરંતુ જયન્તિ ભગવાન્ સિવાય બીજાની કહેવાય નહિ, તેને તો જન્મ દિવસ કહેવાય. જયન્તિ ફક્ત ચાર-શ્રીનૃસિંહ, શ્રીવામન, શ્રીરામ અને શ્રીકૃષ્ણ-નીજ કહેવાય શકે અને ઉજવાય શકે માટે હવેથી તે પવિત્ર શબ્દનો દૂરૂપયોગ ન કરશો.

કવિશ્રી દયારામભાઈ પ્રત્યે આજસુધી માત્ર વૈષ્ણવો માન-બુદ્ધિથી જોતા હતા પરંતુ કહેવાતા વિદ્વાનો-સાક્ષરો તો તેના તરફ ઘૃણા બતાવી અનેક અવિચારી આક્ષેપ મૂકતા હતા. સત્ય ત્રિકાલા-બાધિત છે, તે વ્હેલા મોડું પ્રકાશી અવશ્ય વિજય પામે છે. દુષ્ટમાં દુષ્ટને પણ અંતે સત્ય સ્વીકાર્યા વિના છૂટકો થતો નથી તદ્વત્ દયારામભાઇના સંબંધમાં બન્યું છે. જેઓ તેમને નિંદતા અને ધિક્કારતા હતા તેઓજ અત્યારે વખાણતા અને માન આપતા થયા છે.

સંવત ૧૮૩૩ ની સાલમાં સાઠોદરા નાગર જ્ઞાતિમાં કવિશ્રી દયારામભાઇનો જન્મ થયો હતો. બાળપણથીજ તેને માતાપિતાના શુભ સંસ્કાર વડે પ્રભુ ભક્તિમાં પ્રેમ લાગ્યો હતો. ગુજરાતી સંસ્કૃત હિંદી વગેરે બાર ભાષાઓનું ઉત્તમ પ્રતિનું જ્ઞાન સંપાદન કરી તે જ્ઞાનનો ઉપયોગ તેણે પરબ્રહ્મ પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ ભગવાનના ગુણાનુવાદ ગાવામાંજ કર્યો હતો. સામાન્ય રીતે એવું દૃષ્ટિએ પડે છે કે જે ભક્ત હોય તે કવિ હોતા નથી, કવિ હોય તે સાક્ષર હોતા નથી, સાક્ષર હોય તે ચારિત્રવાન્ હોતા નથી અને ચારિત્રવાન્ હોય તે જ્ઞાની હોતા નથી પરંતુ પ્રભુના અનુગ્રહથી કવિશ્રી દયારામભાઈમાં તો તે પાંચેય–ભક્તિ જ્ઞાન સાક્ષરતા કવિત્વ અને ચારિત્ર અત્યંત ઉંચી કોટિના હતા. પ્રભુ ભક્તિની ધુનમાં તેણે જેજે કાવ્યો રચ્યા છે તે તે વાંચતા પ્રતીત થાય છે કે ઉક્ત પાંચેય તત્ત્વનો સમન્વય તેના જીવનમાં બહુ સરસ રીતે થયેલો હતો. કવિશ્રી દયારામભાઈના કાવ્યો નૈસર્ગિક છે, તેણે તાણી તોડીને કે જ્યાં ત્યાંથી ચોરીને ઉપજાવી કાઢેલા નથી. પ્રભુની પ્રેરણાથી તેના હૃદયમાં જે સ્ફૂર્યું તેજ તેણે ઉચ્ચાર્યું છે. કદી સ્વાર્થને માટે કે બીજા કોઈ હેતુ માટે કોઇ લાયક નાલાયકની પ્રશંસા કે ખુશામત તેણે કરી નથી, તેથીજ આજે દોઢસો વર્ષ તેને થઇ ગયા છતાં તેના પ્રાસાદિક કાવ્યો ઘેરે ઘેર ભાવથી ગવાય છે. દયારામભાઇના કાવ્યોમાં શબ્દે શબ્દ અને વાક્યે વાક્યે ભક્તિ, જ્ઞાન, વિદ્વતા, મધુરતા, અદ્‌ભુત વર્ણન શક્તિ, પદ લાલિત્ય, શૃંગારરસ તથા વૈરાગ્યાદિ સ્પષ્ટ રીતે તરવરે છે અને વાંચનાર કે ગાનારના મનને મુગ્ધ કરી દે છે. આ સર્વ પ્રભુ ભક્તિનો મહિમા છે. આવા ભક્ત કવિઓજ લોકોને ઉંચો આદર્શ આપી શકે છે અને માન આદરને પાત્ર થઇ શકે છે.

અપવાદ તરીકે અમુક બાદ કરતા હમણા કેટલાક જાહેરમાં કૂદકા મારી પોતાને વિદ્વાન્ સાક્ષર કે કવિ તરીકે ઓળખાવે છે પણ તેઓમાં વસ્તુતઃ વિદ્વતા કવિપણું કે સાક્ષરતા નથી; કારણકે જેનામાં પ્રભુપ્રત્યે ભક્તિ નથી, ધર્મશાસ્ત્રમાં શ્રદ્ધા નથી, ધર્મસાહિત્યનું અવલોકન અભ્યાસ નથી અને ગમે તેમ સ્વચ્છંદે વર્તવામાં કે ખાવા-પીવામાં બાધ ગણતા નથી તેઓનામાં વિદ્વતા વગેરે આવી શકેજ નહિ. તમો તેઓની કૃતિ જોશો તો તેમજ જણાશે. તેઓના રચેલા પુસ્તકોમાં સ્વતંત્ર અને ઉપયોગી લખાણ જરાપણ દૃષ્ટિએ નહિ પડે. ફ્રેંચ અંગ્રેજી હિંદી બંગાલી કે મરાઠીના તેઓ એંઠાજૂઠા અનુવાદો કરે છે, જયાંથી ત્યાંથી શબ્દો તફડાવી છંદ પ્રાસ વગરની કવિતાઓ બનાવે છે અને જે સાહિત્ય બહાર પાડે છે તેમાં વિષયવાસના અને નાસ્તિકતાનીજ ગંધ ભરેલી હોય છે, તેથી કોઇ સંસ્કારી તેને સ્પર્શ પણ કરતું નથી.

આવા અર્ધદગ્ધો જેઓ પોતાને સાક્ષર કવિ કે વિદ્વાન્ કહેવરાવી જેને બેન ભગિની મા ભાભી કહે છે તેનીજ સાથે વ્યભિચાર–નાતરૂં–વર્ણાન્તર લગ્ન કરતા તેઓ શરમાતા નથી, ખ્રિસ્તી મુસલમાન ઇરાનીને ત્યાં જે તે ખાતા લજ્જાતા નથી અને આગળ આવી સ્વાર્થ સાધવાને માટે શાસ્ત્ર કે ઇતિહાસ વિરૂદ્ધ ફાવે તેમ બકવાદ કરતા સંકોચ પામતા નથી તેથી તેઓ સાક્ષર વિદ્વાન્ કે કવિ તો નહિજ પણ પ્રણાલિકા ભંગીઓ–રાક્ષસોજ કહેવાય. સદ્‌ગૃહસ્થો! અત્યારે આપણા ધર્મનું તથા જાતિનું જે અધઃપતન થયું છે તે આવા વિપરીત માર્ગગામી રાક્ષસોથીજ થયું છે, માટે તે પોતાની મેળે થઇ પડેલા કવિ સાક્ષર કે સાહિત્યકોને કે તેઓની કૃતિઓને સર્પવત્ તજી કવિશ્રી દયારામભાઇ જેવાને જુવો જાણો અનુભવો અને અનુસરો.

सा विद्या या विमुच्यते અર્થાત્ વિદ્યા જ્ઞાન સાક્ષરતા કવિપણું તો એનું નામ કે જે આપણને ભવબંધનમાંથી-વિદેશી વિધર્મીઓના બંધનમાંથી મુક્ત કરી પરમ પ્રભુ શ્રીકૃષ્ણના ચરણારવિંદને પમાડે. એવી વિદ્યા દયારામભાઈએ સંપાદન કરી હતી. તમે પણ કૃતકૃત્ય થવા ઇચ્છતા હોવ તો દયારામભાઇની માફક ધાર્મિક સાહિત્યનું જ્ઞાન ભક્તિ સાથે સંપાદન કરો. ભકિત સદાચાર કે શુદ્ધ હૃદય વિના થઈ શકે નહિ માટે સદાચારનું આગ્રહપૂર્વક પાલન કરી વિશુદ્ધ હૃદયથી ભકિત કરો એટલે પ્રભુકૃપા થશે અને પ્રભુકૃપા થતાં કવિત્વ અને સાક્ષરતા એની મેળે તમોને વરશે.

---

## દેશી રાજાઓના રાજ્યોમાં સુધારા.

વડોદરા, મૈસુર, ટ્રાવણકોર, કોચીન, વાંકાનેર અને રાજકોટ વગેરે દેશી રાજ્યોએ પોતપોતાના રાજ્યમાં બ્રિટીશ સરકારની જેમ પ્રજા પ્રતિનિધિ સભાઓ સ્થાપીને પ્રજાને સુધારાના હક્ક આપ્યા છે. જે રાજ્યોમાં આવી પ્રજાપ્રતિનિધિ સભાઓ નીમવામાં આવેલી છે તેમાં વડી ધારાસભા તથા પ્રાંતિક ધારાસભાઓની માફક કહેવાતા પ્રજા પ્રતિનિધિઓ ઠરાવો રજુ કરે છે, લાંબા પહોળાં ભાષણો આપે છે અને દરબારી અધિકારીઓ તેનો ઉત્તર આપી બચાવ કરે છે, જ્યારે બીજી તરફથી તો રાજ્યોમાં જે અંધેર ચાલતું હોય છે તે ચાલ્યાજ કરે છે અને ઉલટા તેઓ પ્રજા પ્રતિનિધિઓને નિમિત્ત બનાવી નવા નવા કરના બોજા તથા અયોગ્ય કાયદાઓ લોકોપર લાદતાજ જાય છે. અર્થાત્ સરકારે કાઉન્સિલો સ્થાપી જેમ એક પ્રકારનો પ્રજાને છેતરવાનો દંભ આદર્યો છે તેમ દેશી

રાજ્યોએ તેની નકલ કરી પ્રજાને સુધારા આપવાને બદલે ઉલટી વધારે કરના અને કાયદાના બોજાથી કચરી નાખેલ છે. આ હકીકતની પ્રતીતિ તેના દર વર્ષે બહાર પડતા રિપોર્ટ પરથી થવી શકય નથી પણ તે તે રાજાઓના રાજ્યોમાં જાતે જઇ લોકોના સમાગમમાં આવી નજરે જુઇએ છીએ ત્યારે થઈ શકે છે.

અમને સુધારાવાળા ઘણા સ્ટેઇટોમાં જાતે જવાનો પ્રસંગ આવ્યો છે તેમાં ખાસ કરી ટ્રાવણકોર, કોચીન, મૈસુર, વડોદરા, વાંકાનેર અને રાજકોટ વગેરેમાં તો અમે અનેક વાર પર્યટન કરેલું છે. ટ્રાવણકોર કોચીન મૈસુર તો ઠીક પરંતુ વડોદરા, વાંકાનેર તથા રાજકોટમાં તે તે સ્ટેઇટના રાજાઓએ સુધારા આપીને કિંવા પ્રજા પ્રતિનિધિ સભા સ્થાપન કરવાનો હક્ક બક્ષીને તો લોકોને કર અને કાયદાના બંધનથી ખુબ જકડી લીધા છે. ઉક્ત સ્ટેઇટોમાં સુધારા આપ્યા પહેલાં પ્રજાને જે સુખ સ્વતંત્રતા આબાદી હતી તે લુંટાઈ ગઈ છે, સીધા અને આડકતરા **અનેક** કરો પડી ગયા છે, પ્રજા રાજા પાસે જઇને પોતાના દુઃખ રડી શકતી હતી તે બંધ થયું છે, એકને બદલે અનેક ધણી થયા છે અને અધિકારીઓ મરજી મુજબ ત્રાસ આપી લાંચ રૂશવત્ ખાઇ શકે છે. ગાયકવાડી પ્રજાની સેંકડો ફરિયાદો જગ જાહેર છે તેમ રાજકોટની પ્રજાની મુશીબતો પણ અસહ્ય છે. રાજકોટમાં આજથી વીશ વર્ષ પહેલાં ચાર લાખની ઉત્પન્ન થતી હતી તે હવે સત્તાધારીશે જૂદા જૂદા કરો વધારીને તેર લાખની કરી છે. એ સ્ટેઈટનો તરંગી બુદ્ધિનો રાજા વિલાયત જાયછે અને મગજમાં ત્યાંથી જે તરંગ લાવે છે તે પોતાના સ્ટેઇટમાં **અજમાવે** છે. દેશી હળથી ખેડુતો જમીન ખેડી સંતોષ માનતા હતા તેને બદલે વિલાયતી હળો લેવાની ખેડુતોને ફરજ પાડી પણ અંતે તે પ્રયોગ

નિષ્ફળ જતા રાજાએ પ્રજાને લાખોના ખાડામાં ઉતારી છે. કોઇ પણ રાજાના કે શહેનશાહના રાજ્યમાં કોઇના પણ ધર્મ સંબંધી પ્રશ્ન હજુસુધી છેડાયો નથી કારણ કે સૌ પોત પોતાના ધર્મના શાસ્ત્રો અનુસાર વર્તે છે, તેમાં અન્યને માથું મારવાનો લેશ પણ અધિકાર નથી અને યદિ કોઇ રાજા તેવી અનધિકાર ડખલ કરે તો કોઇ પ્રજા સાંખી પણ શકે નહિ; આમ છતાં રાજકોટ નરેશે પોતાના રાજ્યમાં કહેવાતા સર્વ ધર્મના પ્રતિનિધિઓ સાથે તેવી ધર્મ સંબંધી અનુચિત ચર્ચા ઉપસ્થિત કરી ગમે તે વર્ણના પ્રતિનિધિઓ સાથે સહભોજન કરવાનું આરંભ્યું છે. આજ રીતે જામનગર કોલ્હાપુર વગેરેએ તોફાન આદર્યું છે. અમારા મતે તેઓની આ અવિચારી પ્રવૃત્તિ લોકોના દિલ દુભવનારી હોઈ રાજા પ્રજા ઉભયનું અહિત કરનારી થોડા સમયમાં જ નિવડશે.

હિંદુ નરેશોને હિંદુઓ દેવનો અંશ ગણી દેવ સમાન પૂજ્ય લેખે છે. યુરોપીઅનો પોતપોતાના રાજાને ગમે તેમ લેખતા હોય પણ હિંદુઓ તો પોતાના હિંદુ રાજાને માત પિતા સમાન વંદનીય સમજી પોતાને તેના સંતાન મનાવે છે. પ્રાચીન કાળનો ઇતિહાસ તપાસીએ તો આ શ્રેષ્ટ રીતિ અનુસારજ રાજા પ્રજા વર્તતા હતા. મર્યાદા પુરૂષોત્તમ શ્રી રામચંદ્રજી, યુધિષ્ઠિર અને વિક્રમે એજ રીતિ અખત્યાર કરી, પોતાની પ્રજાનું પુત્ર પુત્રીવત્ પાલન કર્યું હતું. તે મહાનુભાવ રાજાઓ ધર્મનિષ્ઠ પ્રમાણીક અને બુદ્ધિમાન્ મંત્રીઓ પોતાની પાસે રાખી તેઓની હરેક કાર્યમાં સલાહ લેતા અને સદા સર્વદા એવો પ્રયત્ન કર્યા કરતા કે જેથી પોતાની પ્રજામાંથી કોઇને અન્ન વસ્ત્રનું દુઃખ, ચોર લૂંટારૂનો ત્રાસ, અધિકારીઓનો જુલ્મ, કરનો કે કાયદાનો બોજો કે એવી બીજી કોઇ મુશિબત સહેવી પડતી નહિ.

રાજાઓ પોતે છૂપી તથા જાહેર રીતે લોકોના સમાગમમાં આવી લોકોના સુખ દુઃખની હકીકત જાણી લેતા અને પછી ગમે તે ભોગે લોકોના અસંતોષનું નિવારણ કરતા; અને તેથીજ તેઓ પ્રભુતુલ્ય સન્માન પામી પરદુઃખભંજનની પદવી પ્રાપ્ત કરી શકતા હતા.

પરંતુ આજે રાજાઓ શું કરે છે? ઘણાખરા વિલાયત દોડા-દોડી કરી ત્યાં પ્રજાના પરસેવાનો પૈસો માંસ મદ્ય તથા વ્યભિચારમાં ઉડાવે છે, મોટા મોટા સરકારી અધિકારીઓને રીજવવામાં લાખો રૂપિયાની ભેટો ધરે છે, ગોરાઓ સાથે ખાનપાન કરી ભ્રષ્ટ થાય છે, યુરોપીઅનોના સંસર્ગમાં રહી પરધર્મના ચાહક તથા સ્વધર્મના ધિક્કારક બને છે, લાખો રૂપિયાની કરોની ઉત્પન્નમાંથી પ્રજા હિતાર્થે કાંઇ ખર્ચતા નથી, નાલાયક ખુશામતખોર નોકરો રાખે છે અને યુદ્ધની તાલીમ લેવાનું તથા લશ્કર રાખવાનું છોડી અંગ્રેજ સરકાર ની દયા ઉપર જીવનારા થયા છે એટલે બુદ્ધિમાન અંગ્રેજો પણ તેઓને નિત્ય દબાવ્યેજ જાય છે. અંગ્રેજ સરકારે દેશી રાજાઓને દબાવી દબાવી એવા નિર્માલ્ય બારૂ બનાવ્યા છે કે કોઇ રાજાને ક્ષણ-ભરમાં પદભ્રષ્ટ કરી ધૂળ ચાટતો કરવો હોય તો તે તેને મન દડાની રમત બરોબર છે અર્થાત્ અત્યારે કર્તવ્યભ્રષ્ટ પ્રજાદ્રોહી ધર્મહીન અને શક્તિરહિત રાજાઓ કેવળ અંગ્રેજોની કૃપા ઉપર જીવનારા બન્યા છે.

આ ભયાવહ સ્થિતિમાંથી ઉગરવું હોય અને પ્રજાને સુખી કરી પોતાને જાતે સુખી થવું હોય તો દેશી રાજા મહારાજાઓએ ધર્મજ્ઞ શાણા મંત્રીઓને પોતા સાથે રાખી, પ્રજાના સુખદુઃખની જાતે ફરિયાદ સાંભળી તત્કાળ લોકોની અગવડોના નિવારણનો ઉપાય કરવો જોઇએ. ચારિત્ર્યહીન લાંચ રૂશ્વતીઆ નોકરોને તુરતજ રજા

આપવી ઘટે, વિલાયત જવાનું બંધ કરી પોતાના હિંદુ ધર્મનું અને તેમાં પણ ખાસ કરી ક્ષત્રિય ધર્મનું સ્વરૂપ સમજવું જોઇએ અને લોકોની ઉપરના કરોના બોજા ઓછા કરી લોકો શરીરે મજબૂત બની હુન્નર-ઉદ્યોગ ખીલવી ધર્મે દૃઢ થાય એવી તજવીજ કરવી જોઇએ. લોકોએ પણ સૌરાષ્ટ્ર જેવા છાપાના ચડાવ્યા ચડી પોતાના રાજા સામે દુશ્મનાવટ ન કરતા તેમ ઉપર જણાવેલા દંભી અને હાનિકારક સુધારા-પ્રજા પ્રતિનિધિ સભાની નિમણુંકના હક્ક ન માગતા રાજા પાસે સીધા જઇ પોતાની ફરિયાદ રજુ કરી દુઃખ દૂર કરાવવા કોશિષ કરવી જોઇએ.

---

## સન્માર્ગે દાન અને અમર નામ

મુંબઇ ભુલેશ્વર કબુતરખાના પાસે આવેલા શ્રીલક્ષ્મીનારાયણના મંદિરમાં શ્રીલક્ષ્મીનારાયણનો પાટોત્સવ સં. ૧૯૮૪ ના ફાગણ સુદિ ૬ ને રવિવારે મોટી ધામધુમથી ઉજવાયો હતો. મંદિરને ફુલપાનથી સારી રીતે શણગારવામાં આવ્યું હતું અને શ્રીઠાકોરજીને પણ એવા સુંદર વસ્ત્રાભૂષણ ધરાવવામાં આવ્યા હતા કે તેથી કેમ જાણે પોતે પ્રત્યક્ષ દર્શન ભાવિક ભક્તોને દેતા ન હોય ! એવા શોભતા હતા. પ્રથમ શ્રીમાન્ જાદવજી મહારાજની મંડળીએ ભજન ગાઇ એકત્રિત થએલ શ્રોતાઓના હૃદયમાં ખુબ આનંદ ઉત્સાહ ભક્તિરસ ફેલાવ્યા પછી શ્રીયુત નારણજી પુરૂષોત્તમ સાંગાણીએ પ્રસંગને અનુસરતું અત્યંત અસરકારક ભાષણ કર્યું હતું.

શ્રીયુત સાંગાણીએ જણાવ્યું કે ગૃહસ્થો ! તમે મુંબઇને જુવો છો કે તે કેટલું બધું પ્રવૃત્તિશીલ શહેર છે ! કોઇ પણ વ્યક્તિ અહીં

ભાગ્યેજ કામ વગરની જણાશે પછી ભલે તે ઉપયોગી કાર્ય કરતી ન હોય, પણ ફુરસદ નથી એમ સો કોઇને કહેતા આપણે સાંભળીએ છીએ. જો મનુષ્ય કેવળ ઉદર નિમિત્તજ વ્યવસાય કરે અને બીજા આત્મહિતના કાર્યોમાં ચિત્ત ન પરોવે તો તેને કદાપિ શાંતિ કે સદ્ગતિ ન જ મળે. વ્યવહારના પ્રપંચોમાંજ યદિ આપણે આપણું મન સદોદિત ખુંચેલું રાખીએ તો તેથી ઉપદ્રવ વ્યાધિ અને પાપજ વધે અને જેઓ ધર્મ કે પ્રભુ તરફ વળ્યા નથી તેઓની એજ સ્થિતિ અનુભવાય છે; પરંતુ આપણે આનંદ પામવાનું છે કે મુંબઇમાં જેમ પાપ છે તેમ પુણ્ય પણ છે. ભુલેશ્વર લત્તો એ પુણ્ય ભૂમિનો લત્તો છે કે જ્યાં અસંખ્ય દેવમંદિરો આવેલા છે. શ્રીમંતોના દ્રવ્યનો વ્યય દાન ભોગ અને નાશ એમ ત્રણ રીતે થાય છે. જેઓ શાણા પુરૂષો છે તેઓ ભોગ અને નાશ પોતાના દ્રવ્યનો ન થવા દેતા સુપાત્ર દાનમાં-પ્રભુપ્રીત્યર્થે સુકૃતમાં દ્રવ્ય વાપરે છે.

માંગરોળના કંડોળીઆ બ્રાહ્મણ શ્રીયુત કલ્યાણજીભાઇએ પુરૂષાર્થ કરી લાખો રૂપિયા મેળવ્યા પણ તેણે મોજશોખમાં ન ઉડાવતા દેવમંદિર, પાઠશાળા, સદાવ્રત, દવાખાના, નિરાશ્રીત ફંડ, ધર્મશાળા, કુવાઓ વગેરે લોકોપયોગી ધાર્મિક કાર્યો કરવામાં વાપરી દ્રવ્યની અને પોતાના મનુષ્યદેહની સફળતા કરી છે. તે સ્વર્ગસ્થ ધર્માત્માએ કુલ નવ લાખ રૂપિયાનો ધર્માદો કર્યો છે તેમાં આ મંદિર કે જેમાં બિરાજતા શ્રીલક્ષ્મીનારાયણ પ્રભુનો આજે પાટોત્સવ મનાવાય છે તેની પાછળ એક લાખ ખર્ચ્યો છે. એવા તેના પરોપકારી કાર્યોથી તેનો વાસ પ્રભુના ધામમાંજ થયો છે, પરંતુ આપણે કૃતજ્ઞબુદ્ધિથી તેમના અમર આત્માને સહસ્ત્રશઃ ધન્યવાદ આપી તેમની શુભ કારકીર્દિનું અનુકરણ કરવું જોઇએ. દાન

કરનાર તો કરી જાય છે પણ જો તેની પાછળ ટ્રસ્ટીઓ કે વ્યવસ્થાપકો પ્રમાણીક બુદ્ધિમાન્ તથા કાર્યકુશળ ન હોય તો તે કાર્ય જેવું જોઇએ તેવું દીપી નીકળતું નથી, પરંતુ આ મંદિર માટે પરમ સંતોષની વાત છે કે ટ્રસ્ટીઓ, મુખીઆજી તથા મહેતાજી ખંતીલા ઉત્સાહી અને પ્રભુભાવવાળા છે. મંદિર બાંધવામાં એક લાખ રૂપિયા વાપરતા જે તુટો રહ્યો તે તેના મુખીઆજી તથા ટ્રસ્ટીઓએ પ્રયાસ કરી પૂરો કરી દીધો છે અને સુંદર વ્યવસ્થા રાખી ભગવાનની ભાવપૂર્વક સેવા પૂજા કરે છે એ માટે તેઓને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછોજ છે.

સત્ય ત્રેતા અને દ્વાપર યુગમાં લોકો અદ્‌ભુત શક્તિવાળા હતા એટલે કઠિન તપ યોગ અને વેદવેદાંતનું પરિપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી પ્રભુ સાક્ષાત્કાર કરી શકતા, પરંતુ અત્યારે કળિમાં વિષય વિકારને આધીન થયેલા લોકોથી તેમ બનવું અશક્ય છે; માટેજ મહર્ષિ વેદવ્યાસ, નારદજી તથા અંગિરા વગેરે કહે છે કે ભક્તિ કરો; કારણકે ભક્તિ એ પ્રભુ સાક્ષાત્કારને માટે સર્વોત્તમ અને સરળ સાધન છે. શ્રવણ સ્મરણ કીર્તનાદિ નવ પ્રકારની ભક્તિમાંથી એક પછી એક સિદ્ધ કરતા છેવટ આત્મનિવેદનની સ્થિતિએ પહોંચતા પ્રભુ દર્શન થાય છે. આપણે પ્રવૃત્તિવાળા લોકોથી વધારે ન બને તો શૌચ સ્નાનથી શુદ્ધ થઈ આવા મંદિર હવેલીઓમાં પ્રભુ દર્શન કરી વધારે નહિ તો માત્ર કલાક અડધો કલાક કે પા કલાક પણ પ્રભુ સ્મરણ કીર્તન કરીએ તો સહેજે તરી શકીએ; માટે તમો સૌ હજાર કામ પડતા મૂકી પ્રાતઃકાળે શૌચ સ્નાનથી પરવારી પ્રભુ સેવા પૂજા દર્શન તથા સ્મરણ કીર્તન સત્સંગ નિત્ય નિયમિત એક કલાક કરી પછીજ વ્યવહારમાં જોડાશો એટલે તમારા અંતઃકરણમાં આનંદ રહેવા સાથે તમારા વ્યાવહારિક કાર્યો પણ સિદ્ધ થશે.

ધર્મપ્રેમી સજ્જનો ! આજકાલ આપણે બહુ ચેતી સંભાળીને ચાલવાનું છે. જો જરા પણ ક્યાંય ગફલતમાં મોહમાં કે લાલચમાં પડયા તો અધઃપાત થતા વિલંબ લાગે તેમ નથી. જેમ વેપાર તથા રાજનીતિમાં ઉસ્તાદ ઠગો રહેલા છે તેમ ધર્મના ઓઠા નીચે કેટલાક પાખંડીઓ આપણા ધન ધર્મ ઉભય હરવા નીકળી પડ્યા છે તેનાથી પણ સાવધ રહેજો. માત્ર સર્વ સામાન્ય હિંદુઓએજ સાવધ રહેવાનું છે એમ નથી પણ આચાર્ય મહારાજોએ, રાજાઓએ, શ્રીમંતોએ તથા શાસ્ત્રી પંડિતોએ પણ અત્યંત સાવધાન રહેવાનું છે. ધૂર્તો પ્રથમ સનાતન ધર્મની, સંગઠનની, ગીતાની, શ્રીકૃષ્ણની, બંસરીની, તુળસીની, ગંગાજીની વગેરે મીઠી મીઠી વાતો કરી આપણને લોભાવે છે અને પછી વાતાપિ રાક્ષસની જેમ પેટમાં પેસી પગ પહોળા કરી મૃત્યુ ઉપજાવવા જેવી અંત્યજ સ્પર્શની, મંદિર સુધારની, મુસલમાન ખ્રિસ્તીઓને બ્રાહ્મણ વાણિયા બનાવવારૂપી શુદ્ધિની, વર્ણસંકર ખાનપાનરૂપી સગંઠનની, વિધવાવિવાહની તથા નવા શાસ્ત્રો રચવાની વાતો કરે છે. પાંચ દિવસ પહેલા અમદાવાદમાંજ તેવો પ્રસંગ બન્યો હતો. શેઠ મંગળદાસ ગિરધરદાસને ત્યાં તેમના પુત્રના લગ્ન હતા તેથી તેને ત્યાં શ્રીનાથદ્વારાથી ટિકાયત ગોસ્વામી શ્રીદામોદરલાલજી બાવાસાહેબ પધારેલા હતા તેમ વિષ્ણુયાગ નિમિત્તે શાસ્ત્રી પંડિતો પણ આવેલા હતા. તકનો લાભ લઇ પંજાબ સનાતન ધર્મ પ્રતિનિધિ સભાવાળા પં. ગણેશદત્ત તથા જામનગરી હાથીભાઈ શાસ્ત્રી ટિકાયત મહારાજ પાસે વસંતરામ શાસ્ત્રીને મોખરે કરી પહોંચ્યા, અને મહારાજશ્રીને જેમ તેમ સમજાવી તેઓશ્રીના પ્રમુખપદે સનાતન ધર્મનું અધિવેશન શેઠ મંગળદાસના બંગલામાં ભરવાનું ઠરાવ્યું. ઠરાવ્યા પ્રમાણે તા. ૧૩–૨–૨૮ ને સોમવારની રાત્રે મોટી સભા–અધિવેશન ભરાયું તેમાં તેઓએ ચુસ્ત સનાતની બની સનાતન ધર્મનો મહિમા ગાઇ

શ્રીકૃષ્ણ ગીતા બંસરીની સ્તુતિ કરી લોકોને આકર્ષ્યા. શ્રીયુત પટવારીજીએ પોતાનો ?...લો ઠરાવ-તેઓની સનાતન ધર્મસભાની તથા હિંદુ યુનિવર્સિટીની શાખા અમદાવાદમાં ખોલવાનો મૂકયો અને તેને યેન કેન પ્રકારેણ જ્યાં ત્યાં ઘુસી આગળ આવવાની લોલુપતાવાળા વસંતરામ શાસ્ત્રીએ ટેકો આપ્યો એટલે ઠરાવ પસાર થવાની તૈયારી થઇ પણ કોઇ સનાતની આવા ભયંકર ઘાતક ઠરાવ સામે વિરોધ કરવા ઉભો થયો નહિ, એટલે અમે તુરતજ ઉભા થઇ પ્રમુખશ્રીને તથા એ વિરાટ સભામાંના ગૃહસ્થોને સંબોધીને કહ્યું કે આ ઠરાવ સામે મારો સખ્ત વિરોધ છે. તમે આ આગન્તુક ગૃહસ્થોને જાણતા નથી પણ હું જાણું છું. તેઓ માલવિયાના ચેલા છે અને અંત્યજ સ્પર્શ તથા શુદ્ધિ વગેરેના હિમાયતી છે. તમારી સમક્ષ તેઓ સનાતન ધર્મની વાતો કરે છે પણ તેઓ પ્રચ્છન્ન નાસ્તક છે. વિવિધ રમતો રમી જાણનાર મોટા ઉપાધ્યાય હાથીભાઇ માલવિયાના સનાતન ધર્મ ઉચ્છેદના હરેક કાર્યમાં સહાયક છે ને તેણે અંત્યજોના વાઇકોમના સત્યાગ્રહ અથવા દુરાગ્રહની હિલચાલને ખુલ્લંખુલ્લી રીતે મદદ આપી હતી. પં. ગણેશદત્તનો પણ મને હરિદ્વારમાં ખુબ પરિચય ગયા કુંભમેળા વખતે થયો હતો અને મારે તેઓ સાથે તેઓની ધર્મ વિરૂદ્ધ અંત્યજ સ્પર્શ વગેરેની પ્રવૃત્તિ માટે ઘણો વિવાદ પણ થયો હતો. હિંદુ યુનિવર્સિટી પં. માલવિયાની છે અને તેમાં તેણે ઢેઢને દાખલ કરવાનો તથા બ્રાહ્મણને બદલે ગમે તેને અધ્યાપક નિમવાનો ઠરાવ કરેલો છે, એટલુંજ નહિ પણ એજ માલવિયા અને ગાંધીએ જરમન સ્ત્રી સ્લેડનને પ્રપંચ કરી કાશી વિશ્વનાથના મંદિરમાં દાખલ કરી મંદિર ભ્રષ્ટ કર્યું હતું અને અત્યારે હિંદુઓના પરમ પૂજ્ય ગ્રંથ-મનુસ્મૃતિ બાળવાની જે અધમ પ્રવૃત્તિ થઇ રહી છે તે પણ તેઓ-

નાજ પાપે-અંત્યજોને અતિશય બ્હેકાવવાથીજ થઇ છે; માટે સજ્જનો! એવા પાખંડીઓથી ચેતો, અને સાવધ રહી અન્ય હિંદુઓને રાખો. સનાતન ધર્મ સભા અને સનાતન ધર્મ હાઇસ્કુલ માત્ર એક અમદાવાદમાંજ નહિ પણ ગુજરાતના પ્રત્યેક શહેર અને ગામડામાં ખોલાય એને મારી પૂર્ણ સંમતિ છે પણ સ્વતંત્ર રીતે ખોલો, તે ધૂર્તોની શાખા તરીકે નહિ. વ્યાખ્યાનની અસરથી લોકો ચેત્યા અને ઠરાવ તેઓની ઇચ્છા પ્રમાણે પાસ ન થતા મારા કહેવા પ્રમાણે મંજુર થયો. જો તેઓનો ઠરાવ પસાર થયો હતે તો ગુજરાતને તથા તે સભામાં અગ્રભાગ લેનારાઓને લાંછન લાગત અને તેઓ મદોન્મત્ત બની પોતાના દળબળ સાથે અહીં આવી આ પ્રાંત કે જે અનેક જહેમતે પ્રભુની કૃપાથી અદ્યાપિપર્યંત પવિત્ર રહેવા પામ્યો છે તેને ભ્રષ્ટ કરી ધર્મ અને ધન ઉભય હરત. તાત્પર્ય કે તમો સાવધાન બની પ્રભુભક્તિ સાથે આચાર્યો તથા શાસ્ત્રી પંડિતોનો સત્સંગ કરી મહાભારત રામાયણ ભાગવત ગીતાજી તથા મનુસ્મૃતિ વાંચી મનન કરી સનાતન ધર્મના સિદ્ધાંત જાણી લેશો તો તમોને કોઈ સ્વધર્મથી ડગાવી શકશે નહિ.

---

## વર્તમાન પત્રોની કુટિલ નીતિ.

---

લોકોનું સારા માઠું જીવન ઘડવામાં અને દેશના હક્ક સંરક્ષવા કે ડુબાડવામાં આજકાલ વર્તમાન પત્રો-છાપાઓ મુખ્ય સાધન થઇ પડયા છે. જો વર્તમાન પત્રના અધિપતિ વિદ્વતા અને અનુભવ પૂર્વક નિરપેક્ષ વૃત્તિથી નિડરપણે લોકોના તથા દેશના હિતનું લખાણ કરે તો લોકો અને દેશ ઉભયનો ઉદ્ધાર થઇ શકે છે, પરંતુ વિદ્વતા

કે અનુભવ વિના કેવળ સ્વાર્થ અને દૂષબુદ્ધિથી પ્રેરાઈને મનમાં તરંગ આવે તેમ લખાણ કરી ફેંકોલોજી ચલાવે તો લોકોનો તથા દેશનો વિનાશ અવશ્યંભાવી છે.

યુરોપમાં છાપાનો એડિટર—તંત્રી થવા અગાઉ અવશ્યક શિક્ષણ સંપાદન કરે છે પરંતુ હિંદુસ્થાનમાં તેમ નથી. અહીં હિંદમાં તો ઘણાખરા લેભાગુ પેટભરા પાખંડી બીજો કોઈ ધંધો ન મળવાને કારણે છાપાનો-વર્તમાન પત્રનો ધંધો લઈ બેસે છે અને મહા અનર્થ મચાવે છે. લો. તિલક, મોતીલાલ ઘોષ અને કસ્તુરીરંગા આયંગરે સાહિત્ય તથા દેશનું ઊંડું નિરીક્ષણ કરીને પોતપોતાના પત્રો—કેસરી, અમૃત બજાર પત્રિકા અને હિંદુ અનુક્રમે ચલાવેલા એટલે તેઓ યશ અને આશીર્વાદ પ્રાપ્ત કરી ગયા હતા પરંતુ હમણાના પત્રકારોમાં અમુક અપવાદ સિવાય પ્રાયઃ સેંકડે પંચાણુ ટકા પત્રકારોમાં પત્રકાર તરીકેની યોગ્યતાનો સંપૂર્ણ અભાવ છે એમ કહીશું તો તેમાં લેશપણ અતિશયોક્તિનો દોષ આવે તેમ નથી.

મુંબઈમાં "ગુજરાતી," અમદાવાદમાં "ગુજરાતી પંચ" અને "ધર્મ મંગલા," કલકત્તામાં "હિંદી બંગવાસી" સિંધ શિકારપુરમાં "સિંધુ સમાચાર" અને અમરોધામાં "હિંદુ" પત્ર પ્રકટ થાય છે તેના સંપાદકો ધર્મનિષ્ટ દેશહિતેચ્છુ ઠરેલ વિદ્વાન્ હોઈ વિચારપૂર્વક લખાણ કરી લોકોને પોતાના ખરા હિતનો યથાર્થ માર્ગ બતાવે છે પરંતુ તેઓ તેત્રીશ કરોડની પ્રજામાં લોટમાંના કાંકરા સમાન પણ ગણાય નહિ જ્યારે ટાઈમ્સ ઑફ ઇન્ડિયા, ક્રોનીકલ, મુંબઈ સમાચાર, હેરલ્ડ, સાંજવર્તમાન, ડેઈલીમેલ, હિંદુસ્થાન, નવજીવન, સૌરાષ્ટ્ર, પાયોનીઅર, સ્ટેટસમેન, પ્રજાબંધુ, સર્વન્ટ વિગેરે પત્રો વિધર્મીઓ, વિદેશીઓ, નાસ્તિકો કે સ્વાર્થી દ્વેષી વૃત્તિની

વ્યક્તિઓદ્વારા કાંડીઓની માફક ઉભરાતા હોઇ હિંદુઓનું તથા હિંદુસ્થાનનું અનહદ નુકશાન કરે છે. અમારૂં માનવું છે કે જેટલા રાજસત્તાએ લોકોને નિર્બળ કંગાલ અધર્મી બનાવ્યો છે તેનાથી વિશેષ ઉક્ત પત્રો તથા પત્રકારોએ બનાવ્યા છે. દિન ઉગ્યે અને આથમ્યે એ વિધર્મી વિજાતિ અને નાસ્તિક બુદ્ધિના પત્રકારો હિંદુ જાતિને છેદવામાં તથા સનાતન ધર્મને રસાતાળ પહોંચાડવામાં પોતાના પત્રોનો—છાપાઓનો ઉપયોગ કરે છે. પોતાના જીવનનું કોઇ ધ્યેય ન હોય અને પોતામાં બધા દુર્ગુણો પૂરા હોય છતાં તે દોઢડાહ્યા પત્રકારો હિંદુ ધર્મની રીતિનીતિમાં ફેરફાર કરવા કરાવવા મથ્યાજ કરે છે. પોતે પરધર્મના પરજાતિના કે હિંદુ ધર્મશાસ્ત્રોમાં માનનારા ન હોવા છતાં નિરંતર હિંદુજાતિના તથા સનાતન ધર્મના દોષો બતાવી કાચી બુદ્ધિના અજ્ઞાની લોકોને ભંભેરી સ્વધર્મથી ચલિત અને બંડખોર બનાવવાનો ધંધો લઇ બેઠા છે, તોપણ તેઓની કુટિલ નીતિથી હિંદુઓ ચેતતા નથી એ કેટલા દુર્ભાગ્યની વાત છે ?

હિંદુઓ યદિ પોતાનું શ્રેય ઇચ્છતા હોય, હિંદુઓ યદિ પોતાના દેશ જાતિ તથા ધર્મની ઉન્નતિ ચાહતા હોય તો તેઓએ ઉપર્નિર્દિષ્ટ છાપાઓ-પત્રોનું વાંચન તથા ગ્રાહક થઇ કે જાહેર ખબર દેઈ ઉત્તેજન આપવાનું તત્કાળ બંધ કરવું જોઇએ અને "ગુજરાતી" વગેરે જેવા સ્વજાતીય સ્વધર્મીય સ્વદેશીય પત્રોને હરેક પ્રકારની સહાય આપવી જોઇએ. હિંદુસ્થાનમાં ચોવીશ કરોડ હિંદુઓ છે તે થકીજ તમામ નાસ્તિક વિધર્મી વિદેશી પત્રો-છાપાઓ નભે છે અને બદલામાં તેઓ આપણાજ જાતિ ધર્મ તથા દેશનો ઉચ્છેદ કરે કરાવે છે માટે એવું અયોગ્ય ઉત્તેજન આપવું એ હિંદુઓની મહા મૂર્ખતા છે—અત્યંત અવિચારી પણું છે. હિંદુઓને અને ખાસ કરી શ્રીમંત, વિદ્વાન કે

સત્તાધારી હિંદુઓએ પોતાના દૈનિક પત્રો–છાપાંઓ ન કાઢવા કે કઢાવવા તેમજ "સ્વધર્મ સ્વરાજ્ય" પત્ર જેવાને સહાયના અભાવે બંધ થવાની ફરજ પડી તે માટે શરમાવું ઘટે છે. હજુ પણ મોડું થયું નથી, જો સારી રકમ જૂદી કાઢી, પોતાની અથવા ધર્મનિષ્ઠ વિદ્વાન્ સજ્જનોની દેખરેખ હેઠળ મુંબઇ તેમજ કાઠિયાવાડ ગુજરાત દિલ્હી કલકત્તા મદ્રાસમાં હિંદુ સનાતન ધર્મના દૈનિક અઠવાડિક પત્રો કઢાવાય તો પરમ હિત છે.

---

## દિનચર્યા અથવા નિત્ય નિયમ.

દુનિયામાં પૈસો ખર્ચતા સર્વ મળી શકે છે પણ માતાપિતા કે સમય નથી મળી શકતો. સમય અમૂલ્ય છે, જો સમજીને તેનો સારો ઉપયોગ કરી શકીએ તો હરેક ઇચ્છીત કાર્ય પાર પડે છે. આપણા દેશમાં ઘણા મનુષ્યો કહે છે કે અમે અમુક કામ કરવા માગીએ છીએ પણ અમને સમય–અવકાશ નથી; પરંતુ તે માત્ર તેઓનો વગર સમજ્યો બચાવ છે, ખરી રીતે તો તે આળસમાં, નિરર્થક વાતચીત કે સીનેમા નાટક જોઇ ગંજીપે રમી ગપ્પા મારવામાં, અનિયમિત વ્યવહાર કરવામાં પોતાનો ઘણોખરો સમય વીતાડી દે છે જે મનુષ્યને જીવીને જીવન કૃતકૃત્ય કરવું છે તેણે ઢંગધડા વગરના વ્યવહારમાં અથવા તો આળસ પ્રમાદ કે વૃથા વાતચીતમાં સમય પસાર ન કરતા પોતાનો કાર્યક્રમ મુકરર કરી તદનુસાર જીવન ગાળવું જોઇએ, જેથી સમયના સદુપયોગ સાથે પોતાના સર્વ ઇપ્સિત હેતુ સફળ થઈ શકે. કાર્યક્રમ અથવા દિનચર્યા નીચેના ક્રમે કે પછી તેમાં ફેરફાર કરીને પોતાને માફક આવતી રીતે રાખવી જોઇએઃ—

પ્રાતઃકાળ ૫ વાગે પથારીમાંથી ઉઠવું, ઉઠીને પાંચ મિનિટ પ્રભુસ્મરણ કરવું.

„ ૫ થી ૬ શૌચ જવું, દાતણ કરવું અને સ્નાનથી પરવારવું.

„ ૬ થી ૭ સંધ્યાવંદન-સેવાપૂજા.

„ ૭ થી ૮ ગીતા, રામાયણ, મહાભારત, મનુસ્મૃતિ કે ઉપનિષદનું વાંચન.

„ ૮ થી ૯ાા દેવદર્શન, શાકપાન કે ઘરની ચીજ વસ્તુ લાવવી.

„ ૯ાાથી૧૦ાા ભોજન.

બપોરના ૧૦ાાથીપાા દુકાન પેઢી કે ઓફીસનું કામકાજ.

સાંજના પાા થી ૬ાા ખુલ્લી શુદ્ધ હવામાં પગે ચાલીને ફરવું.

„ ૬ાા થી ૭ાા સાયં સ્નાન સંધ્યા.

„ ૭ાા થી ૮ વાળુ.

રાત્રિના ૮ થી ૯ શ્રીમદ્ ભાગવતનું વાંચન, ભગવતચર્ચા કે કીર્તન સંગીત સાથે સ્નેહી સંબંધીઓને એકત્ર કરી કરવા.

„ ૯ થી ૧૦ાા વાંચન, લેખન કે અતિથિ મિત્ર સાથે સમાગમ વાર્તાલાપ વગેરે.

„ ૧૦ાા થી ૫ શયન.

આ પ્રમાણે દૈનિક જીવન ગુજારવું જોઇએ તેમાં પણ નીચેની બાબત વિશે તો ખાસ લક્ષ આપવું ઘટેઃ—

૧ એકાદશી જન્માષ્ટમી રામનવમી વગેરે વ્રત કરવા.

૨ અધિક-પુરૂષોત્તમ માસ આખાના એકટાણા કરવા.

૩ એકાદશી જેવા વ્રત ઉપવાસના દિવસે કે એકટાણું કરતા ફરાળ કરવું નહિ.

૪ ફરાળની અતિ જરૂર પડે તો બપોર વીત્યા પછી થોડું દૂધ પીવું.
૫ જમતી વખતે બહારના કપડા બદલી, હાથ પગ ધોઇ કોગળા કરી જમવા બેસવું.
૬ જમતી વખતે બહુ બોલ બોલ કરવું નહિ.
૭ બને તો હમેશાં એકાંતમાં બેસી જમવું.
૮ જે જમવું તે ખુબ ચાવી ચાવીને જમવું પણ વધારે કદી જમવું નહિ.
૯ ચટણી તેલ મસાલો કે અથાણાનો ઉપયોગ બને તો કરવો નહિ પણ તેમ ન ચાલે તો થોડા પ્રમાણમાં કરવો.
૧૦ વૃદ્ધ માતા પિતા છોકરાવ તથા અતિથિને જમાડીને જમવું.
૧૧ જમતા પહેલા ગાય તથા કુતરાનો ભાગ કાઢી અગ્નિદેવને ઘીથી તૃપ્ત કરવા.
૧૨ નાટક સીનેમા જોવા નહિ, છતાં કદાચ જોવા ઇચ્છા થાય તો ધાર્મિક હોય તોજ જોવા.
૧૩ જુગાર રમવો નહિ, તેમ સટો રેઇસ પણ ખેલવા નહિ.
૧૪ બીડી સોપારી પાન ચા વગેરેના વ્યસન રાખવા નહિ. મુખવાસ માટે જરૂર પડે તો એલચી લવીંગ કે વરીઆળી લેવી.
૧૫ પરદેશી કપડા, પરદેશી ખાંડ સાકર અને પરદેશી દવા કદી વાપરવી નહિ.
૧૬ કપાળે તિલક, માથે ચોટલી અને ડોકમાં યજ્ઞોપવીત હિંદુ ( બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ) દ્વિજ કહેવરાવનારે સર્વદા ધારણ કરી રાખવા.
૧૭ સોડા લેમન જીંજર અને હોટલનું ખાણું પીણું ભ્રષ્ટ–પતિત કરનારૂં છે માટે તેથી અળગા રહેવું.
૧૮ કાકર ચોટી અથવા બાબરી કદી રખાવવી નહિ.

૧૯ અને તો પોતા સાથે નહિતર ઘરમાં તો જરૂર કાંઇને કાંઇ હથિયાર રાખવું.

૨૦ આવક કરતા ખર્ચ વધારે ન રાખવું પણ હંમેશાં ઓછું કરવું.

૨૧ દેવું તેમ ઉધારી ધંધો કરવો નહિ.

૨૨ પાત્ર જોઇને સુપાત્રેજ દાન કરવું તથા કુટુંબ, ગામ, જ્ઞાતિ, ધર્મ અને દેશની વિહિત માર્ગે બનતી સેવા કરવી.

૨૩ સ્થિતિ તથા આવકના પ્રમાણમાં ઘરબાર મકાન ચીજ વસ્તુ ઘરેણું ખરીદી રાખવા.

૨૪ ઉત્તમ ગ્રંથો તથા ઉંચી લાયકાતવાળા મિત્રોનો સંગ્રહ નિત્ય વધારતા જવું.

૨૫ મન વાણી ને કર્મથી બ્રહ્મચર્યની રક્ષા કરી રસરત નિત્ય કરતા રહેવું.

## પ્રાતઃકાલે ગાવા લાયક ભજનો તથા વિષ્ણુ સહસ્ત્રનામ.

## પ્રાતઃસ્મરણ.

હરિ હરિ રટણ કર કઠણ કળિકાળમાં, દામ બેસે નહિ કામ સરશે,
ભક્ત આધીન છે સ્યામ સુંદર સદા, તે તારા કાર્ય સિદ્ધ કરશે.
અલ્પ સુખ સારૂં શું મૂઢ ફુલ્યો ફરે, શિશપર કાલ રહ્યો દાંત કરડે,
પામર પલકની ખબર તુંજને નહિ, મૂઢ શું મૂછ મરડે.
પ્રૌઢ પાપે કરી બુદ્ધિ પાછી ફરી પરહરી થડ શું ડાળે વળગ્યો,
પ્રપંચ પરહરો સાર હૃદયે ધરો, ઉચ્ચરો હરિ મુખે અવિચળ વાણી.
ઇશને ઇર્ષા છે નહિ જીવપર, આપણા અવગુણે રહ્યો અળગો હારી,
નરસૈયા હરિ તણી ભક્તિ ભૂલીશમાં, ભક્તિ વિના બીજું ધૂળધાણી.

## ભજ મન રામચરણ સુખદાઈ.

ભજ મન રામચરણ સુખદાઇ, જીહી ચરણનસે નિકસી,
સુરસરી શંકર જટાસમાઈ;
જટા શંકરી નામ પર્યો હૈ, ત્રિભુવન તારન આઇ—ભજ૦
જીહી ચરણનકી ચરણ પાદુકા, ભરત રહ્યો લવલાઇ;
સોઇ ચરણ કેવટ ધોય લીને, તવ હરિ નાવ ચલાઇ—ભજ૦
સોઇ ચરણ સંતન જન સેવત, સદા રહત સુખદાઇ;
સોઈ ચરણ ગોતમ ઋષિ નારી, પરશ પરમ પદપાઇ—ભજ૦
દંડક વન પ્રભુ પાવન કીનો, ઋષિયન ત્રાસ મિટાઇ;
સોઇ પ્રભુ ત્રિલોક કે સ્વામી, કનક મૃગા સંગ ધાઈ—ભજ૦
કાપ સુગ્રિવ બંધુ ભય વ્યાકુલ, તિન જય છત્ર ફિરાઈ;
રિપુકો અનુજ વિભીષણ નિશિચર, પરશત લંકા પાઈ—ભજ૦
શિવ સનકાદિક અરૂ બ્રહ્માદિક, શેષ સહસ્ત્ર મુખ ગાઈ;
તુળસીદાસ મારૂત સુતકી પ્રભુ, નિજ મુખ કરત બડાઇ—ભજ૦

## અંતિમ ઇચ્છા.

ઇતિના તું કરના સ્વામી,
જબ પ્રાણ તનસે નિકલે
ગોવિંદ નામ લેકર,
ફીર પ્રાણ તનસે નિકલે.
શ્રી ગંગાજીકા તટ હો,

યા યમુનાજીકા બટ હો;
મેરે સાંવરા નિકટ હો. જબ૦
શ્રી વૃંદાવનકા સ્થલ હો,
મેરે મુખમે તુલસીદલ હો;
વિષ્ણુ ચરણકા જલ હો. જબ૦
સન્મુખ સાંવરા ખડા હો,
બંસીકા સ્વર ભરા હો;
તીરછા ચરણ ધરા હો. જબ૦
શીર સોહના મુગટ હો,
મુખડેમે કાલી લટ હો;
યહી ધ્યાન મેરે ઘટ હો. જબ૦
જબ કંઠ પ્રાણ આવે,
કોઇ રોગ ન સતાવે;
યમ દર્શ ન દીખાવે. જબ૦
મેરા પ્રાણ નિકલે સુખસે,
તેરા નામ નિકલે મુખસે;
બચ જાઉં ઘોર દુઃખસે. જબ૦
ઉસ વક્ત જલ્દી આના,
નહિ શ્યામ ભૂલ જાના;
બંસીકી ધુન સુનાના. જબ૦
યહ નેકસા અરજ હૈ,
માનો તો કયા હરજ હૈ;
કુછ આપકા ફરજ હૈ. જબ૦



# શ્રી કૃષ્ણલીલા.

પ્રીત કી રીત ન જાને સખી વનો નંદકો બાલક સાંવરિયા.
જમુના તટ જાય કે ગૈયા ચરાય બજાય કે બંસરિ ગાવત હૈ;
સખિયા સંગ કેલિ કલોલ કરે દધિ લૂટત ખેલત ગાગરિયા.
સંગ લેકર ગ્વાલન બાલ ઘને મગ રોકત હૈ વ્રજ નારિન કો,
તનસે ચુનરી પટકો ઝટકે સિરસે પટકે જલ ગાગરિયા.
વિન્દાવન કે વન કુંજન મેં મિલ ગોપિન કે સંગ રાસ કરૈ,
પગ નૂપુરકી ધુન વાજ રહી નિત નાચત હૈ નટ નાગરિયા.
નિજ ભક્તન કે હિતકર પ્રભુ વ્રજ મંડળ બીચ વિહાર કરૈ,
બ્રહ્મા ન રૂપ કો જાન સકે બહુ બાત બનાવત બાવરિયા.

# શ્રી બદ્રીશ પંચરત્ન સ્તુતિ.

પવન મન્દ સુગંધ શીતલ હેમ મંદિર શોભિતમ્,
નિકટ ગંગા વહત નિર્મલ શ્રી બદ્રીનાથ વિશ્વંભરમ્.
શેષ સુમિરત કરત નિશદિન ધરત ધ્યાન મહેશ્વરમ્,
શ્રી વેદ બ્રહ્મા કરત સ્તુતિ શ્રી બદ્રીનાથ વિશ્વંભરમ્.
ઇંદ્ર ચંદ્ર કુબેર ધ્વનિકર ધૂપ દીપ પ્રકાશિતમ્,
સિદ્ધ મુનિજન કરત જય જય શ્રી બદ્રીનાથ વિશ્વંભરમ્.
શક્તિ ગૌરી ગણેશ શારદ નારદ મુનિ ઉચ્ચારણમ્,
યોગ ધ્યાનિ અપાર લીલા શ્રી બદ્રીનાથ વિશ્વંભરમ્.

યક્ષ કિન્નર કરત કૌતુક જ્ઞાન ગંધર્વ પ્રકાશિતમ્,
શ્રી લક્ષ્મી કમલા ચંવર ડોલે શ્રી બદ્રીનાથ વિશ્વંભરમ્.
કૈલાસમેં એક દેવ નિરંજન શૈલ શિખર મહેશ્વરમ્,
રાજા યુધિષ્ઠિર કરત સ્તુતિ શ્રી બદ્રીનાથ વિશ્વંભરમ્.
શ્રી બદ્રીનાથજીકે પંચરત્ન પઢત પાપ વિનાશનમ્,
કોટિ તીર્થ ભયો પુણ્યં પ્રાપ્યતે ફલ દાયકમ્.

# નાથ કૈસે ગજકો બંધ છુડાયો.

નાથ કૈસે ગજકો બંધ છુડાયો, યહી અચરજ મોહિ આયો. નાથ૦
ગજ ઔર ગ્રાહ લડત જલ ભીતર, લડત લડત ગજ હાર્યો;
જબ ભર સુંડ રહી જલ ઉપર, તબ હરિ નામ પુકાર્યો. નાથ૦
શબરીકે બેર સુદામાકે તાંદુલ, રૂચિ રૂચિ ભોગ લગાયો;
દુર્યોધનકા મેવા ત્યાગો, સાગ વિદુર ઘર ખાયો. નાથ૦
પેઠ પાતાલ કાલિનાગ નાથ્યો, ફેણુપર નૃત્ય કરાયો;
ખંભ ફોડ હિરણાકુસ માર્યો, દાવાનલ પાન કરાયો. નાથ૦
અજામીલ ગજ ગણિકા તારી, દ્રુપદીકો ચીર પુરાયો;
પયપાન કરત પૂતના મારી, કુબ્જાકો રૂપ બનાયો. નાથ૦
કૌરવ પાંડવકો યુદ્ધ રચાયો, કૌરવકો માર હટાયો;
દુર્યોધનકો માન હટાયો, મોહે ભરોસો આયો. નાથ૦
સબ સખિયન મલિ કંગન બાંધ્યો, રેશમ ગાંઠ બંધાયો;
છૂટે નહી રાધાજીકો કંગન, કૈસે ગોવર્ધન ઉઠાયો. નાથ૦
જોગી જાકો ધ્યાન ધરત હૈ, ધ્યાન ધરત નહિ આયો;
સૂરદાસ પ્રભુ તિહારે મિલનકો, જસોદાકી ધેનુ ચરાયો. નાથ૦

## શ્રીમન્ નારાયણ.

---

શ્રીમન્નારાયણ, નારાયણ નારાયણ (૨)
લક્ષ્મીનારાયણ નારાયણ નારાયણ (૨)
નારાયણ નારાયણ નારાયણ (૨)
જપો અખંડ જીભે પારાયણ (૨)—શ્રીમન્નારાયણ.

શિવ સનકાદિક આદિ બ્રહ્માદિક (૨)
સુમીર સુમીર ભયા પારાયણ (૨)—શ્રીમન્નારાયણ.

ચારે વેદ પુરાણ અષ્ટાદશ (૨)
વેદ વ્યાસજીકા પારાયણ (૨)—શ્રીમન્નારાયણ.

વિષ્ણુ પુરાણ ભાગવત ગીતા (૨)
વાલ્મીકજીકી રામાયણ (૨)—શ્રીમન્નારાયણ.

જો નારાયણ નામ લેત હૈં (૨)
પાપ હોત સબ નારાયણ (૨)—શ્રીમન્નારાયણ.

જો કોઇ ભક્તિ કરે માધવકી (૨)
માતપિતા કુલ તારાયણ (૨)—શ્રીમન્નારાયણ.

માધવદાસ આશ રઘુવરકી (૨)
ભવસાગર ભયે પારાયણ (૨)—શ્રીમન્નારાયણ.



# વિષ્ણુ સહસ્ર નામ.

## ધ્યાનવિધિ.

શાન્તાકારં ભુજગશયનં પદ્મનાભં સુરેશમ્ ।
વિશ્વાધારં ગગનસદૃશં મેઘવર્ણં શુભાંગમ્ ॥
લક્ષ્મીકાન્તં કમલનયનં યોગિભિર્ધ્યાનગમ્યમ્ ।
વન્દે વિષ્ણું ભવભયહરં સર્વલોકૈકનાથમ્ ॥
ૐ વિશ્વં વિષ્ણુર્વષટ્કારો ભૂતભવ્યભવત્પ્રભુઃ ।
ભૂતકૃદ્ભૂતભૃદ્ભાવો ભૂતાત્મા ભૂતભાવનઃ ॥ ૧
પૂતાત્મા પરમાત્મા ચ મુક્તાનાં પરમા ગતિઃ ।
અવ્યયઃ પુરુષઃ સાક્ષી ક્ષેત્રજ્ઞોઽક્ષર એવ ચ ॥ ૨
યોગો યોગવિદાં નેતા પ્રધાનપુરુષેશ્વરઃ ।
નારસિંહવપુઃ શ્રીમાન્ કેશવઃ પુરુષોત્તમઃ ॥ ૩
સર્વઃ શર્વઃ શિવઃ સ્થાણુર્ભૂતાદિર્નિધિરવ્યયઃ ।
સમ્ભવો ભાવનો ભર્તા પ્રભવઃ પ્રભુરીશ્વરઃ ॥ ૪
સ્વયમ્ભૂઃ શમ્ભુરાદિત્યઃ પુષ્કરાક્ષો મહાસ્વનઃ ।
અનાદિનિધનો ધાતા વિધાતા ધાતુરુત્તમઃ ॥ ૫
અપ્રમેયો હૃષીકેશઃ પદ્મનાભોઽમરપ્રભુઃ ।
વિશ્વકર્મા મનુસ્ત્વષ્ટા સ્થવિષ્ઠઃ સ્થવિરો ધ્રુવઃ ॥ ૬
અગ્રાહ્યઃ શાશ્વતઃ કૃષ્ણો લોહિતાક્ષઃ પ્રતર્દનઃ ।
પ્રભૂતસ્ત્રિકકુબ્ધામ પવિત્રં મંગલં પરમ્ ॥ ૭

ઇશાનઃ પ્રાણદઃ પ્રાણો જ્યેષ્ઠઃ શ્રેષ્ઠઃ પ્રજાપતિઃ ।
હિરણ્યગર્ભો ભૂગર્ભો માધવો મધુસૂદનઃ ॥ ૮
ઇશ્વરો વિક્રમી ધન્વી મેધાવી વિક્રમઃ ક્રમઃ ।
અનુત્તમો દુરાધર્ષઃ કૃતજ્ઞઃ કૃતિરાત્મવાન્ ॥ ૯
સુરેશઃ શરણં શર્મ વિશ્વરેતાઃ પ્રજાભવઃ ।
અહઃ સંવત્સરો વ્યાલઃ પ્રત્યયઃ સર્વદર્શનઃ ॥ ૧૦
અજઃ સર્વેશ્વરઃ સિદ્ધઃ સિદ્ધિઃ સર્વાદિરચ્યુતઃ ।
વૃષાકપિરમેયાત્મા સર્વયોગવિનિઃસૃતઃ ॥ ૧૧
વસુર્વસુમના સત્યઃ સમાત્માઽસમ્મિતઃ સમઃ ।
અમોઘઃ પુણ્ડરીકાક્ષો વૃષકર્મા વૃષાકૃતિઃ ॥ ૧૨
રુદ્રો બહુશિરા બભ્રુર્વિશ્વયોનિઃ શુચિશ્રવાઃ ।
અમૃતઃ શાશ્વતઃ સ્થાણુર્વરારોહો મહાતપાઃ ॥ ૧૩
સર્વગઃ સર્વવિદ્ભાનુર્વિષ્વક્સેનો જનાર્દનઃ ।
વેદો વેદવિદવ્યઙ્ગો વેદાઙ્ગો વેદવિત્કવિઃ ॥ ૧૪
લોકાધ્યક્ષઃ સુરાધ્યક્ષો ધર્માધ્યક્ષઃ કૃતાકૃતઃ ।
ચતુરાત્મા ચતુર્વ્યૂહશ્ચતુર્દંષ્ટ્રશ્ચતુર્ભુજઃ ॥ ૧૫
ભ્રાજિષ્ણુર્ભોજનં ભોક્તા સહિષ્ણુર્જગદાદિજઃ ।
અનઘો વિજયો જેતા વિશ્વયોનિઃ પુનર્વસુઃ ॥ ૧૬
ઉપેન્દ્રો વામનઃ પ્રાંશુરમોઘઃ શુચિરૂર્જિતઃ ।
અતીન્દ્રઃ સંગ્રહઃ સર્ગો ધૃતાત્મા નિયમો યમઃ ॥ ૧૭
વેદ્યો વૈદ્યઃ સદાયોગી વીરહા માધવો મધુઃ ।
અતીન્દ્રિયો મહામાયો મહોત્સાહો મહાબલઃ ૧૮

મહાબુદ્ધિર્મહાવીર્યો મહાશક્તિર્મહાદ્યુતિ: ।
અનિર્દેશ્યવપુ: શ્રીમાનમેયાત્મા મહાદ્રિધૃક્ ॥ ૧૯
મહેષ્વાસો મહીભર્તા શ્રીનિવાસ: સતાંગતિ: ।
અનિરુદ્ધ: સુરાનંદો ગોવિંદો ગોવિદાંપતિ: ॥ ૨૦
મરીચિર્દમનો હંસ: સુપર્ણો ભુજગોત્તમ: ।
હિરણ્યનાભ: સુતપા: પદ્મનાભ: પ્રજાપતિ: ॥ ૨૧
અમૃત્યુ: સર્વદૃક સિંહ: સંધાતા સંધિમાન્ સ્થિર: ।
અજો દુર્મર્ષણ: શાસ્તા વિશ્રતાત્મા સુરારિહા: ॥ ૨૨
ગુરુર્ગુરુતમો ધામ સત્ય: સત્યપરાક્રમ: ।
નિમિષોઽનિમિષ: સ્રગ્વી વાચસ્પતિરુદારધી: ॥ ૨૩
અગ્રણીર્ગ્રામણી: શ્રીમાન્ ન્યાયો નેતા સમીરણ: ।
સહસ્રમૂધા વિશ્વાત્મા સહસ્રાક્ષ: સહસ્રપાત્ ॥ ૨૪
આવર્તનો નિવૃત્તાત્મા સંવૃત: સંપ્રમર્દન: ।
અહ: સંવર્તકો વહ્નિરનિલો ધરણીધર: ॥ ૨૫
સુપ્રસાદ: પ્રસન્નાત્મા વિશ્વધૃગ્વિશ્વભુગ્વિભુ: ।
સત્કર્તા સત્કૃત: સાધુર્જહ્નુર્નારાયણો નર: ॥ ૨૬
અસંખ્યેયોઽપ્રમેયાત્મા વિશિષ્ટ: શિષ્ટકૃચ્છુચિ: ।
સિદ્ધાર્થ: સિદ્ધસંકલ્પ: સિદ્ધિદ: સિદ્ધિસાધન: ॥ ૨૭
વૃષાહી વૃષભો વિષ્ણુર્વૃષપર્વા વૃષોદર: ।
વર્ધનો વર્ધમાનશ્ચ વિવિક્ત: શ્રુતિસાગર: ॥ ૨૮
સુભુજો દુર્ધરો વાગ્ગ્મી મહેંદ્રો વસુદો વસુ: ।
નૈકરૂપો બૃહદ્રૂપ: શિપિવિષ્ટ: પ્રકાશન: ॥ ૨૯
ઓજસ્તેજોદ્યુતિધર: પ્રકાશાત્મા પ્રતાપન: ।

ઋદ્ધઃ સ્પષ્ટાક્ષરો મંત્રશ્ચંદ્રાંશુર્ભાસ્કરદ્યુતિઃ ॥ ૩૦
અમૃતાંશૂદ્ભવો ભાનુઃ શશબિંદુઃ સુરેશ્વરઃ ॥
ઔષધં જગતઃસેતુઃ સત્યધર્મપરાક્રમઃ ॥ ૩૧
ભૂતભવ્યભવન્નાથઃ પવનઃ પાવનોઽનલઃ ।
કામહા કામકૃત્કાંતઃ કામઃ કામપ્રદઃ પ્રભુઃ ॥ ૩૨
યુગાદિકૃદ્યુગાવર્તો નૈકમાયો મહાશનઃ ।
અદૃશ્યોઽવ્યક્તરૂપશ્ચ સહસ્રજિદનંતજિત્ ॥ ૩૩
ઇષ્ટોઽવિશિષ્ટઃ શિષ્ટેષ્ટઃ શિખંડી નહુષો વૃષઃ ।
ક્રોધહા ક્રોધકૃત્કર્તા વિશ્વબાહુર્મહીધરઃ ॥ ૩૪
અચ્યુતઃ પ્રથિતઃ પ્રાણઃ પ્રાણદો વાસવાનુજઃ ।
અપાંનિધિરધિષ્ઠાનમપ્રમત્તઃ પ્રતિષ્ઠિતઃ ॥ ૩૫
સ્કંદઃ સ્કંદધરો ધુર્યો વરદો વાયુવાહનઃ ।
વાસુદેવો બૃહદ્ભાનુરાદિદેવઃ પુરંદરઃ ॥ ૩૬
અશોકસ્તારણસ્તારઃ શૂરઃ શૌરિર્જનેશ્વરઃ ।
અનુકૂલઃ શતાવર્તઃ પદ્મી પદ્મનિભેક્ષણઃ ॥ ૩૭
પદ્મનાભોઽરવિંદાક્ષઃ પદ્મગર્ભઃ શરીરભૃત્ ।
મહર્દ્ધિર્ઋદ્ધો વૃદ્ધાત્મા મહાક્ષો ગરુડધ્વજઃ ॥ ૩૮
અતુલઃ શરભો ભીમઃ સમયજ્ઞો હવિર્હરિઃ ।
સર્વલક્ષણલક્ષણ્યો લક્ષ્મીવાન્ સમિતિંજયઃ ૩૯
વિક્ષરો રોહિતો માર્ગો હેતુર્દામોદરઃ સહઃ ।
મહીધરો મહાભાગો વેગવાનમિતાશનઃ ॥ ૪૦
ઉદ્ભવઃ ક્ષોભણો દેવઃ શ્રીગર્ભઃ પરમેશ્વરઃ ।
કરણં કારણંકર્તા વિકર્તા ગહનોગુહઃ ॥ ૪૧

વ્યવસાયો વ્યવસ્થાનઃ સંસ્થાનઃ સ્થાનદો ધ્રુવઃ ।
પરર્દ્ધિઃ પરમસ્પષ્ટસ્તુષ્ટઃ પુષ્ટઃ શુભેક્ષણઃ ॥ ૪૨
રામો વિરામો વિરતો માર્ગો નેયો નયોઽનયઃ ।
વીરઃ શક્તિમતાં શ્રેષ્ઠો ધર્મો ધર્મવિદુત્તમઃ ॥ ૪૩
વૈકુણ્ઠઃ પુરુષઃ પ્રાણઃ પ્રાણદઃ પ્રણવઃ પૃથુઃ ।
હિરણ્યગર્ભઃ શત્રુઘ્નો વ્યાપ્તો વાયુરધોક્ષજઃ ॥ ૪૪
ઋતુઃ સુદર્શનઃ કાલઃ પરમેષ્ઠી પરિગ્રહઃ ।
ઉગ્રઃ સંવત્સરો દક્ષો વિશ્રામો વિશ્વદક્ષિણઃ ૪૫
વિસ્તારઃ સ્થાવરઃ સ્થાણુઃ પ્રમાણં બીજમવ્યયમ્ ।
અર્થોઽનર્થો મહાકોશો મહાભોગો મહાધનઃ ॥ ૪૬
અનિર્વિણ્ણઃ સ્થવિષ્ઠોઽભૂર્ધર્મયૂપો મહામખઃ ।
નક્ષત્રનેમિર્નક્ષત્રી ક્ષમઃ ક્ષામઃ સમીહનઃ ॥ ૪૭
યજ્ઞ ઇજ્યો મહેજ્યશ્ચ ક્રતુઃ સત્રં સતાં ગતિ ।
સર્વદર્શી વિમુક્તાત્મા સર્વજ્ઞો જ્ઞાનમુત્તમમ્ ॥ ૪૮
સુવ્રતઃ સુમુખઃ સૂક્ષ્મઃ સુઘોષઃ સુખદઃ સુહૃત ।
મનોહરો જિતક્રોધો વીરબાહુર્વિદારણઃ ૪૯
સ્વાપનઃ સ્વવશો વ્યાપી નૈકાત્મા નૈકકર્મકૃત ।
વત્સરો વત્સલો વત્સી રત્નગર્ભો ધનેશ્વરઃ ॥ ૫૦
ધર્મગુબ્ધર્મકૃદ્ધર્મા સદસત્ક્ષરમક્ષરમ ।
અવિજ્ઞાતા સહસ્રાંશુર્વિધાતા કૃતલક્ષણઃ ૫૧
ગભસ્તિનેમિઃ સત્ત્વસ્થઃ સિંહો ભૂતમહેશ્વરઃ ।
આદિદેવો મહાદેવો દેવેશો દેવભૃદ્ગુરુઃ ॥ ૫૨
ઉત્તરો ગોપતિર્ગોપ્તા જ્ઞાનગમ્ય પુરાતનઃ ।

શરીરભૂતભૃદ્ભોક્તા કપીન્દ્રો ભૂરિદક્ષિણઃ ॥ ૫૩
સોમપોઽમૃતપઃ સોમઃ પુરુજિત્પુરૂસત્તમઃ ।
વિનયોજયઃ સત્યસંધોદાશાર્હ સાત્વતાંપતિ ૫૪
જીવો વિનયિતા સાક્ષી મુકુન્દો મિત વિક્રમઃ ।
અમ્ભો નિધિરનન્તાત્મા મહોદધિશયોન્તકઃ ॥ ૫૫
અજો મહાર્હઃ સ્વાભાવ્યો જીતામિત્ર પ્રમોદનઃ ।
આનન્દો નન્દનો નન્દઃ સત્ય ધર્મા ત્રિવિક્રમઃ ॥ ૫૬
મહર્ષિઃ કપિલાચાર્યઃ કૃતજ્ઞો મેદિનીપતિઃ ।
ત્રિપદ સ્ત્રિદશાધ્યક્ષો મહાશૃંગ કૃતાન્તકૃત્ ॥ ૫૭
મહાવરાહો ગોવિન્દઃ સુષેણઃ કનકાંગદી ।
ગુહ્યો ગભીરો ગહનો ગુપ્ત શ્ચક્રગદાધરઃ ॥ ૫૮
વેધાઃ સ્વાંગોઽજીતઃ કૃષ્ણો દૃઢઃ સંકર્ષણોઽચ્યુતઃ ।
વરૂણો વારુણો વૃક્ષઃ પુષ્કરાક્ષો મહામનાઃ ॥ ૫૯
ભગવાન્ ભગહાનન્દી વનમાલી હલાયુધઃ ।
આદિત્યો જ્યોતિરાદિત્યઃ સહિષ્ણુર્ગતિસત્તમઃ ॥ ૬૦
સુધન્વા ખણ્ડપરશુર્દારુણો દ્રવિણપ્રદઃ ।
દિવઃસ્પૃક્ સર્વદગ્વ્યાસો વાચસ્પતિરયોનિજઃ ॥ ૬૧
ત્રિસામાં સામગઃ સામ નિર્વાણં ભેષજં ભિષક્ ।
સંન્યાસ કૃચ્છમઃ શાન્તો નિષ્ઠાશાન્તિ પરાયણમ્ ॥ ૬૨
શુભાંગઃ શાન્તિદઃ સ્રષ્ટા કુમુદઃ કુવલેશયઃ ।
ગોહિતો ગોપતિર્ગોપ્તા વૃષભાક્ષો વૃષપ્રિયઃ ॥ ૬૩
અનિવર્તી નિવૃત્તાત્મા સક્ષેપ્તા ક્ષેમકૃચ્છિવઃ ।
શ્રીવત્સવક્ષાઃ શ્રીવાસઃ શ્રીપતિઃ શ્રીમતાંવરઃ ॥ ૬૪

શ્રીદઃ શ્રીશઃ શ્રીનિવાસઃ શ્રીનિધિઃ શ્રીવિભાવનઃ ।
શ્રીધરઃ શ્રીકરઃ શ્રેયઃ શ્રીમાંલ્લોકત્રયાશ્રયઃ ॥ ૬૫
સ્વક્ષઃ સ્વંગઃ શતાનન્દો નન્દિર્જ્યોતિર્ગણેશ્વરઃ ।
વિજીતાત્મા વિધેયાત્મા સત્કીર્તિશ્છિન્નસંશયઃ ॥ ૬૬
ઉદીર્ણઃ સર્વતશ્ચક્ષુરનીશઃ શાશ્વતસ્થિરઃ ।
ભૂશયો ભૂષણો ભૂતિર્વિશોકઃ શોકનાશનઃ ॥ ૬૭
અર્ચિષ્માનર્ચિતઃ કુમ્ભો વિશુદ્ધાત્મા વિશોધનઃ ।
અનિરુદ્ધોઽપ્રતિરથઃ પ્રદ્યુમ્નોઽમિતવિક્રમઃ ॥ ૬૮
કાલનેમિનિહા વીરઃ શૌરિઃ શૂરજનેશ્વરઃ ।
ત્રિલોકાત્મા ત્રિલોકેશઃ કેશવઃ કેશિહા હરિઃ ॥ ૬૯
કામદેવઃ કામપાલઃ કામી કાન્તઃ કૃતાગમઃ ।
અનિર્દેશ્યવપુર્વિષ્ણુર્વીરોઽનન્તો ધનંજયઃ ॥ ૭૦
બ્રહ્મણ્યો બ્રહ્મકૃદ્બ્રહ્મા બ્રહ્મ બ્રહ્મવિવર્ધનઃ ।
બ્રહ્મવિદ્બ્રાહ્મણો બ્રહ્મી બ્રહ્મજ્ઞો બ્રાહ્મણપ્રિયઃ ॥ ૭૧
મહાક્રમો મહાકર્મા મહાતેજા મહોરગઃ ।
મહાક્રતુર્મહાયજ્વા મહાયજ્ઞો મહાહવિઃ ॥ ૭૨
સ્તવ્યઃ સ્તવપ્રિયઃ સ્તોત્રં સ્તુતિઃ સ્તોતા રણપ્રિયઃ ।
પૂર્ણઃ પૂરયિતા પુણ્યઃ પુણ્યકીર્તિરનામયઃ ॥ ૭૩
મનોજવસ્તીર્થકરો વસુરેતા વસુપ્રદઃ ।
વસુપ્રદો વાસુદેવો વસુર્વસુમના હવિઃ ॥ ૭૪
સદ્ગતિઃ સત્કૃતિઃ સત્તાઃ સદ્ભૂતિઃ સત્પરાયણઃ ।
શૂરસેનો યદુશ્રેષ્ઠઃ સન્નિવાસઃ સુયામુનઃ ॥ ૭૫
ભૂતાવાસો વાસુદેવઃ સર્વાસુનિલયોઽનલઃ ।

દર્પહા દર્પદો દપ્તો દુર્ધરોઽથાપરાજિત: ॥ ૭૬
વિશ્વમૂર્તિર્મહામૂર્તિર્દીપ્તમૂર્તિરમૂર્તિમાન્ ।
અનેકમૂર્તિરવ્યક્ત: શતમૂર્તિ: શતાનન: ॥ ૭૭
એકોઽનેક: સર્વ: ક: કિં યત્તત્પદમનુત્તમમ્ ।
લોકબન્ધુર્લોકનાથો માધવો ભક્તવત્સલ: ॥ ૭૮
સુવર્ણવર્ણો હેમાંગો વરાંગ શ્ચંદનાંગદી ।
વીરહા વિષમ: શૂન્યો ઘૃતાશીરચલશ્ચલ: ॥ ૭૯
અમાની માનદો માન્યો લોકસ્વામી ત્રિલોકધૃક્ ।
સુમેધા મેધજો ધન્ય: સત્યમેધા ધરાધર: ॥ ૮૦
તેજોવૃષો દ્યુતિધર: સર્વશસ્ત્રભૃતાંવર: ।
પ્રગ્રહો નિગ્રહો વ્યગ્રો નૈકશૃંગો ગદાગ્રજ: ॥ ૮૧
ચતુર્મૂર્તિ શ્ચતુર્બાહુ શ્ચતુર્વ્યૂહ શ્ચતુર્ગતિ: ।
ચતુરાત્મા ચતુર્ભાવ શ્ચતુર્વેદ વિદેકપાત્ ॥ ૮૨
સમાવર્તોઽનિવૃત્તાત્મા દુર્જયો દુરતિક્રમ: ।
દુર્લભો દુર્ગમો દુર્ગો દુરાવાસો દુરારિહા ॥ ૮૩
શુભાંગો લોકસારંગ: સુતન્તુસ્તન્તુવર્ધન: ।
ઇન્દ્રકર્મા મહાકર્મા કૃતકર્મા કૃતાગમ: ॥ ૮૪
ઉદ્ભવ: સુન્દર: સુન્દો રત્નાભ: સુલોચન: ।
અર્કો વાજસન: શૃંગી જયન્ત: સર્વવિજ્જયી ॥ ૮૫
સુવર્ણબિન્દુરક્ષોભ્ય: સર્વવાગીશ્વરેશ્વર: ।
મહાહ્રદો મહાગર્તો મહાભૂતો મહાનિધિ: ॥ ૮૬
કુમુદ કુન્દર કુન્દ: પર્જન્ય: પાવનોઽનિલ: ।
અમૃતાશોઽમૃતવપુ: સર્વજ્ઞ: સર્વતોમુખ: ॥ ૮૭

સુલભઃ સુવ્રતઃ સિદ્ધઃ શત્રુજિચ્છત્રુતાપનઃ ।
ન્યગ્રોધોદુમ્બરોઽશ્વત્થશ્ચાણુરાંધ્રનિષુદનઃ ॥ ૮૮
સહસ્રાર્ચિઃ સપ્તજિહ્વઃ સપ્તૈધાઃ સપ્તવાહનઃ ।
અમૂર્તિરનઘોઽચિન્ત્યો ભયકૃદ્ભયનાશનઃ ॥ ૮૯
અણુર્બૃહત્કૃશઃ સ્થૂલો ગુણભૃન્નિર્ગુણો મહાન્ ।
અધૃતઃ સ્વધૃતઃ સ્વાસ્યઃ પ્રાગવંશો વંશવર્ધનઃ ॥ ૯૦
ભારભૃત્કથિતો યોગી યોગીશઃ સર્વકામદઃ ।
આશ્રમઃ શ્રમણઃ ક્ષામઃ સુપર્ણો વાયુવાહનઃ ॥ ૯૧
ધનુર્ધરો ધનુર્વેદો દણ્ડો દમયિતા દમઃ ।
અપરાજિતઃ સર્વસહો નિયન્તા નિયમો યમઃ ॥ ૯૨
સત્ત્વવાન્ સાત્ત્વિકઃ સત્યઃ સત્યધર્મપરાયણઃ ।
અભિપ્રાયઃ પ્રિયાર્હોઽર્હઃ પ્રિયકૃત્ પ્રીતિવર્ધનઃ ૯૩
વિહાયસગતિર્જ્યોતિઃ સુરુચિર્હુતભુગ્વિભુઃ ।
રવિર્વિરોચનઃ સૂર્યઃ સવિતા રવિલોચનઃ ॥ ૯૪
અનન્તો હુતભુગ્ભોક્તા સુખદો નૈકજોઽગ્રજઃ ।
અનિર્વિણ્ણઃ સદામર્ષી લોકાધિષ્ઠાનમદ્ભુતઃ ॥ ૯૫
સનાત્સનાતનતમઃ કપિલઃ કપિરવ્યયઃ ।
સ્વસ્તિદઃ સ્વસ્તિકૃત્સ્વસ્તિ સ્વસ્તિભુક્ સ્વસ્તિદક્ષિણઃ ॥ ૯૬
અરૌદ્રઃ કુણ્ડલી ચક્રી વિક્રમ્યૂર્જિતશાસનઃ ।
શબ્દાતિગઃ શબ્દસહઃ શિશિરઃ શર્વરીકરઃ ॥ ૯૭
અક્રૂરઃ પેશલો દક્ષોઃ દક્ષિણઃ ક્ષમિણાં વરઃ ।
વિદ્વત્તમો વીતભયઃ પુણ્યશ્રવણકીર્તનઃ ॥ ૯૮
ઉત્તારણો દુષ્કૃતિહા પુણ્યો દુઃસ્વપ્નનાશનઃ ।

વીરહા રક્ષણઃ સન્તો જીવનઃ પર્યવસ્થિતઃ ॥ ૯૯
અનન્તરૂપોઽનન્તશ્રીર્જિતમન્યુર્ભયાપહઃ ।
ચતુરશ્રો ગભીરાત્મા વિદિશો વ્યાદિશો દિશઃ ॥ ૧૦૦
અનાદિર્ભૂર્ભુવો લક્ષ્મીઃ સુવીરો રુચિરાંગદઃ ।
જનનો જનજન્માદિર્ભીમો ભીમપરાક્રમઃ ॥ ૧૦૧
આધારનિલયોઽધાતા પુષ્પહાસઃ પ્રજાગરઃ ।
ઉર્ધ્વગઃ સત્પથાચારઃ પ્રાણદઃ પ્રણવઃ પણઃ ॥ ૧૦૨
પ્રમાણં પ્રાણનિલયઃ પ્રાણભૃત્પ્રાણજીવનઃ ।
તત્ત્વં તત્ત્વવિદેકાત્મા જન્મમૃત્યુજરાતિગઃ ॥ ૧૦૩
ભૂર્ભુવઃસ્વસ્તરુસ્તારઃ સવિતા પ્રપિતામહઃ ।
યજ્ઞોયજ્ઞપતિર્યજ્વા યજ્ઞાંગો યજ્ઞવાહનઃ ॥ ૧૦૪
યજ્ઞભૃદ્યજ્ઞકૃદ્યજ્ઞી યજ્ઞભુગ્યજ્ઞસાધનઃ ।
યજ્ઞાન્તકૃદ્યજ્ઞગુહ્યમન્નમન્નાદ એવ ચ ॥ ૧૦૫
આત્મયોનિઃ સ્વયંજાતો વૈખાનઃ સામગાયનઃ
દેવકીનંદનઃ સ્રષ્ટા ક્ષિતીશઃ પાપનાશનઃ ૧૦૬
શંખભૃંનંદકી ચક્રી શાર્ઙ્ગધન્વા ગદાધરઃ ।
રથાંગપાણિરક્ષોભ્યઃ સર્વપ્રહરણાયુધઃ ॥ ૧૦૭
સર્વપ્રહરણાયુધોં નમઃ



# સાંગાણીકૃત પુસ્તકો વિષે વિદ્વાનોના

# અભિપ્રાયો.

૧

**સાતમી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ રા. બ. શ્રીયુત કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી** લખે છે કે–" પુસ્તકની સંજ્ઞાપરથી એમાં સૃષ્ટિના તત્ત્વામૃતનો આસ્વાદ હશે એમ કોઇને પણ સહજ લાગે. પુસ્તક વાંચે ત્યારે તેને સમજાય કે એમાં તો તમે તમારા પ્રવાસનું અમૃત આપ્યું છે. મેં તમારૂં પુસ્તક રસપૂર્વક વાંચ્યું છે. તમારા ધાર્મિક અને સામાજિક વિચારો તમે નીડરતાથી દર્શાવ્યા છે તે જોઇ મને આનંદ થયો છે. વિચાર ને વાણી સુસંગત છે, એ બહુ ખુશીની વાત છે. મોટા પ્રતિષ્ઠિત પુરૂષોની બાબતમાં વિરોધ દર્શાવવો પડે ત્યાં મર્યાદાપૂર્વક તેમ કરવાની આવશ્યક્તા છે એવું મારૂં નમ્ર મત છે."

૨

**મુંબાઇનું સુપ્રસિદ્ધ "ગુજરાતી" પત્ર** જણાવે છે કેઃ—
"મા. સાંગાણીના અંતરમાં જગતનું પ્રતિબિંબ કેવું પડેલું છે તે જાણવાની ઇચ્છા રાખનારે આ પુસ્તક વાંચવા જેવું છે. લેખક દેશાભિમાની છે એટલે ગાંધીજી કે અરવિંદઘોષ જેવા લોકમાન્ય અને લોક પ્રસિદ્ધ પુરૂષોના સંબંધમાં લેખકને પોતાને જે સત્ય લાગ્યું છે તે જણાવતા ડર્યા નથી. લેખક યુરોપ, અમેરિકા, ચીન અને જાપાનની તેમજ હિંદના ચારે ખુણામાં યાત્રા કરી આવેલા છે, તેમજ હિંદમાં ફરતાં ફરતાં જાહેર પુરૂષોનો સમાગમ કરી આવેલા છે અને તે પછી પોતાનો મત દર્શાવ્યો છે."

૩

**સનાતન ધર્મભૂષણ સાક્ષરવર્ય શ્રીયુત નગીનદાસ પુરૂ-ષોત્તમદાસ સંઘવી** અમદાવાદથી લખે છે કેઃ—"આપના તત્ત્વામૃત, હિમાલયની યાત્રા, આત્મોત્કર્મ, નારાયણ નીતિ, મનુષ્ય ધર્મ, હિંદુ કર્તવ્ય, નેપાલનો પ્રવાસ, માનસરોવરની યાત્રા, હિંદુ તીર્થ યાત્રા વર્ણન એ પુસ્તકો વાંચીને મને અનેકવાર આનંદ અને આપનું સ્મરણ થાય છે, કેમકે એ પુસ્તકો હું વારંવાર વાંચું છું ત્યારે આ અધર્મગ્રસ્ત જમાનારૂપ સહરાના રણમાં છળ રહિત સનાતન હિંદુ ધર્મનું સ્વરૂપ જે નિડરતાથી અને સ્પષ્ટતાથી આપ પ્રતિપાદન કરો છો અને બીજા સામાન્ય પ્રસંગોના પણ આપના એ પુસ્તકોમાં ઉલ્લેખો છે, તેની પુનઃ પુનઃ ઝાંખી એ લીલોતરીના દર્શન જેટલું આનંદ જનક અને નયનને તથા મનને ઠંડક આપે છે. હાલ હલિ દુષિયા લેખકોના અને વક્તાઓના દ્વિજિહ્વ વિષિયર ટોળામાં આપ શ્રીભગવદ્ વાહન ગરૂડ સમાન કાર્ય કરી રહ્યા છો. પરમાત્મા આપને સદ્‌ધર્મના મંડન માટે અને અધર્મીઓના ખંડન માટે દીર્ઘ આયુષ્ય અને અધિક અધિક શક્તિ અર્પો એજ શુભેચ્છા."

૪

**ડૉ૦ કાલિદાસ મોતીરામ દ્વિવેદી** રાજકોટથી લખે છે કે—અત્યારના કલિયુગના સમયમાં વર્ણાશ્રમ ધર્મને ઉખેડનાર અને હિંદુ પ્રજાને ધર્મ ઉપરથી અશ્રદ્ધાળુ બનાવનાર પાખંડીઓને ઉઘાડા પાડ-નારૂં આ પુસ્તક ખરેખર લાભદાયક અને દરેક હિંદુ પ્રજાને વાંચવા લાયક છે. "તત્ત્વામૃત" બહાર પાડવામાં આપે જે હિંમત, નિડરતા અને સ્વધર્મ પ્રત્યે પ્રીતિ દર્શાવી છે તથા હિંદુ પ્રજાની આપે જે સેવા બજાવી છે તેને માટે હું આપને ધન્યવાદ આપું છું."

૫

**શ્રીયુત મણીલાલ કેશવલાલ નાણાવટી બી. એ. એલ: એલ; બી.** જુનાગઢથી લખે છે કેઃ—" આ આપનું " તત્ત્વામૃત " હું અથથી ઇતિ ધ્યાનપૂર્વક વાંચી ગયો છું તે પરથી આપનું મનોબલ, વર્ણનાત્મક શક્તિ, બારીક અવલોકન કરવાની ટેવ, રસજ્ઞતા, સત્ય પ્રદર્શનમાં નિર્ભયતા, ચુસ્ત ધાર્મિક વૃત્તિ, ઉત્સાહ, કર્તવ્ય પરાયણતા અને સહનશીલતા આદિ અનેક ગુણોનું મને દિગ્દર્શન થયું છે. આ પુસ્તક ભિન્ન ભિન્ન પ્રસંગોની, સ્થળોની, મનુષ્ય સ્વભાવની, વ્યક્તિઓની માહિતીથી ભરપૂર છે અને અનેક રીતે લોકોપયોગી છે."

૬

**" સ્વધર્મ જાગૃતિ " ના સંપાદક શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા બી. એ.** જણાવે છે કેઃ—" આ ગ્રંથ તત્વજ્ઞાનનો નથી, પરંતુ પંદર વર્ષ દરમ્યાન લેખકે પૃથ્વીપટ ઉપર કરેલા વિવિધ અનુભવોના દોહનરૂપ છે. શ્રીયુત સાંગાણી એક ચુસ્ત સનાતની છે અને પોતાની ભાવનાને ખંડિત થવા દીધા વિના અનેક આપત્તિઓમાંથી તથા કસોટીઓમાંથી પસાર થયા છે. લંડન પારિસ વગેરે ધનાઢ્ય અને રમણીય મહાનગરો; કાશી શ્રીનગર વગેરે પ્રસિદ્ધ યાત્રાના સ્થળો; ગાંધીજી, અરવિંદ ઘોષ વગેરે લોકનેતાઓ; વડોદરા કળાભુવન, શાન્તિ નિકેતન વગેરે સંસ્થાઓ એ સર્વ શ્રીયુત સાંગાણીની રસમય પ્રવાહી ચેતન શૈલીથી સજીવ હોય એમ આપણી આંખ આગળ હાલતા ચાલતા માલુમ પડે છે. શ્રીયુત સાંગાણી ગુજરાતની એક વીર વ્યક્તિ છે, અને મોટા મનાતા પુરુષોની ઝાટકણી કરતાં એઓ ડરતા નથી. પુસ્તકનું વાતાવરણ આદિથી અંત

સુધી પવિત્ર છે અને તેના રસ પ્રવાહમાં વાંચનાર ઘસડાઇ જાય છે. શ્રી સાંગાણીનું આ પુસ્તક એકંદર બહુ લોકપ્રિય અને લોકહિતકર થઇ પડે એવું છે. સાક્ષરવર શ્રીયુત નર્મદાશંકરભાઇએ એ પુસ્તકનો વિદ્વત્તા ભરેલો અને મનનીય ઉપોદ્‌ઘાત લખી તેની ઉપયોગિતામાં વધારો કર્યો છે."

૭

**ભાવનગર શ્રી સનાતન ધર્મ પ્રવર્તક મંડળના મંત્રી શ્રીયુત ચુનીલાલ છોટમલાલ બોહરા** લખે છે કે:–" વિવિધ પ્રકારની ઉત્તમોત્તમ વાસનાને લીધે દેશદેશાંતરોમાં પર્યટન કરી જે જે અનુભવજન્ય જ્ઞાન તમોએ સંપાદન કર્યું છે, તે તે અનુભવાત્મક જ્ઞાનના યથાર્થ તત્ત્વનું તમોએ આ તમારા " તત્ત્વામૃત " નામની પુસ્તક પ્રસિદ્ધિથી તથા તેના અતિ વિસ્તારપૂર્વક પ્રચારથી સમસ્ત ભારતવાસી પ્રજાને જે અમૂલ્ય પ્રદાન કર્યું છે, તે નિમિત્તે સમગ્ર પ્રજા તમારી અત્યંત ઋણી તેમજ ઉપકૃત થયેલ છે, એ વાત નિઃસંશય છે."

૮

**રાણપુરથી શ્રીયુત પ્રાણશંકર ધનશ્યામ દવે** લખે છે કે– " આપે વી. પી. થી મોકલાવેલા " તત્ત્વામૃત " તથા નારાયણ નીતિ, હિંદુ તીર્થયાત્રા વર્ણન, નેપાલનો પ્રવાસ અને હિમાલયની યાત્રા પાંચે પુસ્તકો મળ્યા, વાંચી મનન કરતા બહુજ આનંદ થયો. આપનો પ્રયાસ ઘણોજ સ્તુત્ય છે. આપનો શ્રમ તથા વખતનો વ્યય તદ્દન સફળ થયો છે એમજ હું તો માનું છું. જેમ સનાતન ધર્મરૂપી પ્રખર સૂર્યની સામા ઉનાળાના વાદળા અસ્ત વ્યસ્ત થઈ વિખેરાય છે, તેમ " તત્ત્વામૃત " ની બાબતમાં પણ દંભીયોના–રે ખુદ હિંદુઓ તરફથી પણ હુમલાઓ ચારે તરફથી થઇ રહ્યા છે ત્યારે સનાતન

ધર્મરૂપી કામધેનુના રક્ષણના સુપ્રયત્નો ઘણાજ આવકારદાયક છે. સોના ઉપર ઢોળ હોઇ શકે નહિ તેમ "તત્ત્વામૃત"ના અધિક વખાણ કરી શકાય તેમ નથી. તેનું મૂલ્ય તો સ્વાર્થસાધુઓના હતાશ થઈ જવામાંજ આંકી શકાય તેમ છે. તેની બીજી આવૃત્તિ જોઇ હું રાજી થઇશ અને જ્યારે તત્ત્વામૃતનો બીજો ભાગ બહાર પડે ત્યારે એક કોપી મને વી. પી. થી મોકલવા કૃપા કરશોજી."

૯

**શ્રીયુત હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી, સોલીસીટર** લખે છે કેઃ—"તમારૂં "તત્ત્વામૃત" નામનું પુસ્તક વાંચ્યું. તમોએ નાની ઉંમરમાં દુનિયાના મોટા મોટા ભાગોમાં પ્રવાસ કર્યો છે અને તે પણ એક ચુસ્ત સનાતનીના આચાર વિચારનું અતિક્રમણ કર્યા વિના કર્યો છે એ જાણીને અત્યંત આનંદ થાય છે. જે જે દેશમાં તમે મુસાફરી કરી આવ્યા છો તે તે દેશની આંતરિક ઘટનાનો અનુભવ પ્રજા આગળ રજુ કરીને જનસમાજના મોટા ભાગને વ્યામોહમાંથી બચવાનું કાર્ય કરી તેમના ઉપર ઉપકાર કર્યો છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી."

૧૦

**પોરબંદરના માજી દિવાન શ્રીયુત નરભેશંકર જીવણરામ** લખે છે કેઃ—"આપનું "તત્ત્વામૃત" પુસ્તક મેં આદિથી અંત સુધી વાંચી જોયું છે. તે પુસ્તક આપના શ્રેય અને પ્રેય પ્રાપ્તિના વર્ણાશ્રમ ધર્મ જાળવી રાખી કરેલા પ્રયાસોના યથાસ્થિત અનુભવનું જ્ઞાન આપી શિક્ષણ સાથે ગમ્મત આપે તેવી સરળ સુંદર અને રમુજી ભાષામાં લખાયેલું છે. મને તો એ પુસ્તક બહુ ચિત્તાકર્ષક માલુમ પડ્યું છે."

**૧૧**

**અમદાવાદનું "ગુજરાતી પંચ"** જણાવે છે કે "શુદ્ધ ભાવથી આ ગ્રંથ વાંચનારને વ્યવહારની ઝીણવટ તથા મનુષ્ય પોતાના ધર્મના અભિમાન સાથે ટેકીવાળું જીવન કેવી રીતે ગાળી શકે છે તે સરળતાથી સમજાશે."

**૧૨**

**વેરાવળથી શાસ્ત્રી ચીમનલાલ હરિશંકર** લખે છે કેઃ—
આપનું "તત્ત્વામૃત" મળ્યું. પુસ્તક ઘણું જ સારૂં છે. વિવિધ અનુભવાભિલાષી જરૂર આ ગ્રંથથી તૃપ્ત થાય.

**૧૩**

**મોરબીના દિવાન સાહેબ શ્રીયુત રણછોડલાલ વૃન્દાવનદાસ પટવારી, બી. એ. એલ; એલ; બી.** લખે છે કેઃ—
"આપે લખેલા પાંચ પુસ્તકઃ હિમાલયની યાત્રા, નારાયણ નીતિ, હિંદુ તીર્થયાત્રા વર્ણન તથા હિમાલય ઉન્નતિ પથ પ્રદર્શક નીતિ મને મોકલ્યા તેને માટે આભારી છુ. સાહિત્યમાં રસ લેનારા સાક્ષરો સાહિત્ય ઘણું લખે છે પરંતુ તેમાં ધાર્મિક, ઔદ્યોગિક, ઐતિહાસિક અને નૈસર્ગિક તત્ત્વ બહુ ઓછું હોય છે. મને જણાવતાં અતિ હર્ષ ઉપજે છે કે જે ગુજરાતી ભાષાને ખોટ છે તે આપના પુસ્તકોથી ઘણે અંશે દૂર થશે. આપના પુસ્તકો ધર્મભાવનું પોષણ કરનારા ઉન્નતિની ખરી દિશામાં જવાની પ્રજાને પ્રવૃત્તિ કરાવનારા અને સરળ હોઇ આપનો પ્રયાસ ઘણો સ્તુત્ય અને આદરને પાત્ર છે. આવા ગ્રંથોનો પ્રચાર થવાથી જનસમાજના જીવનમાં સુધારો થશે એ નિઃશંક છે. પ્રભુ તંદુરસ્તી સાથે દીર્ઘાયુષ્ય અર્પી આવાજ બીજા ગ્રંથો પ્રસિદ્ધ કરવા આપને પ્રવૃત્ત કરો એમ ઇચ્છું છું."

૧૪

**મુંબઇના મ્યુનિસિપાલ ડે. કમીશનર શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ.** લખે છે કે:–આપના તરફથી "નારાયણ ગ્રંથમાળા"ના પાંચ પુષ્પો: હિમાલયની યાત્રા, આત્મોત્કર્ષ, નારાયણનીતિ, નેપાલનો પ્રવાસ તથા હિન્દુ તીર્થયાત્રા વર્ણન મને મળ્યા છે. તે પુષ્પોના દલોનું હું અવલોકન કરી ગયો છું. આ પુષ્પોમાં હિંદુ ધર્મના સનાતન સુંદર સત્યોની સુવાસ આવે છે, હું ધારૂં છું કે હિન્દુ બાળકોને આ પુષ્પોની માળા કંઠાભરણરૂપે આપવા લાયક છે. 'નેપાલનો પ્રવાસ' એ લેખ મને વધારે આકર્ષક જણાયો છે, કારણ કે તેમાં કેવળ હિન્દુ ધર્મવાળા રાજાના રાજયતંત્રમાં ત્રૈવર્ણિક વ્યવસ્થા કેવી જીવંત છે તેની છાયા સારી રીતે આપવામાં આવી છે. તે સાથે ત્યાંના લોકોનો આચાર, શાસન પદ્ધતિ, રાજા ( પાંચ સરકાર ) અને પ્રધાન (તીન સરકાર) નો પરસ્પર સંબંધ, નેપાળ સરકારનો હિંદી સરકાર સાથેનો સંબંધ અને તેમાં જળવાયેલો નેપાલ સરકારનો મોભો ઇત્યાદિ પ્રસંગોનું ચિત્ર ગુજરાતી પ્રજા આગળ આપે પ્રસાદવાળી ભાષામાં ઘણું સારૂં ચિતર્યું છે. તે સાથે ત્યાંની શાસન પદ્ધતિની કેટલીક ખામીઓ, તીન સરકારની હાલની ઇંગ્રેજી નકલી અનુકરણ કરવાની રીત, એક પત્નીવ્રતનો અભાવ, રખાત સ્ત્રીઓનો રીવાજ, કેળવણીનો જુજ પ્રચાર વગેરે દોષો જણાવવામાં આપે ઉત્તમ વિવેચક મતિ અને તુલના શક્તિનું વાંચકને ભાન કરાવ્યું છે. આશા છે કે આ માલાના નવા પુષ્પો ક્રમશ:ગ્રથિત થઇ પ્રજાને પરિમલથી મોહિત કરશે."

૧૫

**જામનગરના સર ન્યાયાધીશ શ્રીયુત ઇચ્છાશંકર જયશંકર** લખે છે કે:––"આપના તરફથી "તત્ત્વામૃત" નું પુસ્તક મળ્યું

તે અથથી તે ઇતિ સુધી વાંચ્યું તેથી હેતુને પરિણામ સહિત ચાલુ જમાનાની ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓનો આપને જે જાત અનુભવ થયો તેનું આબેહુબ દિગદર્શન થાય છે. સમગ્ર પુસ્તકના સારનો સમાવેશ તેજ પુસ્તક પૃષ્ટ ૩૧૧ ના છેવટના શબ્દોમાં સૂત્રરૂપે થાય છે તે શબ્દો નીચે પ્રમાણે છેઃ—"કોઈ કોઇનો તારક કે ઉદ્ધારક નથી. લોકોએ કોઇ એક વિશિષ્ટ વ્યક્તિ પર મોહ રાખી પરવશ ન બનતાં આત્મા અને ઇશ્વર પ્રત્યે શ્રદ્ધા રાખી દેશકાળ પરિસ્થિતિને લક્ષમાં લઈ ધર્મ તથા ઇતિહાસને અવલંબી ચાલવામાંજ વાસ્તવિક શ્રેય સમાયેલું છે."

૧૬

**શ્રીયુત પોપટલાલ ગોવિંદજી સાંગાણી કોચીનથી** લખે છે કેઃ—"આપના તરફથી "તત્ત્વામૃત" નું પુસ્તક મળ્યું, તે આભાર સાથે સ્વીકાર્યું છે. પુસ્તકનું પૂઠું કાગળો અને ફોટાઓ આકર્ષક છે. ભાષા સાદી પણ સચોટ અને પુસ્તક હાથમાં લીધા પછી મૂકવાનું મન થતું નથી. તમારામાં રહેલો સાહસિક અને નિડરતાનો ગુણ પણ પાને પાને તરવરી રહેલ છે. ૧૮–૧૯ વરસ જેટલી નાની ઉંમરમાં કાશ્મીર, બર્મા, જપાન, ઇંગ્લંડ, ઇટાલી વગેરે ફરતા દેશોનું પરિક્રમણ પ્રશંસાપાત્ર છે. અલ્પ સાધનવાળી દશામાં એકાએક આવી લાંબી મુસાફરી ખેડવી એ ભારે હિંમત અને મનની દઢતા વિના થઇ શકે નહિ. જાતીય પર્યટન સાથે દેશોદેશના રીત-રીવાજની સમાલોચના પણ વાંચવા લાયક છે. ટુંક મુદતમાં પુસ્તકની તેરસો નકલનો ઉઠાવ થઇ ગયો એ તેની લોકપ્રિયતા બતાવે છે. આ પુસ્તકનો જનસમાજ છુટથી લાભ લે તેમ ઇચ્છું છું."

૧૭

**દેવગઢ બારીઆના દિવાન સાહેબ શ્રીયુત મોતીલાલ લલ્લુભાઇ, એમ. એ. એલ; એલ; બી.** લખે છે કેઃ—આપનું "તત્ત્વામૃત" નામનું પુસ્તક મળ્યું છે તે માટે આપનો ઉપકાર માનું છું. આપના વિશાળ અને તલસ્પર્શી ધ્યાન જનસમાજને ઉપયોગી થયા રહેજ નહિ. પરમાત્મા આપની તે સત્ પ્રવૃત્તિ ચાલુ રખાવો."

૧૮

**"પ્રાતઃકાલ" ના અધિપતિ શ્રીયુત જગન્નાથ પ્રભાશંકર પંડિત** જણાવે છે કેઃ—આ પુસ્તકમાં લેખકને બરમા, સિંગાપોર, જાપાન, ચીન, માર્સેલ્સ, લંડન, પારિસ, ઇટાલી વગેરે પરદેશમાં તથા કાશ્મીર, બિરાર, પોંડીચેરી, હરદ્વાર વગેરે સ્થાનનો આ દેશમાં થએલો જાતીય અનુભવ ઉત્તમ પ્રકારે લખવામાં આવ્યો છે. આ દેશ પરદેશના સ્થાનમાં જોવા જાણવા જેવી શી શી બાબતો છે તે જણાવવા ઉપરાંત તેમણે બીજી આપણી પ્રજાને જાણવા જેવી ઘણી બાબતો જણાવેલી છે. હિંદમાં પણ ગાંધીજી સાથેનો પોતાનો પરિચય તથા અરવિંદ ઘોષના સંબંધમાં થએલો પોતાનો અનુભવ જણાવેલો છે. તેમાં કેટલાક પુરૂષોના ચિત્રો પણ આપેલા છે. ભાષા રસવાળી અને સાદી છે. પુસ્તક વાંચતાં રસ પડે તેવું લખાયું છે. લેખકે કોઇનો પણ ખોટો ભય નહિ ધરતાં જે સત્ય અનુભવ હોય તે આ પુસ્તકમાં જણાવેલો છે. લેખક સાહસિક અને ધૈર્યશીલ તથા સ્વદેશની ઉન્નતિને અત્યંત ચાહનાર તથા દેશના સાચા અને ચિરસ્થાયી કલ્યાણને ઇચ્છનારા છે. આ પુસ્તક પ્રત્યેક મનુષ્યે વાંચવા જેવું છે. "

૧૯

**શ્રીયુત મગનલાલ દલપતરામ ખખ્ખર, જે. પી.** લખે છે કેઃ—" રા રા. નારણજી પુરૂષોત્તમ સાંગાણીએ ભારતભૂમિપર દેશાટન કરી આંગલ ભોમ ઇત્યાદિ પ્રદેશનું પર્યટન કર્યું છે, તે દરમ્યાન પોતાને મળેલા અનુભવના સારરૂપ આ "તત્ત્વામૃત" નામક ગ્રંથ તેમણે પ્રકટ કર્યો છે. મી. સાંગાણીની આ કૃતિમાં સાંસારિક, ધાર્મિક આર્થિક અને વ્યાવહારિક વિષયો ઉપરાંત કેટલાક રાજકીય વિષયોનો પણ સમાવેશ થઇ જાય છે, અને તે સર્વનું પોતે શુદ્ધ અંતઃકરણથી પક્ષપાત વિના તાદૃસ્ય ચિત્ર દર્શાવ્યું છે. દેશસેવા માટે જીવન ગાળનાર પ્રાતઃસ્મરણીય વ્યક્તિની જેમ તેમણે યથાર્થ પ્રશંસા કરી છે, તેમ જે વ્યક્તિ મહાન્ નેતા તરીકે દેશને શ્રેયસ્કર નથી નીવડી તેના ગુણ દોષનું પણ યથાર્થ વર્ણન શુદ્ધ ભાવનાથી લખ્યું છે. મી. સાંગાણીની લેખિની શુષ્ક નથી, તેમ તેની વાર્તાના વ્રતાંત પણ શુષ્ક નથી. એકંદરે પુસ્તક મનનીય અને રસિક છે."

૨૦

**"સ્વધર્મ–સ્વરાજ્ય" ના તંત્રી શ્રીયુત મગનલાલ જગન્નાથ શાસ્ત્રી સિનોરવાળા** જણાવે છે કેઃ—જાણીતા સાક્ષર સ્વધર્મ પ્રેમી સાંગાણીજી તરફથી અમને તત્ત્વામૃત, હિમાલયની યાત્રા, નેપાલનો પ્રવાસ, નારાયણ નીતિ આટલા પુસ્તકો પ્રથમ મળ્યા હતા અને હાલમાં કૈલાસ માનસરોવરની યાત્રામાં લખેલું "મનુષ્ય ધર્મ" મળ્યું છે. સાંગાણીજીના પુસ્તકો વાંચતા તેમની ધર્મપ્રિયતા, સ્વદેશ પ્રેમ, મુસાફરીનો ઉત્સાહાદિ આપણને પ્રત્યક્ષ દેખાય છે. પુસ્તક વાંચતાં આપણને એમજ લાગે છે કે કંઇપણ રીતની બનાવટ કર્યા વગર સત્ય હકીકત લખેલી છે. એમનો ભાષા-પરનો કાબુ પણ ઘણો સારો છે. સનાતન ધર્મીય પ્રજાએ સાંગા-

ણીના પુસ્તકો વાંચી પોતાના વંશજોને ધર્મપરાયણ રાખવા સારૂ પોતાના ઘરમાં સંગ્રહવાની અમે ભલામણ કરીએ છીએ."

૨૧

**મહાત્માશ્રી નથુરામ શર્મા** બીલખાથી લખે છે કેઃ—"તમે તમારૂં રચેલું 'સનાતન ધર્મ અને ગાંધીજી" એ નામનું પુસ્તક મોકલ્યું તે સમયસર પહોંચ્યું. એ પુસ્તક જોતાં તમે સનાતન ધર્મના સત્ય પક્ષપાતી થઇને વર્તમાનમાં રાજકીય પ્રવૃત્તિને લીધે તથા અન્ય રીતે લોકોના અજ્ઞાનથી જે ધર્મભ્રષ્ટતા પ્રવર્તી રહી છે તેમાંથી લોકોને રક્ષવા માટે ઘણો સારો પ્રયાસ કર્યો છે એમ સ્પષ્ટપણે કહેવું જોઇએ. સત્યાસત્યનો વિચાર કરવાના બળવાળા મનુષ્યોને વર્તમાનમાં બહુ ઉપયોગી એવા ધાર્મિક ઔદ્યોગિક તથા રાજકીય વિષયોનું તમે કાર્ય કારણનો સંબંધ સમજાવી બહુ સારૂ સ્ફોટન કર્યું છે, ને તેમ કરતા જનસમૂહને તેમનું કર્તવ્ય ઠીક સમજાવ્યું છે.

૨૨

**"વેણુનાદ" ના તંત્રી શ્રીયુત મૂલચંદ તુલસીદાસ તેલીવાળા, બી. એ. એલ; એલ; બી.** જણાવે છે કેઃ—"અનેક દેશ વિદેશના પર્યટનમાં પ્રાપ્ત થયેલા વિવિધ વ્યક્તિઓના પ્રસંગ અને તદુપરથી સ્ફુરતા વિચારો લેખકે પોતાની વેગવતી ભાષામાં "તત્ત્વામૃત" માં યોજ્યા છે. આધુનિક પાશ્ચાત્ય સંસ્કૃતિના શ્યામ અંગમાં મુગ્ધ થઇને તદનુસાર વર્તનનેજ સુધારો માનનારી વ્યક્તિ પ્રતિ લેખકનો કોપ સકારણ છે. આર્ય સંસ્કૃતિના પ્રાચીન અને પ્રકટ અંગની અવહેલના ગમે તેવી પ્રસિદ્ધ વ્યક્તિ કરે તેની પણ ઝાટકણી લેખક કાઢે છે એ તેમની શૂરવીરતા છે. ગ્રંથ વાંચતાં પણ આદ્યન્ત વિનોદ થાય છે.

## ૨૩

"વૈષ્ણવ ધર્મ પતાકા" ના તંત્રી **શ્રીયુત વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી** જણાવે છે કેઃ—"આ ( તત્ત્વામૃત ) પુસ્તકે આ યુગમાં જબરજસ્ત ખળભળાટ પેદા કર્યો છે. અમે પણ આખું પુસ્તક જોઈ ગયા અને છેવટે લાગ્યું કે ગાંધીજીના ચોક્કસ વર્ગે આ પુસ્તકની વિરૂદ્ધમાં જે ટીકાઓ કરી છે, તેમાં અસહિષ્ણુતા સિવાય બીજુ કાંઈ નથી. અસ્પૃશ્યતાનું સ્થાપન કરનાર આર્યાવર્તના પૂજ્ય મહર્ષિઓમાં પણ જ્યારે ગાંધીજી "સેતાનીયત" સ્થાપવાની પાપમય ધૃષ્ટતા કરી રહ્યા છે, ત્યારે તેમને માટે રા. સાંગાણી જેવા ઝનુની ધર્માગ્રહીઓ સખ્ત શબ્દોમાં પણ આક્ષેપો કરે, તેમાં ગભરાવાનું શુ હોય ? રા. સાંગાણીએ આ અસહકારી પંથીઓનું સ્વરૂપ આલેખવાની નિડરપણે જે હિંમત દર્શાવી છે તેને માટે ખચિતજ તેમને ધન્યવાદ ઘટે છે. અલબત્ત રા. સાંગાણીના બધા વિચારો કંઇ સર્વને ગ્રાહ્ય ન હોય, પણ તેમણે ગાંધીજી વિશે સત્ય કહેવાની જે વીરતા પ્રકટ કરી છે તે તો **यक्षानुरुपो बलिः** એ ન્યાયનું અનુસરણ માત્રજ છે. રા. સાંગાણી પોતાના હૃદયના આવા શુદ્ધ અનુભવો ભવિષ્યમાં ખૂબ પ્રગટ કરીને ધાર્મિક પ્રજાને ચેતાવતા રહેશે, અને સાથે ધર્મદ્રોહીઓને પણ ચમકાવતા જશે."

## ૨૪

**સ્વામી શ્રી કૈવલ્યાનંદજી** લખે છે કેઃ—"આપના હૃદયની પ્રતિકૃતિરૂપ "સનાતન ધર્મ અને ગાંધીજી" નામનું પુસ્તક ભાવ પૂર્ણ વૃત્તિથી વંચાયું. સંતોષ, હર્ષ કોને ન અનુભવાય ? વર્તમાન દેશકાળ પાત્ર પરમ આપદ્ગ્રસ્ત છે, તેના નિમિત્ત અને ઉપાદાન કારણની રૂપરેખા ઘણીજ ઇચ્છવાયોગ્ય આલેખાયલી છે. કાળે સર્વને સરખા

છાંટા ઉડાડયા છે છતાં પણ જેટલી ખંતથી આપે પુસ્તક લખ્યું છે તેટલીજ ખંતથી વાંચનાર હૃદય સાવધાનતા અને જાગૃતિથી કંટાળ્યા વિના પ્રયત્ન આદરે તો શ્રેય કાંઇ દૂર નથી."

૨૫

**પ્રોફેસર શ્રીયુત જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ, એમ. એ.** અમદાવાદથી લખે છે કેઃ—"આપના "તત્ત્વામૃત" ગ્રંથનું દર્શન સ્વતંત્ર રીતે કરવાનું સદ્‌ભાગ્ય મને થયું હતું પણ મનુષ્ય ધર્મનું દર્શન તો આપેજ કરાવ્યું તે માટે હું આપનો ખાસ ઉપકૃત છું. બન્ને ગ્રંથો આપના પાકટ અનુભવનાજ પરિણામ છે. " મનુષ્ય ધર્મ " માં જે સિદ્ધાંતો ઉપર હિન્દુ સંસ્કૃતિ તથા સનાતન ધમ રચાયલો છે તેનું યથાર્થ નિરૂપણ આપે કર્યું છે. પુસ્તકની યોજના સુંદર છે. અમારી વૈષ્ણવ મહાસભાની શાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ માટે નવા અભ્યાસક્રમમાં એને ટેકસ્ટ તરીકે દાખલ કરીશું; તેમજ પારિતોષિક સમારંભ સમયે પણ કેટલાક લેવાની ગોઠવણ કરીશું."

૨૬

**ધ્રોળના દિવાન શ્રીયુત મૂળશંકર દયારામ લખે છે કેઃ—** "આપનો મારા પ્રત્યે સદ્‌ભાવ અને પ્રેમાળ સ્વભાવને લઇને આપના કેટલાક પુસ્તકો આપે મને મોકલ્યા અને ગઇ કાલ "માનસરોવરની યાત્રા " નું પુસ્તક આવતા વારજ વાંચવું શરૂ કરી આજ બપોરે સંપૂર્ણ કર્યું. તે પુસ્તક વાંચતાં તેમાં વિગતવાર દર્શાવેલ વર્ણન તથા ચિતાર આબેહુબ મારા આંતરિક હૃદય સમક્ષ ખડો થતો મેં જોયો. જો કે મેં તો લક્ષ્મણ ઝુલા સુધીનીજ યાત્રા કરી છે અને

તેની કુદરતી રચના, એકાંતવાસ તથા ઉત્તરમાંથી આવતો પતિત પાવની ભાગીરથીનો શાંત પ્રવાહ મનુષ્યના હૃદયમાં ઇશ્વરનું સાક્ષાત્ સ્વરૂપ અનુભવાવે છે ત્યારે આપે તો આખા હિમાલયની યાત્રા ઉપરાંત નેપાલ ટિબેટનો પ્રવાસ કરી છેવટ માનસરોવરની યાત્રા સંપૂર્ણ કરી તેનું પુસ્તકદ્વારા જે વિવેચન કરેલું છે તે વાંચતાં જાણે કે હું પોતેજ માનસરોવરની યાત્રાર્થે નીકળ્યો હોઉં અને કષ્ટ સાધ્ય રસ્તો કાપતા કાપતા નૈસર્ગિક દેખાવ અનુભવતો હોઉં અને એવી સ્થિતિ આપની સરળ શુદ્ધ શૈલીમાં મને પ્રાપ્ત થઇ. આપની ધર્મ પરાયણતા, આપનું સાહસ, અને સાંસારિક વૃત્તિમાં રહ્યા છતાં નૈસર્ગિક ત્યાગ બુદ્ધિ તથા સંસાર દ્વંદ્વોથી આપને વિમુક્ત દશામાં જોતા આપનું વર્તન અનુકરણીય થાય એમ ઇચ્છું છું. દરેક પુસ્તકમાં આપના અંતઃકરણના વિચારો ઉદ્ગાર સાથે બહાર નીકળે છે. પ્રવાસ અને યાત્રાથી આપે લાભ લઇને દુનિયાને લાભ આપ્યો છે તે કોઇ વિરલાજ આપે છે. આપના પુસ્તકો દરેક સજ્જનના ઘરમાં તથા લાઇબ્રેરી અને શાળામાં રાખવા લાયક છે.''

## ૨૭

**જસદણ સ્ટેટના નામદાર દરબાર સાહેબ આલાખાચરની આજ્ઞાથી હજુર સેક્રેટરી લખે છે કે:—** ' Dear sir, I am desired by His Highness the Darbar Saheb to thank you for the beautiful books you sent to him. They are all very interesting and at the same time very instructive

His Highness the Darbar Saheb wishes you all success in your future career and wishes that there were many more people of your type."

## ૨૮

**મહાત્મા યતિ મુકુન્દાશ્રમ ખંભાતથી લખે છે કે:—**

" તમારા હિંદુ તીર્થ યાત્રા વર્ણન, નેપાલનો પ્રવાસ, આત્મોત્કર્ષ હિમાલયની યાત્રા અને નારાયણ નીતિ એમ પાચ પુસ્તકો મળ્યાં વાંચીને સંતોષ થયો છે. આ પુસ્તકો ઉછરતા યુવાનોને અને તીર્થ કરનારાઓને બહુ ઉપયોગી છે. હાલના નવયુવકો લગામ વિનાના અશ્વની પેઠે ઇચ્છામાં આવે તેમ વગર સમજે જે અંધપ્રવૃત્તિઓ કરી આર્ય સંસ્કૃતિને છિન્નભિન્ન કરી રહેલ છે તેમને અલૌકિક ભોમિયા રૂપે છે. અનેક પ્રકારના રંગબેરંગી કાષ્ઠના કકડાઓ જાતે હલકા હોવાથી પાણી પર તરીને જેમ વિચાર હીનને પોતાના તરફ ખેંચે છે તેમ હાલના જમાનામાં સ્વરાજ્ય, સત્તા અને સંપત્તિને પ્રાપ્ત કરાવનાર હલકટ વિચારો વર્તમાન વાતાવરણમાં તરવરી રહેલ તે નક્કામા છે, તેને તમારા પુસ્તકો સચોટ અને સજ્જડ ભાષામાં સમજાવે છે. ભારત માતાના ભોળા સંતાનો ઉક્ત પુસ્તકોમાંથી લાભ ઉઠાવી હિંદ ઉદ્ધારના ખરા માર્ગને ગ્રહણ કરી શકે એવા ઉચ્ચ આશયથી તમે પુસ્તકો લખી શ્રી સનાતન ધર્મ અને હિંદ માતાની અપૂર્વ સેવા બજાવી છે એમ કહેવામાં મને અતિશયોક્તિ જણાતી નથી. "



# સાંગાણીકૃત અન્ય પુસ્તકો.

| | | |
|---|---|---|
| તત્ત્વામૃત ભાગ ૧ લો. | ... ... | કિંમત રૂા. ૨—૮—૦ |
| સનાતન ધર્મ અને ગાંધીજી ... | ... | ,, રૂ. ૦—૮—૦ |
| હિમાલય ઉન્નતિ પથ પ્રદર્શક નીતિ | ... | ,, રૂ ૦—૧૨—૦ |
| નેપાલનો પ્રવાસ | ... ... ... | ,, રૂ. ૦—૪—૦ |
| હિમાલયની યાત્રા | ... ... ... | ,, રૂ. ૦—૪—૦ |
| નારાયણ નીતિ | ... ... ... | ,, રૂ. ૦—૪—૦ |
| આત્મોત્કર્ષ | ... ... ... | ,, રૂ. ૦—૪—૦ |
| હિંદુ તીર્થયાત્રા વર્ણન | ... ... | ,, રૂ. ૦—૪—૦ |
| જન્માષ્ટમી | ... ... ... | ,, રૂ. ૦—૪—૦ |
| યુવક સદ્‌બોધ માળા | ... ... | ,, રૂ. ૦—૪—૦ |
| મનુષ્ય ધર્મ | ... ... ... | ,, રૂ. ૦—૮—૦ |
| હિંદુ કર્તવ્ય | ... ... ... | ,, રૂ. ૦—૮—૦ |
| માનસરોવરની યાત્રા... | ... ... | ,, રૂ. ૦—૮—૦ |
| હિંદુ જ્ઞાતિઓના ઉદ્ધારનો ઉપાય | ... | ,, રૂ. ૦—૪—૦ |
| દિનચર્યા ... | ... ... ... | ,, રૂ. ૦—૪—૦ |
| તત્વામૃત ભાગ ૨ જો (છપાય છે) | ... | ,, રૂ. ૨—૦—૦ |

પુસ્તકો મળવાનું ઠેકાણું:—

**દ્વારકાદાસ વિઠ્ઠલદાસ મહેતા.**

ચાઇના બીલ્ડીંગ ભીંડી બજાર-મુંબઇ.

# હિંદુ કોણ કહેવાય?

---

પ્રાણના ભોગે પણ ગૌરક્ષણ કરે તે હિંદુ કહેવાય.

જે દ્વિજ યજ્ઞોપવીત અને ચાતુર્વર્ણ્ય માથે ચોટલી અને ગ

તુળસી માળા તથા કપાળમાં તિલક ધારણ કરે તે હિંદુ કહે

શ્રાદ્ધ મૂર્તિપૂજા તથા પુનર્જન્મમાં માને તે હિંદુ કહે

રામ કૃષ્ણાદિ અવતારોને માને તે હિંદુ કહેવાય.

આચાર વિચારમાં દૃઢતા રાખે તે હિંદુ કહેવાય.

હિંદુસ્થાન—આર્યાવર્ત એજ હિંદુઓની આદ્યભૂમિ છે એમ માને તે હિંદુ કહેવાય.

અંત્યજ સ્પર્શ, મ્લેચ્છોની શુદ્ધિ તથા વિધવા વિવાહને ધિક્કારે તે હિંદુ કહેવાય.

જન્મથી જાતિ કિંવા વર્ણ માનતો હોય તે હિંદુ કહેવાય.

શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, રામાનુજાચાર્ય અને મધ્વાચાર્યને માનતો હોય તથા પરસ્પર ઝગડા ન કરાવતો હોય તે હિંદુ કહેવાય.

સ્ત્રીઓને સમાન હક્ક તથા સ્વતંત્રતા ન આપતા પતિવ્રત ધર્મ પળાવવાનો આગ્રહી હોય તે હિંદુ કહેવાય.

સંસ્કૃત ભાષા તથા ધર્મ શાસ્ત્રોનું રક્ષણ અને પ્રચાર કરે તે હિંદુ કહેવાય.

**સાંગાણી.**